# વડોદરા નવાબી ખાનદાનનો
# ઇતીહાસ.

મરાઠી, ઉર્દુ, ફારસી પુસ્તકો ઉપરથી ગુજરાતીમાં
તરજુમો કરી પ્રગટ કરનાર.

નિઝામુદદીન અમીરૂદદીન કુરેશી.
પાંચપટી—અમદાવાદ.

આવૃતી પહેલી. પ્રત ૧૫૦.

ઇ. સ. ૧૯૧૫. હિજરી ૧૩૩૩.

કીંમત પાંચ રૂપીયા.

આ પુસ્તક પાંચપટી અમદાવાદમાં આવેલા

ધી નિઝામીયા પ્રી. વર્કસ (છાપખાના)માં

મી. નિઝામુદ્દીન અમીરૂદ્દીન

કુરેશીએ છાપ્યું.

# પ્રસ્તાવના



હર શાખમેં હે શગુફા કારી, સમરાહે કલમકા હમ્દ બારી
કરતા હે યેહ દો ઝબાંસે યકસર, હમ્દે હક વ મદહતે પયમ્બર
પાંચ ઉંગલીયુંમે યે હરફઝનહે, યાની કે મુતીઅ પંજતન હય

વ્હાલા વાંચકો ! આજે અમો આપની સેવામાં એક એવા વિદ્વાનનું જીવન વૃતાંત રજુ કરીએ છીએ કે જેનું અજવાળું, તમામ હાલના જમાનાના વિદ્વાનોથી જુદું છે. અત્યારે અમે એક એવા નવાબ અને સરદારની હકીકત સંભળાવીએ છીએ કે, જેની નીતિ, રીતી, આચાર વિચાર, ગુજરાત કાઠીયાવાડના હાલના વખતના નવાબો અને સરદારોથી તદ્દન વિચીત્ર છે. આ જીવન ચરિત્ર પ્રગટ કરવાનો માત્ર હેતુ એટલોજ છે કે, લોકો તે ઉપરથી જ્ઞાની અને વિદ્વાન થવાની કોશીશ કરે અને અમારા અનેક અમીરો તથા સરદારો, ખરા નવાબ અને સરદાર થવાનું શીખે. ભુતકાળના સમયમાં અમારી કોમના સરદારો તથા વિદ્વાનોમાં જે ખુબીઓ હતી તેનો અદના નમુનો આ જીવન વૃતાંતમાં જોવામાં આવશે. ઐકયતા અને નીતી કોને કહે છે? રેહનુંમાઇ કોનું નામ છે? હમદર્દી શું છે અને ચઢતી દશાએ પહોંચવા સારૂ અમારા માટે કયો માર્ગ છે, અને પડતી દશાએ આવી પડવાના કયા કયા કારણો છે તે બધી બાબતોનો પાઠ નવાબ સાહેબે રચેલા પુસ્તકો જોવાથી સહેલાઇથી જણાઇ આવે છે. નવાબ મીર સદરૂદદીન હુસેનખાન સાહેબ બહાદુર ઉર્દુ ભાષાના એક આગેવાન લેખક છે. એમના પુસ્તકોના પ્રતાપેજ હજારો લોકો કોમી હમદર્દ બનવા પામ્યા છે. કેળવણીના મીઠાં ફળોથી વાકેફ થયા છે અને એક બીજાને મદદ કરતાં શીખ્યા છે. એ નામદારનું જીવન વૃતાંત અનેક શીખામણોથી ભરપુર છે. આશા છે કે તેના વાંચનથી બિરાદરાને ઇસ્લામ લાભ ઉઠાવ્યા વગર નહીં રહે.

નામદાર નવાબ મીર સદરૂદ્દીન હુસેનખાન સાહેબનું જીવન વૃતાંત રજુ કરવા પહેલાં એ નામદારના નામાંકિત વડીલોના ઇતિહાસથી વાચકો ને જાણીતા કરવાનું યોગ્ય લાગ્યું તેથી આ પુસ્તક જીવન વૃતાંતના સબબે એક ઇતિહાસીક પુસ્તકના રૂપમાં તૈયાર થઇ ગયું. ઉપરાંત નામદાર નવાબ સાહેબનો સંબંધ કેવા આલી ખાનદાનોની સાથે છે તેનું ભાન કરાવવા માટે એ નામદારના અતલગના કુટુંબીઓની હકીકત આપવી પણ મુનાસબ જણાઇ. આવી રીતે આ પુસ્તક વાચકોના માટે એક આલી ખાનદાનના ઇતિહાસ રૂપે બહાર પાડવામાં આવે છે. હવે આ પુસ્તક તઇયાર કરવામાં ક્યા ક્યા પુસ્તકોની મદદ લેવામાં આવી છે અને કેટલા ભાગ કરવામાં આવ્યા છે તે નીચે રજુ કરવામાં આવે છે.

૧. પુસ્તકની શરૂઆતમાં જે બાબત લખવામાં આવી છે તે શ્રીમંત ગાયકવાડ સરકારની ચેનાપતી ઓફીસનું રચેલું सरदार सिलेदार मंडळची हकीकत નામના પુસ્તકમાં આપવામાં આવેલી છે જે સને ૧૮૯૦ની સાલમાં વડોદરા વત્સલ છાપખાનામાં મરાઠી ભાષામાં મજકુર નામના છપાએલા પુસ્તકના પાંચગા અંકમાં છપાએલી છે અને તેમાં આ રાજ્ય સંબધી નવાબ સાહેબની બધી હકીકત દર્શાવેલી છે. તેનો મરાઠી ભાષામાં થી ગુજરાતી ભાષામાં તરજુમો કરવામાં આવ્યો છે.

૨. આ પુસ્તકના ૬૮ માં પાનાથી જે સરટીફીકેટોની કોપીઓ છાપવામાં આવી છે તે નવાબ સાહેબના બુઝુર્ગોને ઇંગ્રેજ સરકારના દફતરી દાખલા એટલે ગવર્નમેન્ટના સરટીફીકેટો મળેલાં છે. તેમાં બ્રિટીશ સરકારથી તેમને જે વફાદારીનો સંબંધ હતો તે જાહેર થાય છે. અંગ્રેજી ભાષામાંથી મજકુર સરટીફીકેટોનો ગુજરાતીમાં તરજુમો કર્યો છે.

૩. આ પુસ્તકના ૧૨૪માં પાનાથી જે હકીકત શરૂ થાય છે તે નવાબ સાહેબના ફારસી ભાષામાં લખેલા જુના ખાનગી દફતરોનો ઉતારો છે.

૪. નવાબ સાહેબનું જીવન વૃતાંત આ પુસ્તકના ૧૪૮માં પાનાથી શરૂ થાય છે, તે સને ૧૯૧૨ની સાલમાં "ગુનચએ મુરાદે ઇસલામ" નામના ઉર્દુ ભાષામાં પ્રગટ થએલા જીવન વૃતાંતનો ગુજરાતી તરજુમો છે.

૫. આ પુસ્તકના ૨૪૦માં પાનાથી અવરંગાબાદવાળા હઝરત શાહ ગુલામ હસન કાદરી કદ૦ નું જે વર્ણન આપવામાં આવ્યું છે. તે ફારસી ભાષામાંથી લીધું છે. મજકુર શાહ સાહેબની ગાદીના સજાદા નવાબ સાહેબ હોવાથી મજકુર હકીકત આ પુસ્તકમાં લેવામાં આવી છે.

૬. આ પુસ્તકના ૨૫૬ માં પાનાથી પુનાના ફ્રસ્ટ કલાસ સરદાર નવાબ અલી મરદાનખાન સાહેબ ગારદીના કુટુંબનું વૃતાંત આપવામાં આવેલું છે. તે અંગ્રેજી ભાષામાંથી લીધું છે. મજકુર સરદાર સાહેબ નવાબ સાહેબના નાના ( મમાવા ) થતા હતા.

૭. આ પુસ્તકના ૨૬૬ માં પાનાથી પીરઝાદા સઇયદ મુસ્તફા હસન સાહેબ કાદરીના ખાનદાનનું વૃતાંત આપ્યું છે જે ફારસી તથા ઉર્દુ ભાષાના પુસ્તકો ઉપરથી લેવામાં આવ્યું છે. તેઓ નવાબ સાહેબના જમાઇ થાય છે.

ઉપર દર્શાવ્યા પ્રમાણે જુદા જુદા ખાનદાનોનાં વૃતાંતને એક સ્થળે પુસ્તકના આકારમાં પ્રગટ કરવાથી ભારે ખુશી થાય છે. મજકુર પુસ્તકમાં દર્શાવેલી બાબતો ઉપરથી જો ધડો લેવામાં આવે તો તે એક સારા શિક્ષક અને ઉમદા સલાહકારની ગરજ સારી શકશે. અને જો કોઇ પણ ગ્રહસ્થ આ પુસ્તક વાંચીને એવો સાર ગ્રહણ કરશે તો અમે અમારી મહેનતનો બદલો મળેલો સમજીશું.

લી૦

પ્રગટ કર્તા.



# આ પુસ્તકમાં આવેલી છબીઓનું સાંકળીઉં.







## અનુક્રમણીકા.

પૃષ્ઠથી પૃષ્ઠ સુધી.





**Mr. Nizam-ud-Din Quraishi.**

Born on 1301 A. H.



મી૦ નિઝામુદદ્દીન કુરેશી.

જન્મ સને ૧૩૦૧ હીજરી.

**Fac-Simile of a Sanad Granted by Mughal Emperor to Nawab Mir Nur-ud-Din Husain Khan Saheb Bahadur-founder of the Nawab Dynesty at Baroda.**



વડોદરાના નવાબ ખાનદાનના મુળ પુરૂષ નવાબ મીર નુરૂદ્દીન હુસેનખાન સાહેબ બહાદુર પહેલાને મળેલી બાદશાહી સનદ.

**Fac-Simile of a Sanad granted by Mughal Emperor to Nawab Mir Nur-ud-Din Husain Khan Saheb Bahadur-founder of the Nawab Dynesty at Baroda.**



વડોદરાના નવાબ ખાનદાનના મુળ પુરૂષ નવાબ મીર નુરૂદ્દીન હુસેનખાન સાહેબ બાહદુર પહેલાને મળેલી બાદશાહી સનદ

**Nawab Mir Nur-ud-Din Husain Khan Saheb Bahadur--founder of the Nawab Dynesty at Baroda.**

Died in 1213 A. H.



વડોદરાના નવાબ ખાનદાનના મુળ પુરૂષ
નવાબ મીર નુરૂદ્દીન હુસેનખાન સાહેબ બહાદુર પહેલા

વફાત સને ૧૨૧૩ હીજરી.

૭૮૬

# આઝમ મીર નુરૂદ્દીન હુસેનખાન બહાદુર નવાબ સાહેબના કુટુમ્બની હકીકત.

આ ઇસલામી કુટુંબ સુન્ની પંથનું છે. તેમને પોતાની અસલ જન્મભુમિ અરબસ્તાન છોડે લગભગ ૪૦૦ વરસ થયા છે, તેઓ પ્રથમ અરબસ્તાનમાંથી ઇ. સ. ૧૫૦૦ ના શુમારે કાબુલ પ્રાંતના હીરાત મુકામે આવીને રહ્યા, ત્યાંથી આ કુટુંબ પૈકી એક ઇસમ શુમારે ઇ. સ. ૧૬૦૦ માં હીંદુસ્તાનમાં આવ્યા અને દીલ્લી દરબારમાં નોકર રહ્યા. તેમના પ્રમાણિકપણાંના સબબે દરબાર તરફથી તેમના વંશને **રોહતક** પ્રગણામાં આવેલું **કુરણાવતી** ગામ ઇનામ અને એક મનસબ આપવામાં આવ્યું. આવી રીતે ઘણાં વરસો સુધી ચાલ્યું. આ કુટુંબમાંથી **મીર નુરૂદ્દીન હુસેનખાન** ઘણાં પ્રખ્યાત પુરૂષ થયા. જેમને દીલ્લીના બાદશાહ તરફથી " **નવાબ બહાદુર** " નો ખીતાબ મળ્યો હતો.

ઇ. સ. ૧૭૮૦ ની સાલમાં **દીલ્હીના** બાદશાહના વઝીર **ગાઝીઉદ્દીનખાન** જ્યારે **મક્કે** જવા નીકળ્યા ત્યારે તનણે **મીર નુરૂદ્દીન હુસેનખાનને** પોતાની સાથે લીધા અને બંને જણાં હોડીમાં બેસવા માટે

**સુરત** મુકામે આવ્યા. આ વખતે **સુરત**માં અંગ્રેજ સરકાર તરફથી મુખ્ય કામદારના હોદ્દા ઉપર **ઓડામ સાહેબ** હતા. **મીર નુરૂદ્દીન હુસેનખાન** રાજ્ય કારોબારમાં અતી ઉપયોગી પુરૂષ છે, એવી કીર્તી પ્રથમથી ચોમેર પ્રસરેલી હોવાથી **ઓડામ સાહેબ**ની જાણમાં પણ આવી ચુકી હતી તેથી તેઓએ નેટીવ સ્વસ્થાનોની સાથે પંચ તરીકે કામમાં લેવાને **દીલ્હીના** બાદશાહ તરફથી તેમને માંગી લીધા, એટલે **મીર નુરૂદ્દીન હુસેનખાન** **સુરત**માં રહ્યા. તે બાદ તેઓ કેટલાક દીવસ સુધી **સુરત**માં રહ્યા હતા, પરંતુ પેશ્વાના દરબારમાં અંગ્રેજ સરકારના વકીલ તરીકે તેમને નીમવામાં આવ્યા.

**નવાબ મીર નુરૂદ્દીન હુસેનખાન**ને સાત દીકરા હતા. પહેલા **ફખરૂદ્દીન** જેઓ પેશ્વાના દરબારમાં પેશકાર હતા. બીજા **નિઝામુદ્દીન** નિઝામ સરકારમાં **નવાબ નિઝામ નવાઝ જંગ બહાદુર**ના ખેતાબ સાથે સરદાર હતા. ત્રીજા **નસીરૂદ્દીન સુલતાન નવાઝ જંગ બહાદુર***ને **ગોવીંદરાવ મહારાજ વડોદરે** લાવ્યા અને તેમને ગાયકવાડ સરકારના રાજ્યમાં સરદાર બનાવ્યા. ચોથા **કમાલુદ્દીન નાગપુર**ના ભોંસલે સરકારને ત્યાં હતા. પરંતુ સંવત ૧૮૫૬ની સાલમાં **મીર નસીરૂદ્દીન હુસેનખાન** **અમદાવાદ**ની લડાઇમાં શહીદ થયા પછી તેમની આસામી કાયમ રાખવા માટે તેમને **ગોવીંદરાવ** મહારાજે **નાગપુર**થી બોલાવ્યા એટલે તેઓ **વડોદરે** આવ્યા. પાંચમા **સદરૂદ્દીન**ને **હયદ્રાબાદ** સરકાર તરફથી **યાવરૂદ્દવલા બહાદુર**નો ખીતાબ આપવામાં આવ્યો અને **ઓરંગાબાદ**ની સુબાગીરી સોંપવામાં આવી. છઠ્ઠા **મીર શરફુદ્દીન હુસેનખાન** અને સાતમા **મીર જમાલુદ્દીન હુસેનખાને** જાહેરમાં ભાગ લીધો હોય એમ જણાતું નથી.

---

* આ ખેતાબ તેમને **દીલ્હી** સરકાર તરફથી મળેલો હતો.

આ નવાબ કુટુંબ પૈકી અત્યારે જે શાખાની હકીકત આપવામાં આવનાર છે તે શાખાના મુળ પુરૂષ **મીર નુરૂદ્દીન હુસેનખાન** ઉપર જણાવેલા **નુરૂદ્દીન હુસેનખાનના** ત્રીજા દીકરા હતા. ઉપર લખ્યા પ્રમાણે **ગોવીંદરાવ મહારાજ** તેમને વડોદરે લાવ્યા જ્યારે **ગોવીંદરાવ મહારાજ પુને** હતા ત્યારે **મીર નુરૂદ્દીન હુસેનખાન** તરફથી પૈસા સંબંધી તેમને સારી મદદ મળી હતી આ કારણથી **ગોવીંદરાવ મહારાજ** તેમને અને તેમના દીકરાને હમેશાં **દામાજી ભુવાની** જગ્યાએ સમજી વારંવાર " આપતો આ દોલતના સ્થંભ છો, આ દોલત આપનીજ છે આ દોલતનો બોજો બધો તમારા તરફજ છે વિગેરે " અનેક પ્રકારે ઉપમા આપી લખતા. આ વખતે ગાયકવાડ સરકારની દ્રવ્યની સ્થિતી બહુ નબળી હતી અને કંપની સરકારથી સ્નેહ વધારવાને કામે અને તેમનાંમાં હમેશા સલાહ રાખવાને કામે **ગોવીંદરાવ મહારાજને** આ કુટુંબના માણસોનો બહુ ઉપયોગ થતો અને તેથી કરીને ઉપર પ્રમાણે લખી હમેશા **ગોવિંદરાવ મહારાજ** તેમને ખુશી રાખવાનો પ્રયત્ન કરે તેમાં કાંઇ અજાયબ થવા જેવું નથી.

**મીર નસીરૂદ્દીન હુસેનખાનના** નામે પહેલો કોલ કરાર સંવત ૧૮૪૯ ની સાલમાં ૧૧ જમાદિઉલ આખરના દીવસે **પુના** મુકામે થયો. આ કોલ કરાર પ્રમાણે એમની સવાર આસામી ૪૫ અને જાત, તેમજ આસામીદાર કારકુન વિગેરે મળી એક સાલના રૂ. ૪૬૯૫૦ ની નીમણુંક કરવામાં આવી. વળી ચાર કલમો ઠરાવી આપવામાં આવી હતી પરંતુ આ કોલકરારનો કાંઇ પણદીવસે અમલ થયો હોય એમ જણાતું નથી. અત્રેના સીલેદારી ખાતામાં **નસીરૂદ્દીનનું** નામ પ્રથમ સંવત ૧૮૫૦માં નજરે પડે છે. આ સાલમાં તેમના નામે જે નીમણુંક દાખલ થએલી હતી તે ઉપરના કોલ કરારનામા પ્રમાણે રૂ. ૪૬૯૫૦ ની નહોતી. પરંતુ ખુદ, ખાસ સ્વાર અને પ્યાદા વિગેરે માટે રૂ. ૬૮૫૬૦ અને પેટાના લોકો બદલ રા. ૧૩૩૫૦

મગીને એકંદર સાલના રૂ. ૮૧૫૧૦ ની નીમણુંક હતી. આ પછી સંવત ૧૮૫૫ આખર સુધી ઉપરની નીમણુંક પૈકી ખાસ નીમણુંક રૂ. ૬૮૫૬૦માં કાંઇ ફેર પડયો નથી પરંતુ સંવત ૧૮૫૧-૫૨ અને ૧૮૫૩ આ ત્રણ સાલમાં પેટાના લોકો બદલની નીમણુંકમાં ઘણોજ ફેરફાર થયો અને ઉપરની એકંદર નીમણુંકને તે સાલમાં અનુક્રમે રૂ. ૮૧૬૧૦, ૮૩૪૧૦ અને ૭૭૨૧૦ એ પ્રમાણે થઇ, છેવટની નીમણુંક સંવત ૧૮૫૫ આખર સુધી કાયમ રહી. આ દરમીયાન સંવત ૧૮૫૨ ની સાલમાં માહે જીલકાદ ઉરફે જેષ્ટ તા. ૨૧ ના દીવસે **મીર નસીરૂદ્દીન હુસેનખાનને** કસબે **ભાલેજ** પ્રગણે **નડીયાદ**નું જે ગામ રા. **ગોવીંદરાવ વિશ્વનાથ**ને ત્યાં મામલીતીથી હતું તે ગામ તેમના સરંજામમાં બાંધી આપવામાં આવ્યું અને તે પ્રમાણે તે ગામ તમારા નામે ખર્ચ લખવામાં આવશે એવી સનંદો મળી. આસિવાય આ સાલમાં માહે મોહરમ ઉર્ફે શ્રાવણ માસની તા. ૨૧ મીના દીવસે **મીર નસીરૂદ્દીન હુસેનખાન**ના પિતાશ્રી **મીર નુરૂદ્દીન હુસેનખાને** પૈસાનો ઘણો ઉપયોગ કર્યો એ માટે **સુરત** અઠ્ઠાવીશીમાં આવેલા **પરબ** અને **હલદુ** આ બે ગામ તેમના નામે **ગોવિંદરાવ મહારાજે** વંશપરંપરાના માટે ઇનામ તરીકે આપ્યાં. (જુઓ નિશાની ૧) સંવત ૧૮૫૩ માં તા. ૮ માહે રબીઉલ આખરના રોજ **મીર નસીરૂદ્દીન**ના નામે કસબે **ભાલેજ**નો સંવત ૧૮૫૩ થી તે સંવત ૧૮૫૭ આખેર સુધી પાંચ વરસના માટે **ઇસ્તાવો** કરી આપવામાં આવ્યો. પરંતુ તે આ પ્રમાણે તેમને નામે સંવત ૧૮૫૭ આખર સુધી ન ચાલતાં તે દરમીયાન સવત ૧૮૫૪ ની સાલમાં તે તેમના તરફથી બદલાઇ જઇ તે વખતના ગાયકવાડને નામે લગાડી દેવામાં આવ્યો. સંવત ૧૮૫૦ થી સંવત ૧૮૫૫ દરમીયાન શુમારે ત્રણ વરસ સુધી **મીર નસીરૂદ્દીન હુસેનખાન** પોતે **રાવજી આપાજી** સાથે અમુક મહત્વના કામને માટે **પુને** હતા. સદરહુ કામ **સુરત** અઠ્ઠાવિશી **માનાજીરાવના** મૃત્યુ પહેલાં પેશ્વાએ **ગોવિંદરાવ** પાસેથી લખાવી લઇ અને પછી તેને લગતું ફારગતી ખત પણ તેમની પાસેથી કરાવી

લીધું હતું. જે ખત અંગ્રેજ સરકારની દરમીયાનગીરીથી પરત લેવાનું હતું. એમ દેખાય છે કે આ કામમાં આ કુટુંબ પૈકીના પુરૂષનો મહારાજાને ઘણો ઉપયોગ થવાનો હતો. કારણ સંબંધમાં **ગોવીંદરાવ મહારાજાએ મીર નુરૂદ્દીન** અને **ફખરૂદ્દીનને** તા. ૨૬ મી સફર ૧૮૫૦ ના દીવસે જે બે પત્રો લખ્યા હતા તેમાં એમ લખ્યું હતું કે "રાજેશ્રી **પંત પ્રધાને આનાજીરાવનું** મૃત્યુ થયાં પહેલાં અમારી **સુરત** અઠ્ઠાવીશી અમારી પાસેથી લખાવી લીધી અને તેની ફારગતી બદલ પણ લખાવી લીધું છે. તેની ફેરબદલી તમે અંગ્રેજ સરકારના મુત્સદ્દી તરફ લગાડી છે માટે સરકારમાંથી **સુરત** અઠ્ઠાવીશીની ફારગતી ચીઠીઓ અમને પરત અપાવો અને **સુરત** અઠ્ઠાવીશી પ્રથમ પ્રમાણે અમોને કાયમની મળે તો તમને તેના દરબાર ખર્ચ તરીકે રૂ. ૨૦૦૦૦૦ બે લાખ રૂપીઆની શરત કરી આપીએ" વિગેરે લખેલું છે. આ પછી સંવત ૧૮૫૬ ના માહે મોહરમ ઉર્ફે જેષ્ટ માસની તા. ૧૯ મીના દીવસે કરમે **ભાલેજની** મામલત ઉપર પ્રમાણે તે વખતના ગાયકવાડે એમના તરફ આપી હતી તે તેમના તરફથી ફેરબદલ કરી **મીર નસીરૂદ્દીન હુસેનખાનના** નામે કરી દેવામાં આવી. તેજ પ્રમાણે આ સાલમાં માહે ઝિલહજ ઉર્ફે વૈશાખ તા. ૨૬ના દીવસે સિલેદાર **મીર નસીરૂદ્દીનના** ફોજ ખર્ચ બદલ નીમણુંકના બદલે **ઉમરેઠ** મહાલ જે **રાજેશ્રી નારો શ્રીપત** તરફ હતો તે તેમના તરફથી કાઢી લઈ, **મીર નસીરૂદ્દીનને** પ્રથમ વરસથી ચાલુ સુધીને માટે લગાડી આપ્યો. આ સાલમાં **મીર નસીરૂદ્દીન હુસેનખાન પુનેથી** આવ્યા પછી તેમને મહારાજાએ માહે રજ્જબ ઉર્ફે માગસર માસમાં ચાર શરતોની યાદી કરી આપી. આ યાદી પ્રમાણે જાત, સ્વાર અને તૈનાતી લોક તેમજ પાયદળ વિગેરે પેશજીની તૈનાત જાબતા સુદ્ધાં રૂ. ૨૦૦૦૦૦ બે લાખ રૂપીઆ વગર કપાતે રોકડા ઠરાવી કરાર કરી આપ્યો અને તે પ્રમાણે તૈનાત શરૂ કરી અને તૈનાત જાબતો કરી આપવાનો હતો પણ એટલામાંજ **અમદાવાદમાં આબા શેલુકરની** સાથે જે

લડાઈ ચાલતી હતી તેમાં તા. ૩૦ માહે ઝિલહજના દીવસે હલ્લાને વખતે **મીર નસીરૂદ્દીન** શહીદ થયા તેથી તે તેનાત જાબતો કરવાનો રહી ગયો. **અમદાવાદની** લડાઇમાં **મીર નસીરૂદ્દીન હુસેનખાને** ઘણી સારી મહેનત કરી હોય એમ દેખાય છે. તે લડાઈ ચાલતી હતી તે વખતે તેમને **ગોવીંદરાવ મહારાજે** "તમારી નોકરીની શરત આજમ **રાવજી આપાજીના** લખવા ઉપરથી ખબર પડી. તે ઉપરથી ઘણી ખુશી ઉત્પન્ન થઇ. ઘોડા, માણસો વિગેરે મરાયાં એ બદલ ના ઉમેદ નથી એમ લખ્યું અને સરકારી કામમાં તમારા તરફથી પ્રથમ કોઇ વાર કસુર થયો નથી અને હવે પછી પણ થશે નહીં એ અમે ખાસ જાણીએ છીએ. સરકાર તમારા તરફ બહુ ખુશી છે. તમારી ખેર ખુશી હર હમેશ લખી મનને આનંદ આપતા રહેશો." વિગેરે લખેલું છે.

**મીર નસીરૂદ્દીન અમદાવાદની** લડાઈમાં શહીદ થયા તે વખતે તેમના દિકરા **મીર નસીરૂદ્દીન** તદન નાના હતા. આ માટે **મીર નસીરૂદ્દીનના** ભાઇ **કમાલુદ્દીનને ગોવીંદરાવ મહારાજાએ નાગપુરથી** બોલાવી તેમને આ કુટુંબની સરદારી સોંપી.

***કમાલુદ્દીન** વડોદરે આવ્યા પછી **ગોવિંદરાવ** મહારાજ તરતજ મર્ણ પામ્યા. આ વખતે **વડોદરાની** સ્થીતી પૈસા સંબંધે, લશકર સંબંધે અથવાતો બીજા કોઇ પણ પ્રકારે સમાધાન માનવા જેવી નહોતી. ખજાનામાં પૈસા નહોતા. કઇંક પ્રાંતો કરજદારને ત્યાં ગીરો મુકેલા હતા. માંડલીક સંસ્થાનો તરફથી ખંડણીઓ વસુલ કરવાને લશકર તૈયાર ન હોવાથી, તેઓએ ખંડણીઓ રોકી રાખી હતી. ઘરમાં કજીઆ થઇ વિભાગ પડી ગયા હતા. કડીના +**મલ્હારરાવ** પોતાની પેશકશી બંધ ન થવાથી બંડ

---

* રૂલર્સ ઓફ બરોડા પાને ૯૭–૯૮.

\+ વડોદરા ગેઝેટીયર પાને ૨૦૫.

કરવાની તૈયારીમાં હતો અને અરબ લોક તેમનો પગાર વખતસર નહીં મળવાથી માથા ફીરૂ થયા હતા. આવી ગાયકવાડી રાજ્યની સ્થીતિ હોવાથી **કમાલુદ્દીનની વડોદરામાં** કારકીરદી શરૂ થઈ. રાજ્ય કારભારમાં અગ્રેસર પણું લેવાનો પહેલો પ્રસંગ તેમને **ગોવીંદરાવ મહારાજ** મરણ પામ્યા તે વખતે આવ્યો. આ વખતે ***રાવજી આપાજી** વડોદરે નહોતા અને **ગહીના બાઇ** સાહેબે **ગોવીંદરાવ** મહારાજની સાથે સતી થવાનો વિચાર કર્યો. **ગોવિંદરાવ** મહારાજની કારકીર્દિમાં **ગહિનાબાઇ સાહેબ** રાજ્ય સત્તાથી વર્તન કરતા હતા. તે વખતે **કમાલુદ્દીન બાબાજી આપાજી** વિગેરે મંડળીએ **આનંદરાવ** મહારાજને ગાદી ઉપર બેસાડી **ગહિના બાઈની** સત્તા કાયમ રાખવાનું વચન આપ્યું. અરબ જમાદાર તરફથી પણ બીજા કોઇને મદદ ન કરવાના સોગંદ લેવરાવી, તેમનો સતી થવાનો વિચાર ફેરવી નંખાવ્યો અને **આનંદરાવ** મહારાજને ગાદી ઉપર બેસાડયા.

આ પછી **કડી**માં બંડ થયું તે બેસાડી દેવાના કામે અંગ્રેજ સરકાર સાથે જે કામકાજ શરૂ થયું તે કામકાજમાં પ્રથમથી તે આખર સુધી સર્વ સલાહ મસલેહતમાં અને બીજા કામકાજમાં **મીર કમાલુદ્દીનખાનની** યોજના હતી. સંવત ૧૮૫૮ માં **મુબઇના** ગવરનર **ડંકન સાહેબ** તરફ જ્યારે તેમને વકીલના કામ ઉપર મુખત્યાર નીમીને મોકલવામાં આવ્યા, ત્યારે તેમને **આનંદરાવ** મહારાજાએ લખ્યું છે કે "સરકારી કામની કલમબંદીની પણ યાદી ઇલાહીદા લખી આપીછે અને રૂબરૂમાં ખુલાસા વાર કહેલું છે તે પ્રમાણે અમલ થાય તો ઉત્તમ તેમાં કંઇ વધતી ઓછી વાતચીત થાય તો હજુર હુકમની રાહ ન જોતાં તમને મુનાસબ લાગે તે અને સરકાર તરફ ઇમાનદારી ધ્યાનમાં રાખી જે કરશો તે સરકારને કબુલ મંજુર છે. અને ત્યાંનો પરચુરણ દરબાર ખર્ચ વિગેરે જે તમે યોગ્ય

* વડોદરા ગેઝેટીયર પાને ૨૦૨.

રીતે કરશો તે સરકારમાંથી રીતસર હીસાબ જોઇ મંજરે આપવામાં આવશે" ખંભાતની સલાહથી તે કડીના મલ્હારરાવની નડીયાદમાં સ્થાપના થઇ ને તેમના સંબંધે સર્વ બાબતોનો નિકાલ થતાં સુધી, સંધી કરાર અથવા લડાઇઓ જે જે કંઇ થયાં તે સર્વેમાં ઘણું કરીને **મીર કમાલુદ્દીન** નહોતાં એવું થયું જ નથી. **કડીના** લડાઇ શરૂ હતી ત્યારે **કર્નલવોકર** **સા.** સાથે ગાયકવાડની ફોજ લઇને હલ્લો કરવાના કામે **મીર કમાલુદ્દીન** પોતે હતા અને આ હલ્લામાં જમણી બાજુ તેમના તરફ હતી. પછી **મલ્હારરાવની** હાર થવાથી તેમને **નડીયાદમાં** આણ્યા પછી ઈંગ્રેજ સરકાર અને ગાયકવાડ એ બંનેની દરમીયાન સને ૧૮૦૨ના જુન માસમાં જે સલાહ થઇ તે કરવાના કામે પણ **મીર કમાલુદ્દીન** હતા અને તે સલાહ ઉપર ગાયકવાડ સરકાર તરફથી તેમની સહી છે. તેવીજ રીતે **મલ્હારરાવે** અંગ્રેજ સરકાર અને ગાયકવાડથી જે જે કરાર કર્યા તે બધા ઉપર **મલ્હારરાવને મીર કમાલુદ્દીનની** જામીનગીરી આપવી પડી છે.

આ પ્રમાણે કડીનું પ્રકરણ ખલાસ થવા પછી અરબ લોકોનું પ્રકરણ ઉપસ્થિત થયું. આ પ્રકરણમાં પણ ઉપર પ્રમાણે **મીર કમાલુદ્દીન** અગ્રેસર પૈકી હતા. અરબ લોક આ વખતે માથે ફીરૂ થયા હતા. એ ઉપર કહી ગયા છીએ અને તેથી કરીને કડીની લડાઇ શરૂ કરતાં પહેલાં **ખંભાત***માં **મુંબઇના** ગવરનર **ડંકન** સાહેબ અને **વડોદરાના** દીવાન **રાવજી આપાજી** એ બંને વચે જે કલમ બંદી ઠરાવવામાં આવી તેમાં તેમનું મુળ ગાયકવાડીમાંથી બિલકુલ કાઢી નાંખવું એવું ઠર્યું હતું. પરંતુ † કડીનું પ્રકરણ ખલાસ થયા પછી આનું આજ કામ આગળ લેવાનો જ્યારે વખત આવ્યો ત્યારે **રાવજી આપાજીને** મોટી પંચાત

---

* એચીસન્સ ટ્રીટીઝ વોલ્યુમ ૪ પાને ૧૯૭.

† રૂલર્સ ઓફ બરોડા પાને ૧૦૩–૧૦૫.

થઇ પડી. એટલામાં **આનંદરાવ** મહારાજાએ, **કાન્હોજીને** મુંબાઇમાં લઇ જવાનું કામ જે માણસ પાસે છે તે સ્વાધિન તેમને કરો એ આરબ જમાદારોને હુકમ ફરમાવ્યો, તે હુકમથી સદરહુ પંચાતનો નીકાલ થયો. આરબ જમાદારોએ **કાન્હોજીને** મોહારાજાને તાબે કરવા ના પાડી અને આ વરસના એટલે સંવત ૧૮૫૮ ઉર્ફે સન ૧૮૦૨ ના ડીસેંબર માસની ૧૦મી તારીખે એકદમ સરકાર વાડાને ઘેરો ઘાલી શેહેરના દરવાજા બંધ કર્યા. આ પ્રમાણે હકીકત બની ત્યારે ઉપરનો સંકેત આપો આપ પુરો પડવાનો વખત આવ્યો.

ઉપર *કહ્યા પ્રમાણે ડીસેમ્બર માસની ૧૦ મી તારીખના સુમારે અરબ જમાદારોએ સરકાર વાડાને ઘેરો ઘાલી, શહેરના દરવાજા બંધ કર્યા પછી ૮ દીવસે એટલે ડીસેંબર માસની ૧૮ મી તારીખે ગાયકવાડ અને બ્રીટીશ સરકારના લશકરે શહેરના કોટને ઘેરો ઘાલ્યો. આ વખતે શહેરના સર કરવાના કામની જે વેહેંચણી થઇ તેમાં ચાંપાનેર દરવાજો સર કરવાનું **મીર કમાલુદદીન** તરફ આવ્યું. આ ઘેરો ડીસેમ્બર માસની તા. ૨૫ મી સુધી ચાલ્યો. ૨૬ મી તારીખે આરબ લોક શરણે આવ્યા. તે વખતે તેમના જમાદાર **સુલતાન જાફ્રર, સુલતાન તલ્લા, હમદી** અને **સૈયદ મહંમદે** ગાયકવાડ સરકારથી ગુજરાતમાંથી નીકળી જવાનો જે કરાર કર્યો તે ઉપર ગાયકવાડ સરકારના **મેજર વોકર** વિગેરે સાથે **મીર કમાલુદદીનની** પણ જામીનગીરી લેવામાં આવી છે.

આ સાલના મોહરમ મહીનામાં તી. ૨૪ ના દીવસે આંગળ જે **મીર નસીરૂદદીનની** નામનો **તૈનાત જાબતો** કરી આપવાનો રહી ગયો

---

* કાન્હોજી, ગોવીંદરાવ માહારાજનો અનોરસ દિકરો એણે આનંદરાવ મહારાજની કારકીર્દીની શરૂઆતમાં રાવજી આપાજીને એક કોરે મુકી, વડોદરાનો રાજકારભાર પોતાના હાથમાં લીધો પરંતુ ઘણા થોડાજ વખતમાં તે અપ્રિય થયો અને આનંદરાવ માહારાજના હુકમથી રાણપુરના કીલ્લામાં કેદ કરવામાં આવ્યો.

છે એમ જે કહેલું છે તે **તૈનાત** જાબતો **મીર કમાલુદ્દીનના** નામે **આનંદરાવ** મહારાજાએ કરી આપ્યો. (જુઓ ની. ૨) પરંતુ આ વખતે ઉપર જણાવેલ સંવત ૧૮૫૬ ની સાલમાં **મીર નસીરૂદ્દીનને** માહે રજબ ઉર્ફે માર્ગશીર્ષ મહીનામાં **ગોવીંદરાવ** મહારાજાએ જે ચાર કલમોની યાદી કરી આપી હતી તે યાદી પ્રમાણે ૨૦૦૦૦૦ બે લાખ રૂપીયા ન આપતાં, દર સાલે રૂ. ૨૦૪૦૦૦ આપવાનો તૈનાત જાબતો કરી આપ્યો. આનું કારણ એમ બન્યું કે,આ સાલમાં માહારાજાએ **મીરકમાલુદ્દીનના** પાયદળની સંખ્યા વધારી અને હાથી બદલ દર સાલ રૂ. ૧૫૦૦ ની એક નવીન નીમણુંક કરી આપી. અને તેમના પેટામાંના **હાફિઝ ગુલામ મોહમદને** પાલખી અને શાગીર્દ પેશા બદલ દર સાલ રૂ.૧૩૦૦ વધારીને **મીરઝા મુસ્તફા** અને **શેખ મહંમદ** એ બન્નેને અનુક્રમે રૂ. ૨૫૦૦ અને ૧૦૦૦ એવી રીતે બે નવીન આસામીયો તેમના પેટામાં દાખલ કરી. આ સાલે **મીર નસીરૂદ્દીનના** દીકરા **મીર નાસરૂદ્દીનને** નામે, **મીર નસીરૂદ્દીન અમદાવાદમાં** મરણ પામ્યા પછી **શાહઆલમની** દરગાહ નજીક તેમની જે દરગાહ કરવામાં આવી, તે દરગાહના ખર્ચ માટે દર સાલ રૂ. ૪૫૦૦ ની ઉત્પન્નવાળું પ્રગણે દસ્કુરાઈનું મોજે **ગત્રાલ** ગામ અને **નાસરૂદ્દીન** તેમની બહેન અને તેમની માતુશ્રી એમની બેગમને કરાર પ્રમાણે દર સાલ રૂ. ૧૨૦૦૦ ઉત્પન્નનાં ચોરાશી પરગણામાં મોજે **વસ્રુ** અને **સણીયા** એ બે ગામ સદરહુ સાલથી વંશ પરંપરા ઇનામ કરી આપ્યા. (જુઓ ની. ૩) આ ઉપરાંત આ સાલમાં તા. ૧૦ માહે જમાદિલઆખર ઉર્ફે (ભાદરવા) 'ના દીવસે **મીર કમાલુદ્દીનને** ઘાસના બીડને માટે મોજે **તતારપુર** પ્રગણે **વડોદરા** જાગીરમાં લગાડી આપ્યું. સંવત ૧૮૫૮ ના માહે સફર ઉર્ફે જેષ્ટ માસ તા. ૧૭ ના રોજ પ્રગણે **કપડવંજ** તાલુકે **કઠીનો** કીલ્લો અને મેહેલનું કામ **મીર કમાલુદ્દીન હુસેનખાનને** કહેવામાં આવ્યાથી તેમના નામે સનંદ થઇ. આ સાલમાં ઉપરની નીમણુંકોમાં કારકુન બદલ દર સાલ રૂ. ૧૫૦૦ ) વધારી આપવામાં આવ્યા.

૫૩૯૮
૯



સંવત ૧૮૬૦ માં મોજે **આસોજ** અને **સાંગાડોલ** પ્રગણે વાંધાડીયાં એ બે ગામો તૈનાતના પેટે **મીર કમાલુદ્દીનના** નામે લગાડેલાં છે. સંવત ૧૮૬૧ માં ઉપર કહેલી નીમણુંકના પેટામાં પ્રગણે **કપડવંજ** પૈકી દર સાલ રૂ. ૧૦૨૫૦ ઉત્પન્નવાળું ગામ **મીર કમાલુદ્દીનને** જાગીર તરીકે લગાડી આપવામાં આવ્યું. સંવત ૧૮૬૪ ના પત્રકમાં **મીર કમાલુદ્દીનનું** નામ નથી પરંતુ તેમને નામે આ સાલમાં આસામી ૧૫૦ બદલ દર સાલ રૂ. ૫૦૧૦૦૦ નો એક નવીન તૈનાત જાબતો થયેલો છે. (જુઓ નં. ૪) આ સાલમાં નવાબની નીમણુંક આટલી ઓછી હોવાનું કારણ એ છે કે આ વખતે કંપની અંગ્રેજ સરકાર બહાદુરની ફોજ તૈનાતમાં રાખવામાં આવી હતી. તે કારણથીજ રાજ્યમાંના એકંદર સરદાર લોકોની નીમણુંકો પણ કમી થઇ. ઉપરના તૈનાત જાબતામાં એક હાથી બદલીની નીમણુંક દર સાલ રૂ. ૧૫૦૦ ની તેમણે હાથી લીધાથી કરી આપી છે. પરંતુ સંવત ૧૮૬૪ અને ૧૮૬૫ એ બન્ને સાલો માટે તેમણે હાથીની નીમણુંક નહીં લીધાથી, તે સાલ માટે તેમને રૂ. ૯૯૫૦૦ પ્રમાણેજ મળેલા છે. સંવત ૧૮૬૭ ના રબીઉલઆખર ઉર્ફે જેષ્ટ માસ તા. ૪ ના દીવસે પંચ મહાલની મામલત **કમાલુદ્દીનના** દીકરા **મીર અમીરૂદ્દીન હુસેનખાનને** સરકાર તરફથી સોંપવામાં આવી આ સાલમાં **મીર નુરૂદ્દીનના** દિકરા **મીર જમાલુદ્દીનને** નામે માહે જીલકાદ તા. ૨૧ ના દીવસે જાત ખર્ચ બદલ દર માસે રૂ. ૪૦૦ પ્રમાણે દર સાલ રૂ. ૪૮૦૦ ની નીમણુંક **અમદાવાદના** નવીન ભાગમાંથી આ સાલની શરૂઆતથી આપવામાં આવી. પરંતુ આગળ સંવત ૧૮૭૫ માં **અમદાવાદ** અંગ્રેજ સરકાર તરફ મેં બદલામાં જવાથી આ નીમણુંક ત્યાર પછી એમના તરફ કેટલા વરસ સુધી ચાલતી હતી એ બદલ દફતરી દાખલો નથી. આ પછી સંવત ૧૮૭૩ માં ઇતર સરદારો પ્રમાણે નવાબ સા.ની પણ નીમણુંકમાંથી દોઢ આનીની કપાત થઇ, ત્યારે તે સાલથી તેમની દર સાલ રૂ. ૯૧૫૩૧ ની નીમણુંક કાયમની રહી. સંવત ૧૮૭૫

માં બ્રીટીશ સરકારની પેંઢેરેથી લડાઇ શરૂ થઇ તે વખતે તેમની મદદ માટે **ફતેસિંહરાવે** જે લશ્કર માળવામાં મોકલ્યું તે લશ્કરની સુબેદારી **મીર કમાલુદ્દીનને** આપી. જ્યારે **મીર કમાલુદ્દીન** માળવામાં હતા ત્યારે તેઓ ઇગ્રેજ સરકારને ઘણાજ ઉપયોગી થયા, અને તેમના કામદારોમાં તેમણે મોટી કીર્તી મેળવી અને તેજ કામ ઉપર હોઇને સંવત ૧૮૭૬ માં **રતલામ**માં મરણ પામ્યા. સંવત ૧૮૭૫માં **મીર કમાલુદ્દીનને** તૈનાતના બદલામાં ચાલતા આવેલા મોજે **કપડવંજ** અને **ભાલેજ** આ બે માહાલ કંપની સરકાર તરફ **વિજાપુરના** મેં બદલામાં જવાથી, આ સાલે એમના તરફ સરકારમાંથી **સાંવલી** મહાલ ઇજારાથી આપવામાં આવ્યો અને તેમાં હાલના ઉત્પન્ન પૈકી તૈનાતના પેટે દર સાલે રૂ. ૫૭૭૦૦) ઠરાવી આપવામાં આવ્યા. આ શિવાય આ સાલે **મીર કમાલુદ્દીનની** દરગાહના ખર્ચ બદલ **અમદાવાદ** પ્રગણામાંના મોજે **ગત્રાલ** ગામ જે **મીર નસીરૂદ્દીનના** નામે સંવત ૧૮૫૮ માં ઇનામ કરી આપવામાં આવ્યું હતું તે ગામ આ સાલે **અમદાવાદ** અંગ્રેજ સરકાર તરફ મેં બદલામાં જવાથી નવાબ સા. તરફથી નીકળી ગયું. ત્યારે તેના બદલામાં મોજે **કુડોદરા** પરગણે **ઓલેસર** દર સાલે રૂા. ૪૫૦૦ ના ઉત્પન્નનું ગામ મોગલાઇ સુદ્ધાં તેમના તરફ ઇનામ તરીકે લગાડી આપ્યું. ( જુઓ ની. ૫ )

ઉપર લખ્યા પ્રમાણે **કમાલુદ્દીન** મરી ગયા પછી તેમના મોટા દીકરા **મીર અમીનુદ્દીનને** આ કુટુંબની સરદારી મળી અને તેમના નામે તેમના પિતાશ્રી પ્રમાણેજ સ્વાર આસામી ૧૫૦ બદલ દર સાલ રૂ. ૯૧૫૩૧ ની નીમણુંક શરૂ થઇ. અને **કમાલુદ્દીન** મૈયત થવાથી તેમની દરગાહવિગેરેના ખરચ બદલ દર સાલ રૂ. ૫૦૦ પ્રમાણે સંવત ૧૮૭૬ ની **સાલથી સાવલી** માહાલ બદલની નીમણુંકી ખર્ચમાંથી **મીર અમીનુદ્દીને** દર સાલ લેવા એવું તેમના ઉપર સરકાર તરફથી લખાઇ ગયું. મીર **કમાલુદ્દીનના** પછી કન્ટીજન્ટની સુબાગીરી **અમીનુદ્દીન** તરફ આવી અને તેમને

પોતાના પિતા પ્રમાણેજ પોતાનું કામ સારી રીતે બજાવ્યાનું દેખાઈ આવેછે. આ કામ ઉપર તે સંવત ૧૮૭૭ આખર સુધી હતા અને ત્યાર પછી તેઓ **વડોદરે** આવ્યા. સંવત ૧૮૭૮ માં **ડભોઈ, બહાદરપુર** અને **સંખેડા** માહાલો એમના તરફ ઇજારાથી આપવામાં આવ્યા. આ વહીવટ તેમના તરફ સંવત ૧૮૮૨ આખર સુધી રહયા. આ વખતે ગાયકવાડી રાજ્યને બહુ કરજ થવાથી કરજદારોની ફરીયાદો વારંવાર બ્રીટીશ સરકાર તરફ જવા લાગી. ત્યારે તેઓએ કરજદાર લોકોને બહાંદરીઓ આપી, તેમને **સયાજીરાવ** મહારાજ તરફથી **વડોદરા** રાજ્યના માહાલોના ઇજારા સાત વરસની શરતથી અપાવ્યા. આ ઠરાવ સન ૧૮૨૭ માં થયો. અને તે પ્રમાણે જે વહીવટો આપવામાં આવ્યા તેમાં **મીર અમીનુદદીનનું** વહીવટ તેમના નામ ઉપરથી નીકળી પારેખ **સામલ બેચરના** નામે થયું. આ પ્રમાણે આ કામ તેમના તરફથી નીકળયા પછી કેટલાક વખત સુધી **મીર અમીનુદદીનને** કાંઇ કામકાજ નહોતું, પરંતુ થોડાજ વખતમાં તે ગાયકવાડ સરકારના કંન્ટીજન્ટના સર સુબા થયા. આનું કારણ એવું બન્યું કે સન ૧૮૨૮ માં તે વખતના **વડોદરાના** રેસીડન્ટ **સર જેમ્સ વુઇલિયમ્સે** મુંબાઇના ગવરનર **સર જોન માલકમને** એમ લખ્યું કે ગાયકવાડના કંન્ટીજન્ટની સ્થિતિ ઘણી ખરાબ હોવા બદલ તેના કામદાર તરફથી મહારા તરફ વારંવાર ફરિયાદો આવે છે. **માલકમ** સાહેબે આ વાત સાંભળી સન ૧૮૩૦ માં **સયાજીરાવ મહારાજને** તેમના કન્ટીજન્ટી પૈકી ઓછામાં ઓછા બે તૃતીયાંશ પણ લોક સારી સ્થિતીમાં હોવા જોઇએ એવી તાકીદ આપી. તેમની આ તાકીદ તરફ માહારાજાએ લક્ષ આપ્યું નહીં એવું તેમને માલુમ પડવાથી તેમણે કન્ટીજન્ટના ખર્ચ માટે ફરીથી ૧૦૦૦૦૦ રૂપીયાનો મુલક જપ્ત કરી રેસીડન્ટ મજકુરને પોતે કન્ટીજન્ટ ફોજમાં સુધારો કરવા હુકમ આપ્યો. આ પ્રમાણે રેસીડન્ટને સુધારવાનું કામ આવ્યું ત્યારે તેમણે **મીર અમીનુદદીનને** કંન્ટીજન્ટના સર સુબા નિમ્યા. આ વ્યવસ્થા સન ૧૮૩૨ સુધી ચાલી. તે વરસમાં તે વખતના

મુંબાઇના ગવરનર **લોર્ડ કેલેરે** કન્ટીન્જન્ટના ખર્ચ માટે જપ્ત કરેલો ગાયકવાડ સરકારનો મુલક છોડી દીધો અને કન્ટીન્જન્ટની વ્યવસ્થા માહારાજાની ઇચ્છા પ્રમાણે તેમની તરફ સોંપાવી. ત્યારે **સયાજીરાવ** માહારાજાએ **મીર અમીનુદ્દીનને** સર સુભાની જગો ઉપરથી દુર કરી તેમની જગોએ **ગણપતરાવ** ઠમડેરેની યોજના કરી. દરમીયાન સંવત ૧૮૮૩ માં **મીર અમીનુદ્દાન હુસેનખાનને** નામે ચાલતી આવેલી નીમણુંકમાંથી આનાની કપાત બદલ રૂ. ૧૫૧૬૯–૩–૩ કમી થયા અને તેમના નામે દર સાલ રૂ. ૮૫૮૧૦–૮–૯ ની નીમણુંક કાયમ રહી. આ પછી સંવત ૧૮૮૯ માં **આજમ મીર અમીનુદ્દીન હુસેનખાન** નવાબ સાહેબે **મુંબાઇ** સરકારને એવું જાહેર કર્યું કે અમને અંગ્રેજ સરકારની બાંહેદરી છે અને હાલના ગાયકવાડ સરકારની મરજી અમો તૈનાતી સરંજામમાં રહેવાથી અમારા ઉપર ખપા દેખાય છે. માટે અમારી માલ મીલકતના અને જાગીરની બરદાસ્ત બદલ જે દસ્તાવેજ હોય તે તેમના તરફથી લઇ અમારા તરફ મોકલાવવા એવું તે વખતના ગુજરાતના પોલી- ટીકલ કમીશનર **સર જેમ્સ વિલીયમ** ઉપર લખાઇ આવ્યું. તે ઉપરથી **ડંકીન સાહેબ** ગવરનરના વિગેરે જે દસ્તાવેજ નવાબ તરફ હતા તે સર્વે **મુંબાઇ** સરકાર તરફ પોલીટીકલ કમીશનરે મોકલાવી દીધા. તે ઉપરથી તા. ૧૪ માહે આગષ્ટ ઉર્ફે શ્રાવણ વદ ૩ ના મીતીનું **મુંબાઈ** સરકાર તરફથી આજમ **જેમ્સ વીલીયમ** પોલીટીકલ કમીશનરને એવું લખાઈ આવ્યું કે મશારૂનઇલેહના દસ્તાવેજ અને **રાવજી આપાજીના** બાંહેદરીના કરાર જોતાં નવાબ ને અંગ્રેજ સરકારની બાંહેદરી છે અને **મીર અમીરૂદ્દીન હુસેનખાનને** તૈનાત સરંજામના કામ ઉપર મોકલવાના વખતે કોઇ પણ બાબતની હરકત નથવા વિષે મજબુત વચન આપવામાં આવેલું છે. માટે નવાબનો માન મરતબો અને તેમની માલ મીલકત જે પ્રમાણે આજદીન સુધી ચાલતા આવ્યા છે તે પ્રમાણે આગળ પણ ચાલશે અને તેમાં કોઇ પણ જાતની હરકત થશે નહીં એ બાબતમાં તમારે જાપતો

રાખવો. આ ઉપરથી પોલીટીકલ કમીશનરે નવાબ મજકુરને તેમની માલ મીલકત જાગીર વગેરે જેવી રીતે આજ સુધી ચાલતી આવી તેવીજ આગળ ચલાવી તેમાં કોઇ પણ જાતની હરકત માહારાજા તરફથી ન થાય, તેમજ મશારૂન ઇસ્લેહની ખરદાશત અને માન મહત્વ આજ સુધી સરકારમાંથી રાખવામાં આવ્યું તેમાં કોઇ પણ જાતનો તફાવત ન થાય એવી મતલબનો મુંબાઈ સરકારનો હુકમ છે એવું તા. ૨૨ માહે અગષ્ટ સને ૧૮૩૨ શ્રાવણ વદી ૧૧ ના રોજ દરબારમાં કહેવરાવ્યું તે ઉપરથી દરબાર અને રેસીડન્સી એ બેઉની દરમ્યાન આ પ્રકરણ સંબંધે થોડો પત્ર વ્યવહાર થઇને તેમાં **મીર કમાલુદ્દીન હુસેનખાનને રાવજી આપાજીએ** સરકાર દૌલત માંના દરેક કામ કાજ માટે કંપની સરકાર તરફ મોકલેલા હોવાથી તેમને **ડંકીન સાહેબ** વગેરે એ ઉપર પ્રમાણે કાગળ લખેલો હશે પરંતુ તે ઉપરથી તેમને બ્રિટીશ સરકારની બાંહેદરી છે એવું સંભવતું નથી. કમ્પની સરકારની બાંહેદરી બન્ને સરકારના દસ્તાવેજ સિવાય થતી નથી એ ઉઘાડુંજ છે. **રાવજી આપાજી**ની બાંહેદરી બદલ જે કરાર થયો છે, તેમાં નવાબનો તે તેમના દોસ્ત છે એટલા ઉપરથીજ તેમનો સમાવેશ કરાય નહીં કારણ **માધવરાવ ગોપાળ** મજમુદારનું નામ બાંહેદરીની કલમમાં સ્પષ્ટ પણે લખેલું હોવા છતાં તેમને બાંહેદરી બદલ જુદો દસ્તાવેજ કરી આપવામાં આવ્યો છે અને **રાવજી આપાજી**ના ભાઇ ભત્રિજા સુધ્ધાં કલમમાં લખેલા છતાં **બાબાજી આપાજી** અને **વિઠલરાવ દેવાજીએ** બાંહેદરીના દસ્તાવેજ જુદા કરાવી લીધા છે આ પ્રમાણે ઘણાં કારણો બતાવી નવાબના કુટુંબને કંપની સરકારની બાંહેદરી છે એમ કહેવું તદન અપ્રશસ્ત થશે એવું દરબારે નક્કી કર્યું ત્યારે આ પ્રકરણનો અંત આવ્યો.

આ પછી સંવત ૧૮૯૦ માં **મીર અમીનુદ્દીન**ની તરફ **અમરેલી ધારી દામનગર** અને **કોડીનાર** પ્રાંતો ઇજારાથી આપવામાં આવ્યા.

અને તે તેમની તરફ ૪ વરસ એટલે સંવત ૧૮૯૭ આખેર સુધી રહી. **મીર અમીનુદદીન હુસેનખાને** જે વરસે ઇજારો લીધો તેના પહેલાનું વરસ મોટી આફતનું હતું ત્યારે તેમના વહીવટનો વખત આ માહાલની જમા બંદી મુળ સ્થિતીએ લાવવામાંજ ગયો. સંવત ૧૮૯૨ માહે જીલહજ ઉર્ફે ચૈત્ર તા. ૧૮ ના દીવસે **આઝમ મીર અમીનુદદીન હુસેનખાને** પહેલેથી **વડોદરા** શહેરમાના સઘળા વહોરા લોક ઉપર શહેર ચઉત્રા તરફના વાવટા બાબત દર સાલનો વેરો છે તે માફ થશે અને તે વેરા બાબત અમો સરકારને ઉધડી રકમ દર વરસે રૂ. ૩૦૦ આપતા જઇચે એવી વીનંતી કરવાથી સદરહુ સાલથી વહોરા લોકોને સદરહુ વેરો માફ કરવામાં આવ્યો. સદરહુ વેરા બાબત દર સાલ રૂ. ૩૦૦ તમારે શહેર ચઉત્રા તરફ ભરણું કરે જવું એ અર્થનો સરકાર તરફથી તેમને લેખ મળ્યો. આ પછી સંવત ૧૮૯૪ માં **મીર અમીનુદદીન** મરણ પામ્યા. તે વખતે તેમને સંતાન નહીં હોવાથી તેમના નાના ભાઇ **હિસામુદદીન**નું નામ ઉપરની જગ્યોએ દાખલ થયું.

**હીસામુદદીન** સંવત ૧૯૧૧ ના ભાદરવા વદ ૫ ના રોજ મરણ પામ્યા. તે વખતે તેમના દિકરા **મીર કમાલુદદીન** ઘણા નાના હોવાથી તેમના સગા ભાઇ **મીર હુસેનુદદીન હુસેનખાન**ના નામે વહીવટ ચાલ્યું પરંતુ સીલેદારીના લીસ્ટમાં સંવત ૧૯૧૨ આખર **હીસામુદદીન**નું નામ કાયમ રહ્યું. ઉપરનો મેં બદલો **મીર કમાલુદદીન**ની માને કબુલ નહીં હોવાથી તેમનો હીસ્સો સરકારમાં રહયો અને નવાબનાં ઇનામી ગામો બ્રીટીશ સરકારની હદમાં હોવાથી ઉપરના મેં બદલા સંબંધે દરબાર અને રેસીડન્સી બેઉ વચ્ચે ઘણીજ લખા પડી થઇ આખરે સંવત ૧૯૧૩ માં આસો અથવા કાર્તક માસના સુમારે **મીર કમાલુદદીન**ને સરદારીનાં વરસો મળ્યાં અને તે નાના હોવાથી સરકાર તરફથી **બાબાજી વૈજનાથ**ને નીમી તેમની સરદારીનું વહીવટ સરૂ થયું. પરંતુ આટલું થયાં છતાં આ ટંટો

મટયો નહીં. હુસેનુદ્દીન પોતાનો હક છે એવું કહેતાજ રહ્યા અને થોડું ઘણું તેમણે પોતાના સરખું કંઇ પણ કરી લીધું એમ દેખાય છે. કારણ સંવત ૧૯૧૫ થી તે તેમની આખેર તારીખ સુધી અને ત્યારપછી પણ એ વર્ષ સુધી એટલે સંવત ૧૯૧૨ આખેર સુધી આ નીમણુંકને સીલેદારીના લીસ્ટમાં **મીર કમાલુદ્દીન** અને **હુસેનખાંન** એવાં બન્ને નામ જણાય છે. આ પછી **હુસેનુદ્દીન હુસેનખાનના** દીકરા **મીર નુરૂદ્દીને** સંવત ૧૯૨૧ માં **મીર કમાલુદ્દીન**ની સાથે પોતાનું નામ નીમણુંકમાં દાખલ કરવા અને મુસલમાની રીવાજ પ્રમાણે કારખાનામાં જે ફાદો રહે તેમાંથી પોતાનો ભાગ સરકારમાંથી કબુલ કરવા **ખંડેરાવ** મહારાજ તરફ અરજ કરી તે ઉપરથી માહારાજાએ સંવત ૧૯૨૧ ના મહા વદ ૭ ને દીવસે આ અરજીનો જે નીકાલ કર્યો તેમાં **મીર કમાલુદ્દીન** સાથે નીમણુંકમાં **મીર નુરૂદ્દીનનું** નામ દાખલ થઇ શકશે નહીં અને કારખાનાના નફાનો ભાગ પણ તેમને મળશે નહીં ફક્ત હાથ ખર્ચ માટે **તૈનાત જાબતાની** જાત નીમણુંકમાંથી દર મહીને રૂ. ૪૦૦ તેમને મળશે વિગેરે ઠરાવ કર્યો. સંવત ૧૯૨૨માં **કમાલુદ્દીનને સાવળી** માહાલ સંબંધે કબુલાત લખી આપી તે કબુલાતમાં હાલ મોંઘવારીના લીધે અને ઇનામ કમીટી વગેરેના લીધે અમારા તરફ જાગીરમાં આપેલા **સાવળી** માહાલની ઉપજ પ્રથમ કરતાં ૪૦૦૦૦ રૂપીઆ વધારે થઇ છે. માટે અમારી જાગીરના નફા બદલ રૂ. ૧૦૦૦૦ અમારી જાગીરના આંકડા ઉપર વધારે કરી આપવાનું સરકારે ઠરાવ્યું છે તે રૂ. ૧૦૦૦૦ જતાં બાકી રૂ. ૩૦૦૦૦ નું ભરણું સરકારે ફરમાન કર્યા મુજબ અમો સંવત ૧૯૨૩ નું પ્રથમ સાલથી દર સાલ સરકારમાં કરતાં જઇશું એમ લખેલું છે.

ઉપર લખ્યા પ્રમાણે **સાવળી** માહાલ આપના તરફ જાગીરમાં આપેલો હતો એવું નવાબ સા. કહે છે પરંતુ તે પ્રથમથી તેમના તરફ ઇજારાથી હોવાનું તેમની પાસે તે માહાલ સંબંધે વખતો વખત થયેલા

કલમબંધ ઉપરથી દેખાઇ આવે છે. સંવત ૧૯૨૪ ના આખેર આ માહાલ નવાબ તરફથી નીકળી ગયો અને સંવત ૧૯૨૫ સાલની શરૂઆતથી તેમને તે બદલ દર સાલ રૂ. ૧૦૦૦૦ મળવા લાગ્યા. આ સાલે તેમના તરફનાં **તતારપુરા** પરગણે **વડોદરા** અને મોજે **અસોજ** અને **સાંગાડોલ** પરગણે **વાઘોડીયા** એ બે હુકુમત વાળા ગામો ખાલસા કરવામાં આવ્યા. આ પછી કૈલાસવાસી **મલ્હારરાવ** માહારાજની કારકીર્દિમાં એકંદર સરકાર વગેરે લોકોની ફર્યાદો તપાસવા માટે જે કમીશન નીમવામાં આવ્યું હતું તે કમીશનના સમક્ષ **મીર કમાલુદદીન હુસેનખાનને** ઉપર જણાવેલા **સાવળી** માહાલ બદલ અને ઇતર કંઇક બાબતો બદલ ફર્યાદ કરી પરંતુ કમીશન આગળ ઇતર ફર્યાદો પ્રમાણે આ ફર્યાદનો ફકત તપાસ થયો નીકાલ થવાનું કામ **રાજા સર. ટી. માધવરાવના** રાજ્ય કારભાર જોવા ઉપર બાકી હતું તેમણે તા. ૧૦ અગષ્ટ ૧૮૮૦ નો નવાબ સા.ને આ કામ સંબંધ લેખી જવાબ આપેલો છે તેમાં **મલ્હારરાવ** માહારાજાની કારકીર્દી પહેલાં આવા કામોમાં વ્યવસ્થા થયેલી છે તેમાં હાલમાં દરમીયાનગીરી થઇ શકે નહીં. **ખંડેરાવ** માહારાજાએ **સાવળી** માહાલ ખાલસા વહીવટમાં લીધો તેમ કરવાનો તેમનો પુરેપુરો અધિકાર હતો. મે. એજન્ટ ગવરનર જનરલ સા. બહાદુરની તરફ અમુક દીવસ પહેલાં આ કામ સંબંધ અરજી કરેલી હતી. તેમાં શ્રીમંત **ખંડેરાવ** મહારાજે કરેલી વ્યવસ્થા બદલ આપની ફરીયાદ હતી તેનો જવાબ તે વ્યવસ્થામાં દરમીયાનગીરી થઇ શકે નહી એવો સાહેબ મેહેરબાને આપેલો છે એ વાત આપના લક્ષમાં છેજ. **સાવળી** માહાલની સુપ્રત આપના કહેવા પ્રમાણે આપને થઇ શકે નહી એ બરોબર સમજવા માટે આ યાદી આપને લખેલી છે વગેરે મતલબ છે. **સાવળી** માહાલ બદલના ઉપર લખેલા રૂપીયા ૧૦૦૦૦ ફકત **મીર કમાલુદદીન હુસેનખાનને** તેમની આખર તારીખ સુધી મળતા ગયા. હાલના નવાબને નવીન ઠરાવ થવા ઉપર તે મળવાના રહેલા હતા. તે તા. ૧૯ ઓકટોબર ૧૮૮૮ ના

શ્રીમંત માહારાજા સા.ના ઠરાવથી તેમને તેમની હયાતી સુધી મળશે. [ જુઓ નિ. ૬. ]

સંવત ૧૯૩૧ ના પોષ મહીનામાં મીર કમાલુદ્દીનને તૈનાતી લશકરની સુબાગીરી મળી અને તે તેમના મરણ સુધી ચાલી. સંવત ૧૯૩૭ માં ગોળ રકમ ઠરાવવામાં આવી ત્યારે ઉપર કહેલી દર સાલની રૂ. ૮૫૮૧૦ાા૦ાાા ની નીમણુંકમાંથી રૂ. ૫૨૪૮ાા૦ાાા બાદ કરતાં આ સાલથી નવાબ સાહેબના નામે દર સાલ રૂ. ૮૦૫૬૨ ની નીમણુક કાયમ થઇ. આ પ્રમાણે નીમણુંક સંવત ૧૯૩૯ આખર ચાલી અને સંવત ૧૯૪૦ માં છાપવાળા કાગળ બદલની દર સાલ રૂ. ૫૦ ની કપાત. સંવત ૧૯૨૫ માં સાવળી માહાલ અમારા તરફથી ખાલસા કરવામાં આવ્યો છતાં અદ્યાપી અમારી નીમણુંકમાંથી થાય છે તે બરોબર નથી. તો આ ઉપરથી તે માફ થઇ. સંવત ૧૯૨૫ સાલથી ઉપરની કપાત બદલ જે અવેજ અમારી નીમણુંકમાંથી દર સાલ કાપવામાં આવ્યો છે તે સઘળો પાછો આપવાની મેહેરબાની થવી" વગેરે અરજ નવાબ સા. કર્યા ઉપરથી આ સાલમાં ઉપર કહેલા રૂ. ૫૦ પૈકી રૂ. ૪૮ તેમની નીમણુંકમાં વધારી આપવામાં આવ્યા. ( જુઓ ની. ૭ ) ત્યારે આ સાલથી નવાબ સા.ની નીમણુંક દર સાલ રૂ. ૮૦૬૧૦ ની થઇ. આ પછી તા. ૧૨ માહે માર્ચ ૧૮૮૫ ના દીવસે મીર કમાલુદ્દીન હુસેનખાન મરણ પામ્યા ત્યારે તે સંબંધનું મોં બદલનું કામ શરૂ હતું તેવામાં તા. ૧ એપ્રીલ ૧૮૮૫ થી કન્ટીજન્ટ સંબંધમાં ઉપરની નીમણુંક પૈકી એક તૃતિયાંસ સ્વાર કમી થવાથી તે બદલ રૂ. ૧૫૪૨૦ કમી થયા. તે બાદ કરતાં બાકી સ્વાર આસામી ૧૦૩ બદલ દર સાલ રૂ. ૬૫૧૯૯ ની નીમણુંક કાયમ રહી. આ પછી મીર નુરૂદ્દીન હુસેનખાન હાલના નવાબના નામે તા. ૨૦ જુન ૧૮૮૫ ના દીવસે મોં બદલો થયો. ( જુઓ ની. ૮ ) તે વખતે ઉપરની નીમણુંકમાંથી ફરીથી સ્વાર આસામી ૩૩ તા. ૧ જુલાઇ ૧૮૮૫ થી કમી

થઇ તે બદલ દર સાલ રૂ. ૧૦૩૦૨ કમી થયા, તે બાદ જતાં **મીર નુરૂદ્દીન હુસેનખાન** નવાબ સા.ના નામે દર સાલ રૂ. ૫૪૮૫૮ની નીમણુંક કાયમ રહી આ ઠરાવમાં તૈનાત જાપતો એ ફક્ત સરકારના તાબા પૈકીનો હોવાથી તે ઉપર કુટુંબના કોઇ પણ ઇસમના ભાગ સંબંધે દાવો ચાલશે નહીં. તેની વ્યવસ્થા જેમ મુનાસબ લાગે તેમ કરવા સરકાર મુખત્યાર છે એવું ચોખ્ખું લખેલું છે.

આ સિવાય ઉપર લખ્યા પ્રમાણે **સાવળી** માહાલ બદલ રૂ. ૧૦૦૦૦ મીર નુરૂદ્દીનને મળતા હતે તે ઉપરાંત **પરબ, હળદુ, વસુ, સણીયા** અને કુડોદરા આ પાંચ ઇનામી ગામ નવાબના કુટુંબને નામે ચાલે છે **મીર કમાલુદ્દીન હુસેનખાંન**ની દરગાહના બદલ જે રૂ. ૫૦૦) આ કુટુંબને સંવત ૧૮૭૫ થી **સાવળી** માહાલમાંથી મળતા હતા તે સંવત. ૧૯૩૧ આખરે તેજ માહાલમાંથી મળયા. પરંતુ આગલ તા. ૧ માહે ૧૮૭૯ નો **રાજા સર. ટી. માધવરાવનો** જે ઠરાવ થયો તે ઠરાવની રૂએ તેમને સદર રકમ હુજુરમાંથી આજ સુધી મળે છે. (જુઓ નિ. ૯.)

---

# સિલેદાર વર્ગ પૈકી નવાબ સાહેબ મીર નુરૂદ્દીન હુસેનખાન બહાદુરના કુટુમ્બની નીમણુંકની હકીકત.

આ કુટુંબના મુળ સંપાદક **મીર નસીરૂદ્દીન હુસેનખાંનના** નામે આ રાજ્યમાં સંવત ૧૮૫૦ થી નીમણુંક ખર્ચ પડવા લાગી તે બદલ.

૮૧૫૧૦ સંવત ૧૮૫૦ ની સાલમાં **મીર નસીરૂદ્દીન હુસેનખાંનના** નામે નીમણુંક દાખલ છે તે.

૬૮૫૬૦ ખુદ ખાસ પથક સ્વાર અને પ્યાદે બદલ.

૭૬૦૦ ખુદ મશારૂનઇલેહ.

૧૨૦૦ દિવાન.

૨૦૦૦૦ એકાંડે સ્વાર આસામી ૧૦.

૩૪૦૦૦ સ્વાર આસામી ૮૫.

૧૦૦૦૦ સ્વાર આસામી ૨૫ દર આસામી રૂ. ૪૦૦) પ્રમાણે.

૨૪૦૦ સ્વાર આસામી ૬ દર આસામી રૂ. ૪૦૦) પ્રમાણે.

૧૮૮૦૦ સ્વાર આસામી ૪૭ દર આસામી રૂ. ૪૦૦) પ્રમાણે.

૨૮૦૦ સ્વાર આસામી ૭ દર આસામી રૂ. ૪૦૦) પ્રમાણે.

૩૪૦૦૦

૧૨૦૦ કારકુન આસામી ૩ દર રૂ. ૪૦૦) પ્રમાણે.

૪૫૬૦ પ્યાદે આસામી ૨૭.

૯૬૦ આસામી ૨ દર રૂ. ૪૦) પ્રમાણે.

૩૬૦૦ આસામી ૨૫ દર રૂ. ૧૨) પ્ર.

૪૫૬૦

૬૮૫૬૦

૧૩૩૫૦ પેટામાંના લોક.

૬૯૫૦ કાદર સા. સીલેદાર અને મોહીદદીન સા.

૨૦૦૦ ખુદ કાદર સાહેબ.

૧૫૦૦ મોહીદદીન સાહેબ.

૧૩૫૦ આસામીદાર ઇસમ ૬ દર રૂ. ૪૫૦) પ્રમાણે.

૩૦૦ કારકુન આસામી ૧.

૧૮૦૦ સ્વાર આસામી ૬ દર રૂ. ૩૦૦) પ્રમાણે.

---

૬૯૫૦

૩૬૫૦ મહુંમદ સા. સિલેદાર.

૨૦૦૦ ખુદ.

૧૩૫૦ આસામીદાર બ્રસમ ૩ દર રૂ. ૪૫૦) પ્રમાણે.

૩૦૦ કારકુન આસામી ૧.

---

૩૬૫૦

૧૫૦૦ બડેમીયાં ઔરંગાબાદવાળા.

૧૨૫૦ શેખ બડેમીયાં બીડકર.

---

૧૩૩૫૦

---

૮૧૯૧૦

૮૧૬૧૦ સંવત ૧૮૫૧ માં મહુંમદ સાહેબના પેટામાંના આસામી ૩ નો સેરો રૂ. ૪૫૦) નો હતો તે દર સાલ રૂ. ૩૫૦) નો કરવાથી રૂ. ૩૦૦) કમી થયા તે બાદ કરતાં.

૮૩૪૧૦ સંવત ૧૮૫૨ સાલની નીમણુંક.

૮૧૬૧૦ સાલ ગુદસ્ત પ્રમાણે નીમણુંક.

૧૮૦૦ જાસ્તી સાલ મજકુર.

૩૦૦ સાલ ગુદસ્ત મહોમદ સા.ની આસામી ૩ પૈકી દરેકે રૂ. ૧૦૦) પ્રમાણે રૂ. ૩૦૦) કમી કર્યા હતા તે આ સાલમાં ફરીથી વધારી આપ્યા તે.

૧૫૦૦ મીર અકબરઅલીને દર દર માસ રૂ. ૧૨૫) નવીન કરી આપ્યા તે.

---

૧૮૦૦

---

૮૩૪૧૦

આ સાલમાં મીર નસીરૂદદીન હુસેનખાંનને નીમણુંકના પેટામાં સન સિત તિસ્સેન માહે જીલકાદ ઉરફે જેઠ તા. ૨૧ ના દીવસે ભાલેજ ગામ પ્રગણે નડિયાદ જે ગોવીંદરાવ વિશ્વનાથ તરફ મામલતતીથી હતો તે તેમના તરફથી બદલી લગાડી આપવામાં આવ્યો.

સદરહુ સાલમાં મોહરમ ઉર્ફે શ્રાવણ માસ તા. ૨૧ના દીવસે મીર નસીરૂદદીન એમણે દોલતનો ઘણો ઉપયોગ કર્યો તે બદલ તેમને કામરેજ પરગણામાંની સુરત અઠ્ઠાવીશીની દર સાલ રૂ. ૩૨૭૮।। ની ઉપજવાળાં પરબ અને હળદુ એ બે ગામ ઇનામ મળ્યાં.

૪૭૨૧૦ સંવત ૧૮૫૭ સાલ બદલ નીમણુંક.

૮૩૪૧૦ સાલ ગુદસ્ત પ્રમાણે નીમણુંક.

૧૩૮૦૦ સાલ મજકુરમાંની નવીન આસામી બદલ વધારો.

૬૦૦૦ દિલાવરખાન વિગેરે આસામી ૧૨ દર રૂ. ૫૦૦) પ્રમાણે.

૩૦૦૦ વલિમીયાં વગેરે આસામી ૬ દર રૂ: ૫૦૦) પ્રમાણે.

૨૪૦૦ મિરઝા મનસુરબેગ.

૨૪૦૦ મિરઝા કરીમબેગ.

---

૧૩૮૦૦

---

૪૭૨૧૦

આ પ્રમાણે નીમણુંક દાખલ હોવા છતાં સદર સાલમાં તા. ૯ માહે રબીઉલઆખરના દિવસે મીર નસીરૂદ્દીન હુસેનખાંનને કસબે ભાલેજ સંવત ૧૮૫૩ થી ૧૮૫૭ સુધી પાંચ સાલ માટે ઇસ્તાવાથી આપ્યો તે બદલનો પાંચ સાલનો ઠરાવ.

૧૮૦૦૧ સંવત ૧૮૫૩.

૨૦૦૦૧ સંવત ૧૮૫૪.

૨૨૦૦૧ સંવત ૧૮૫૫.

૨૬૦૦૧ સંવત ૧૮૫૬.

૩૦૦૦૧ સંવત ૧૮૫૭.

———————

૧૧૬૦૦૫

એકંદર પાંચ સાલનો ઇસ્તાવો એક લાખ સોળ હજાર પાંચ રૂપીઆનો કરી આપ્યો. તે બદલની કબુલાત સરકારમાંથી લખી લીધી છે. કસબે મજકુર પથકના તેનાતીના પેટે જાગીર આપ્યો હતો તે સંવત ૧૮૫૪ માં તેમના તરફથી તગીર કરીને સંવત ૧૮૫૪ થી સંવત ૧૮૫૬ આંખર જીતા ગાયકવાડને જાગીરે કરી આપ્યો.

૨૦૦૦૦૦ સંવત ૧૮૫૬-૫૭ આંખર હિસાબ મીર નસીરૂદ્દીન હુસેનખાન મુલતાન નવાઝ જંગબહાદુર શિલેદાર સુરસન ઇહીદે મયા તેન વ અલ્લફ.

૯૭૨૧૦ સાલ ગુદસ્ત પ્રમાણે નીમણુંક.

૧૦૨૭૯૦ સાલ મજકુરમાં વધારે મશારૂન ઇલેહ મીર નસીરૂદ્દીન હુસેનખાંન પુનેથી આવ્યા પછી માહે રજજબ ઉરફે માગસરમાં તેમને ગોવીંદરાવ માહારાજાએ એક ચાર કલમી યાદ કરી આપી. તેમાં પોતાને અને તેનાતમાં ઘોડ અને પાયદલ અને હાથી વિગેરે બદલ વધારી આપ્યા તે.

| | |
|---|---|
| ૨૮૦૦ | જાત બદલ. |
| ૧૦૦૦૦ | આસામીદાર આસામી ૫. |
| ૧૮૦૦૦ | સ્વાર આસામી ૪૫. |
| ૮૦૦ | કારકુન આસામી ૨. |
| ૧૫૦૦ | હાથ બદલ દર માસ રૂ. ૧૨૫) પ્રમાણે. |
| ૧૧૭૦ | તોપખાનાના માણસો. |
| ૩૫૦૦૦ | પ્યાદે આસામી ૨૦૦ દર માસે રૂ. ૧૫) પ્રમાણે. એકંદર દર માસ રૂ. ૩૦૦૦) પ્રમાણે. |
| ૩૫૦૦ | હકીમ અકમલખાન આસામી ૧ પલખી સહીત દરમાસે રૂ. ૩૦૦૦) પ્રમાણે. |
| ૧૦૨૦ | મીરઝા આગા મહમદ બેગ આસામી ૧ દર માસ રૂ. ૮૫. |
| ૭૨૦ | શેખ અબદુલ્લા આસામી ૧ દર માસે રૂ. ૬૦૦) |
| ૪૮૦ | મીરઝા મહમદઅલી મુનશીના એવજી ૬તુલ્લા મુનશી દર માસે રૂ. ૪૦.) |

૧૫૦૦ હાફીજ ગુલામહુસેન અવલીયા

આસામી ૬ બદલ.

---

૧૦૨૭૯૦

---

૨૦૦૦૦૦

આ મુજબ નીમણુંક દાખલ છે. સંવત ૧૮૫૪ તાગાઇત સંવત ૧૮૫૬ આખેર કસ્બે ભાલેજ જીલ્લા ગાયકવાડના તરફ ઇસ્તાવાથી આપ્યો હતો. તે સંવત ૧૮૫૬ માહે મોહરરમ ઉરફે જેષ્ટ માસ તા. ૧૯ ના રોજ મીર નસીરૂદ્દીન હુસેનખાંનના તરફ ફરી સોંપવામાં આવ્યો. એજ સાલમાં માહે ઝિલહજ ઉરફે વઇશાખ માસ તા. ૧૬ ને રોજમીર નસીરૂદ્દીનના તરફ તેમની ફોજના નીમણુંકના અવેજી કસ્બે ઉમરેઠ મહાલ નારોશીપતના તરફથી કાઢી પેશતર સાલના અવલ સાલથી લગાવી આપવામાં આવ્યો. સંવત ૧૮૫૬ ની સાલે શરૂ સન ઇહીદે મૈયા તૈન મોહરરમ માસ ઉરફે માઘ માસ તા. ૧૨ ના રોજ મીર નસીરૂદ્દીન હુસેનખાંનના તરફ લગાડી આપેલો ઉમરેઠ મહાલ જપ્ત થયો હતો તે ફરી તેજ સાલમાં તેમને પરત આપવામાં આવ્યો. સંવત ૧૮૫૬ સાલે મીર નસીરૂદ્દીન હુસેનખાંન અમદાવાદની લડાઇમાં કામમાં આવ્યા તે વખતે તેમના પુત્ર નસરૂદ્દીન તદન નાના હોવાથી તેમના સગા ભાઇ મીર કમાલુદ્દીનને ગોવીંદરાવ મહારાજાએ લાવી તેમને સરદારી સોંપી. નાસીરૂદ્દીન હુસેનખાંન પુનેથી આવ્યા પછી તેમને ગોવીંદરાવ મહારાજાએ જાત સવાર તેનાતી

ઘોડા તથા પાયદલ વિગેરે બદલ ચાર કલમની યાદી કરી આપી તથા કદીમ તેનાત સુધાંત તેનાત જાપ્તો કરી આપવાનો હતો પણ એટલામાં **મીર નસીરૂદદીન હુસેનખાંન અમદાવાદની** લડાઇમાં કામ આવી જવાથી તેનાત જાપ્તો કરી આપવાનું રહી ગયું. તે પછી **આનંદરાવ** મહારાજાએ **મીર કમાલુદદીનના** નામે સંવત ૧૮૫૮ની સાલમાં નીમણુંક કરી આપી તે તે સાલમાં દાખલ છે જે નીચે પ્રમાણે છે.

૨૦૯૦૦૦ સંવત ૧૮૫૮ની સાલના તેનાત જાપ્તા મુજબ એકંદર નીમણુંક.

૨૦૦૦૦૦ ગુદસ્તા સાલ પ્રમાણે નીમણુંક.

૯૦૦૦ મજકુર સાલમાં વધારેલી તે.

૧૫૦૦ હાથી દર માસે રૂ. ૧૨૫) મુજબ.

૨૭૦૦ પાયદલ આસામી વધારે કરાર કરી આપેલા તે પૈકી શેખ **મીર હુસેનખાંનના** તેનાત જાપ્તામાં આસામી ૬ તથા બાકી આસામી ૧૫ ના દર માસે દર આસામી દીઠ રૂ- ૧૫) લેખે એ પ્રમાણે કુલ દર માસે રૂ. ૨૨૫)

૧૩૦૦ **હાફીઝ ગુલામહુસેન અવલીયાને** કરી આપ્યા તે.

૧૦૦૦ પાલખી બદલના.

૩૦૦ શાગિર્દ પેશાના.

૨૫૦૦ મીરઝા મુસતુફાને આસામી બદલ.

૯૦૦ ખુદ આસામી અને શાગીર્દ પેશાના.

૧૬૦૦ સવાર આસામી ૪ દર રૂ. ૪૦).

૧૦૦૦ શેખ મહમદ વડોદરા વાલાની બારગીરીનીઆસામી હજુરાતપાગામાં જુના વખતની છે. તે સાલમજકુરમાં મશારૂન ઇલેહના પથકમાં આસામી વગર વટાવે એક હઝાર રૂપીઆ આપવા તથા ઘોડો બેસવા માટે પાગા પૈકીનો તેનાતમાં છે તે અગર બીજે પાગા તરફથી આપવો તથા તેનાત વગર વટાવે આપવી.

---

૨૦૯૦૦૦

ઉપર મુજબ નીમણુંક દાખલ છતાં આ સાલે તા. ૨૬ માહે મોહરમના રોજ **નાસરૂદ્દીન**ના નામે ઇનામી ગામો લગાડી આપ્યા તેની તફસીલ:—

૧ મોજે **ગગ્રાલ** પ્રગણે દસ્કરોઇ વાર્ષિક રૂ. ૪૫૦૦ ) ની ઉપજનું ગામ **મીર નસીરૂદ્દીન હુસેનખાન અમદાવાદની** લડાઇમાં સરકાર કામમાં આવ્યા તેમની દરગાહ **અમદાવાદ શાહઆલમના** **રોઝા**ની પાસે કરી તેના ખર્ચ બદલ.

૨ મોજે **વસુ** તથા **સણીઆ** પ્રગણે **ચોરાશી** વાર્ષિક રૂ. ૧૨૦૦૦) ની ઉપજના ગામ **નસીરૂદ્દીન**ના બહેન અને એમનું કુટુંબ તથા એમના બેગમને.

આ પૈકી વસુ તથા **સણીઆ** એ ગામો **ચોરાશી** પ્રગણામાં અંગ્રેજ સરકારની તરફ આવેલા હોવાથી કરાર મુજબ તેમના તરફથી ચાલુ છે. મજકુર સાલના જમાદીઉલ અવલ ઉરફે ભાદરવા માસની તા. ૧૦ મી ના રોજ સીલેદાર **મીર કમાલુદ્દીન હુસેનખાન**ને ઘાસના કુરણ બાબત મોજે **તતારપુર** પ્રગણે **વડોદરા** વાર્ષિક રૂ, ૪૩૨ ની ઉપજનું ગામ સેનાતના પેટામાં જાગીર આપ્યું.

**૨૧૦૫૦૦ સંવત ૧૮૫૫ ની સાલમાં પેટામાં નીમણુંક દાખલ.**

૨૦૯૦૦૦ ગુદસ્તા સાલ મુજબ નીમણુંક.

૧૫૦૦ સાલ મજકુર બાબત.

૯૦૦ વૈજનાથ પંત

૬૦૦ બલવંતરાવ.

---

૨૧૦૫૦૦

ઉપરેજ મુજબ નીમણુંક દાખલ છે. સંવત ૧૮૬૦ મશારૂન ઇલેહ ની નીમણુંકના અવેજ મોજે **અસોજ** અને **સાંગાડોલ** આ બંને ગામો લગાડી આપ્યા. સંવત ૧૮૬૧ ની સાલમાં અવલ સાલથી પ્રગણે **કપડવંજ** પૈકી વાર્ષીક રૂ. ૧૦૨૫૦ રૂપીઆની ઉપજનું ગામ **મીર કમાલુદદીન**ની નીમણુંકના પેટામાં લગાડી આપ્યું.

સંવત ૧૮૬૪ની સાલના પટમાં નવાબ સાહેબનું નામ નથી પણ મશારૂન ઇલેહના નામે નીમણુંકનો એક તેનાત જાપ્તો થએલો છે. તેની એક નકલ મારાશૂન ઇલેહના તરફથી અને બીજી **રા. રાજેશ્રી સીલેદાર બક્ષીના** તરફથી રજુ થએલી છે. તેમાં આસામી ૧૫૦ બદલ વાર્ષીક રૂ. ૧૦૧૦૦૦ની નીમણુંક દાખલ છે. સદર નીમણુંક ગુદશતા સાલની નીમણુંક રૂ. ૨૧૦૫૦૦ની હતી તે કરતાં રૂ. ૧૦૯૫૦૦કમીની છે. તેનાત જાપ્તામાં જે નીમણુંક દાખલ છે તે નીચે મુજબની છે.

૧૦૧૦૦૦ સંવત ૧૮૬૪ની સાલના તેનાત જાપ્તામાંની કુલ નીમણુંક

૩૫૬૦૦ ખાસા મશારૂન ઇલેહ આસામી ૧ પાલખી શાગિર્દ પેશા જીલીબ વિગેરે કુલ લવાજમ સાથે.

૫૦૦૦ આસામી ૫ દર રૂ. ૧૦૦૦) મુજબ.

૫૬૦૦૦ સવાર આસામી ૧૪૦ દર રૂા. ૪૦૦ મુજબ.

૧૨૦૦ દીવાન આસામી.

૮૦૦ કારકુન આસામી ૨ દર રૂ. ૪૦૦) મુજબ.

૯૦૦ વૈજનાથ સદા શીવ આસામી. ૧

૧૫૦૦ હાથી ૧ લેવામાં આવે તો દર માસે રૂ. ૧૨૫) મુજબ.

---

૧૦૧૦૦૦

ઉપર મુજબ નીમણુંક દાખલ છે. પણ સંવત ૧૮૬૪ અને ૬૫ આ બે સાલમાં તેમને વાર્ષીક નીમણુંક રૂ. ૯૯૫૦૦ની મળેલી કારણુ કે હાથીની નીમણુંક તેઓએ લીધેલી નથી.

સંવત ૧૮૬૭ની સાલમાં **મીર નુરૂદ્દદીન હુસેનખાંન**ના ચીરંજીવી **જમાલુદ્દીન**ને માહે ઝિલકાદ ઉરફે માગસર માસ તા. ૨૧ના રોજ જાતના ખર્ચ બાબત દર માસે રૂ. ૪૦૦) મુજબ **અમદાવાદ**માંના નવીન ભાગો પૈકી ગુદસ્તા સાલ સન અસર મૈયા તેનના અવલ સાલથી કરી આપ્યા પછી **અમદાવાદ** અંગ્રેજ સરકાર તરફ ગયાથી તે આસામી ક્યાં સુધી ચાલી તેનો દાખલો નથી.

૯૧૫૩૧I સંવત ૧૮૭૩ ની સાલની નીમણુંકમાં એ સાલે દોઢ આનાની કપાત શરૂ થઇ માટે ગુદશતા સાલની નીમણુંક રૂ. ૧૦૧૦૦૦) પૈકી દોઢ આનાની કપાત બાબે રૂ. ૯૪૬૮III કમી થયા તે બાદ જતાં બાકી.

સંવત ૧૮૭૫ની સાલમાં **મીર કમાલુદ્દીન હુસેનખાંન**ના તરફ તેમની નીમણુંકના પેટામાં **સાવલી** મહાલ ઇજારાથી આપવામાં આવ્યું તે મહાલની ઉપજ પૈકી તેનાતના અવેજી રૂ. ૫૭૭૦૦ લગાડી આપવામાં

આવ્યા. એજ સાલમાં **મીર નસીરૂદ્દીનના** દરગાહના ખર્ચ માટે જાણી સંવત ૧૮૫૮ની સાલે **ગત્રાલ** ગામ તેમને ઇનામી લગાડી આપ્યું હતું તે **અમદાવાદ** મોબદલામાં અંગ્રેજ સરકાર તરફ ગયો માટે તેના મોબદલામાં મોજે **કડોદરા** પ્રગણે **બલેસર** તેટલીજ ઉપજનું ગામ ઇનામ લગાડી આપવામાં આવ્યું.

એજ સાલના જેષ્ટ માસની ત્રીજી તારીખે **કમાલુદ્દીન હુસેનખાન** મરણ પામ્યા. તેથી તેમના રોજગાર ઉપર તેમના મોટા દીકરા **મીર અમીનુદ્દીનનું** નામ દાખલ થયું તથા સંવત ૧૮૭૬ના પેટામાં ઉપરની નીમણુંક તેમના નામથી કાયમ થઇ.

સંવત ૧૮૭૬ની સાલમાં **મીર કમાલુદ્દીન હુસેનખાનના** દરગાહના તથા ઉરસના ખર્ચના વાર્ષિક રૂ. ૫૦૦) **સાવલી** મહાલમાંથી મળવા લાગ્યા.

૮૫૮૧૦ાાાા સંવત ૧૮૮૩ ની સાલ બાબત નીમણુંક એ સાલમાં એક આનાની કપાત શરૂ થઇ માટે ગુદસ્તા સાલની નીમણુંક રૂ. ૯૧૫૩૧ પૈકી એક આનાની કપાત બાબત રૂ. ૫૭૨૦ાાાા થયા તે બાદ જતાં બાકી નીમણુંક કાયમ રહી તેની વીગત.

૩૦૨૪૬)ાા ખાસા મશારૂન ઇલેહની જાત પાલખી શાગીર્દ પેશા તથા જીલીબ વિગેરે દરો બસ્તં બવાજમ સાથે ૩૫૬૦૦).

૪૨૪૮)ાાાા એકંદર આસામી ૫ દર રૂપીયા ૧૦૦૦) પ્રમાણે રૂપીયા ૫૦૦૦).

૧૦૧૫ાાાાા દીવાન આસામી ૧ રૂ. ૧૨૦૦).

૭૬૪ાા≈ાા બચાજી વેજનાથ આસામી ૧ રૂ. ૯૦૦).

૬૭૯ાા≈ કારકુન આસામી ૨ દર રૂ. ૪૦૦) પ્રમાણે રૂ. ૮૦૦).

૧૨૭૪ાા≈ાા હાથીના ખર્ચ બાબત રૂ. ૧૫૦૦).

૪૭૫૭૮)≈ સવાર આસામી ૧૪૦ દર સવારે રૂપીયા ૪૦૦) મુજબ રૂ. ૫૬૦૦૦).

| | આસામી | |
|---|---|---|
| ૮૫૮૧૦ાાાાા | ૧૫૦ | ૧૦૧૦૦૦ |

આ મુજબ નીમણુંક સંવત ૧૮૯૩ આખર સુધી ચાલી. સંવત ૧૮૯૪માં **અમીનુદદીન** ગુજરી ગયા. તેમને છોકરો ન હતો. માટે તેમના નાના ભાઇ **હિસામુદદીન**ના નામે હુજુર હુકમથી રોજગાર શરૂ થયો. **હિસામુદદીન**ના નામે ઉપરની નીમણુંક સંવત ૧૯૧૧ની સાલ સુધી ચાલી અને તે સાલના ભાદરવા વદી ૫ ના રોજ તેઓ મરણ પામ્યા. ત્યારે તેમના દીકરા નાના હોવાથી વહીવટ મુજબ તેમના ભાઇ **હુસેનુદદીન**ના નામે સરદારી ચાલુ થઈ. પરંતુ સંવત ૧૯૧૩ સુધી **હિસામુદદીન**નું નામ પેટામાંજ રહ્યું. આ સાલમાં **હીસામુદદીન**ના ચીરંનજીવી **કમાલુદદીન**ના નામે સરકાર પરવાનગીથી નિમણુંક કાયમ થઇ એ મુજબ સંવત ૧૯૧૫ સુધી ચાલી. તે સાલમાં સીલેદાર પટમાં **હુસેનુદદીન**

તથા **કમાલુદ્દીન** આ બન્નેના નામો ઉપર નીમણુંક દાખલ થઇ છે ને તે પ્રમાણે સંવત ૧૯૧૯ આખર સુધી ચાલ્યું. સંવત ૧૯૨૧ ની સાલથી એકલા **કમાલુદ્દીન હુસેનખાંન**નું નામ દાખલ છે.

સંવત ૧૯૨૨ની સાલમાં વૈશાખ વદી ૩૦ના રોજ **મીર કમાલુદ્દીન હુસેનખાન**ને કબુલાત લખી આપી તેમાં **સાવલી** મહાલ સરકારમાંથી એક અકકે અમારી જહાગીરમાં આવ્યો છે. હાલ મોંઘાઇ તથા ઇનામ કમીટીથી થએલાં વધારે ઉત્પન્નના બાબે રૂ. ૪૦૦૦૦) એમાંથી અમારા જહાગીરના નફાના રૂ. ૧૦૦૦૦) અમોને આપવાના ઠરાવી બાકી રૂ. ૩૦૦૦૦) સરકારમાં ભરવા વિષે ફરમાવ્યું. તે મુજબ સંવત ૧૯૨૨ની સાલથી આખેર સાલ થયાં સરકારમાં ભરતાં જવું વિગેરે લખ્યું છે.

સંવત ૧૯૨૪ ની સાલમાં ચઇતર વદ ૪ ના હુજુર હુકમથી નવાબ સાહેબ તરફથી **સાવલી** મહાલ ખાલસા કરવામાં આવ્યો. ને તે બાબત વારસીક રૂ. ૧૦૦૦૦) સંવત ૧૯૨૫ની સાલ અવલથી તેમને હુજુરથી મળવા લાગ્યા.

સંવત ૧૯૨૫ની સાલમાં કૈલાસવાસી શ્રીમન્ત **ખંડેરાવ** મહારાજાએ એકંદર ગામો ખાલસા કરવાનો હુકમ કર્યો. તે વખતે **મીર કમાલુદ્દીન હુસેનખાન**ના મોજે **તતારપુર** પ્રગણે **વડોદરા અસોજ** તથા **સાંગાડોલ** પ્રગણે **વાઘોડીયા** એ ગામ ખાલસા કરવામાં આવ્યા.

૮૦૫૬૨) સંવત ૧૯૩૭ની સાલમાં જે નીમણુંક દાખલ છે તે જુદા અકરા થયા. તે વખતે ગુદસ્ત સાલની નીમણુકના રૂ. ૮૫૮૧૦ાા૦ાાા પૈકી કપાતના રૂપીયા કમી થયા તે બાદ જતાં બાકી કાયમ રહ્યા તે.

૫૨૪૮ાાના  કપાતની તફસીલ નીચે મુજબ.

૩૧૬૫ાના  પોતદારી.

૪૧૮)ાાા  મોહ કામગીરી.

૪૦ાાા  સડક પટી.

૫૦)  સ્ટાંપ બાબત.

૧૯૬૦)  દરખ દસ્તુરીના.

૧ાા-  પુદ્દા અકરાની કસર.

---

૫૨૪૮ાાના

એ મુજબ કપાતના બાદ જતાં બાકી.

૨૯૦૨૨)  ખાસ મશારૂનઇલેહ ઉપરની તફસીલ મુજબ.

૪૦૨૦)  આસામીદાર આસામી ૫ દર માહ રૂ. ૩૩૫) પ્રમાણે.

૯૬૦)  દીવાન આસામી ૧ દર માસે રૂપીયા ૮૦) પ્રમાણે.

૬૨૪)  કારકુન આસામી ૨ દર માસે રૂપીયા ૫૨) પ્રમાણે.

૭૨૦)  રામરાવ ગોપાલ દર રૂ. ૬૦).

૧૨૨૪)  હાથીના ખર્ચ બાબત દર માસે રૂપીયા ૧૦૨) પ્રમાણે.

૪૩૯૯૨) સવાર બાબત.

૮૪૨૪) સવાર આસામી ૨૬ દર સવાર રૂ. ૨૭) પ્રમાણે.

૩૨૫૬૮) સવાર આસામી ૧૧૪ દર સવારે રૂ. ૨૬) પ્રમાણે.

૪૩૯૯૨)

દર માસે રૂ. ૬૭૧૩ાા આસામી ૧૫૦

૮૦૫૬૨)

૮૦૬૧૦) નવાબ સાહેબની નીમણુંકમાંથી સંવત ૧૯૩૯ ની સાલમાં જે સ્ટાંપના રૂ. ૫૦) કમી કર્યાં હતા. તેના બદલામાં રૂ. ૪૮) વધારી આપવામાં આવ્યાથી તેમના નામે સંવત ૧૯૪૦ ની સાલમાં ઉપરની નીમણુંક કાયમ થઇ.

૫૧૯૦) સંવત ૧૯૪૧ ની સાલે તા. ૧૨ માહે માર્ચ સને ૧૮૮૫ ના રોજ **મીર કમાલુદ્દીન હુસેનખાન** મર્ણ પામ્યા બાદ તા. ૧ એપ્રીલે કંટીન્જંટ કમી થયું તેથી તેમના સવારો પૈકી એક ત્રતીયાંસ એટલે ૪૭ સવારો કમી થયા તેથી તેના દર માસે રૂ. ૧૨૮૫) અને વાર્ષીક રૂપીયા ૧૫૪૨૦) કમી

થયા બાકી સવાર વિગેરે આસામી ૧૦૩ બદલના કાયમ રહ્યા તે.

આ પછી તા. ૨૦ માહે જુન ૧૮૮૫ના ઠરાવથી **મીર નુરૂદ્દીન હુસેનખાન**ના નામ ઉપર કારખાનાનો મોં બદલો થઇ તેમના સવાર આસામી ૧૦૩ પૈકી સવાર આસામી ૩૩ તથા કારકુન આસામી ૧ મળી આસામી ૩૪ બાબત દર માસે રૂ. ૮૫૮ તથા જાત પૈકી રૂપીએ ના મળી દર માસે રૂ. ૮૫૮ાા પ્રમાણે બાર મહીનાના રૂ. ૧૦૩૦૨) કમી થયા તે બાદ જતાં બાકી નીમણુંક કાયમ રહી તેની તપસીલ.

૫૪૮૮૮) એકંદર નીમણુંક.

૨૯૦૬૪) ખાસા મશારૂન ઇસેહ જાત પાલખી શાગીર્દ પેશા તથા જીલીબ વિગેરે દરોબસ્ત લવાજમ સુધ્ધાંત દર માસે રૂ. ૨૪૨૨) પ્રમાણે.

૪૦૨૦) આસામીદાર આસામી ૫ દર રૂ. ૩૩૫) પ્ર.

૭૨૦) મુકુંદરાવ રામરાવ આસામી ૧ દર મહીને રૂ. ૬૦ મુજબ.

૮૪૦) દીવાન આસામી ૧ દર મહીને રૂપીયા ૭૦) મુજબ.

૩૦૦) કારકુન આસામી ૧ દર મહીને રૂપીયા ૨૫) પ્રમાણે.

૧૨૨૪) હાથીના ખરચ બાબત દર મહીને
રૂપીઆ ૧૦૨) પ્રમાણે.

૧૮૭૨૦) સવાર આસામી ૬૦ દર રૂપીયા
૨૬) પ્રમાણે એક મહીનાના રૂ. ૧૫૬૦)
પ્રમાણે બાર માસના.

| દર મહીને | આસામી |
|---|---|
| રૂ. ૪૫૭૪ | ૬૮ |

૫૪૮૮૮)

આ પ્રમાણે નીમણુંક નવાબ સાહેબ **મીર નુરૂદ્દીન હુસેનખાંન બહાદુરના** નામે અધ્યાપી સુધી ચાલુ છે.

આ સિવાય મશારૂન ઇલેહને વાર્ષિક રૂ. ૧૦૦૦૦) **સાવલી** મહાલ બદલ મળે છે ને **પરબ, હલદુ, વજુ, સણીયા** તથા **કડોદરા** આ **પાંચ** ઇનામી ગામો તેમના ખાનદાનના તરફ ચાલેલા છે. **મીર કમાલુદ્દીન હુસેનખાન**ના દર માસે ખર્ચ બદલ જે રૂ. ૫૦૦) આ કુટુંબ તરફ **સંવત** ૧૮૭૫ની સાલથી **સાવલી,** માહાલમાંથી મળતા હતા. તે **સંવત ૧૯૩૧** આખેર તેજ મહાલમાંથી મળ્યા બાદ તા. ૧ મે સને ૧૮૭૯ થી **રાજા સર. ટી. માધવરાવ**ના ઠરાવથી હજુરમાંથી તેઓને મળેલા છે.

( નિશાની ૧ ).

**આઝમ નુરૂદ્દીન હુસેનખાન દામ મોહબતહુ**

અઝ દિલ એખલાસ ગોવીંદરાવ ગાયકવાડ સેના ખાસ ખેલ શમશેર બહાદુર, સલામ, અત્રે ખેરીયત છે. તમારી ખેર ખુશીના ખબર હમેશા જણાવતા રહેજો બીજું તમોએ અમારા રાજ્યને અનેક લાભો પહોંચાડયા છે. માટે સરકાર મહેરબાન થઇને પ્રગણે કામરેજ પ્રાંત સુરત અઠ્ઠાવીશીમાં આવેલા તાપી કીનારાના બે ગામ ઇનામ આપે છે. જેની તફસીલ.

૧ મોજે પરબ.

૨ મોજે હલધરુ.

---

૨

એકંદરે પુરે પુરા ગામ બે આખા વરસની કુલ ઉપજ તેની તમામ બાબતો તથા કાનુન સાથે હાલના તેમજ પાછળના પટા તથા હકદાર કદીમ ઇનામદારની તફસીલ કરી જળ તૃણ કાષ્ટ, પાષાણ નિધિનિક્ષેપ તમને અને તમારા પુત્ર પૌત્રાદી વંશ પરંપરા આપવામાં આવ્યા છે. એટલા માટે તમે તથા તમારા વંશજો વંશ પરંપરા બંને ઇનામી ગામોનું સુખ ભોગવો તા. ૧૬ માહે મોહરમ શુરૂ સન સીત તિસ્સેન મય વ અલ્લફ (૧૧૯૬) પ્યાર મોહોબત રહે. વધુ શું લખવામાં આવે. આ લખાણ (પુરૂં થયું)

( સિક્કા ).

# ( નિશાની ૨ ).

( સિક્કા )

તેનાત જાપ્તા સૈયદ કમાલુદદીન હુસેનખાન બહાદુર વિગેરે સિલેદાર. શરૂ સન ઇસનેન મયા તૈન વ અલ્લફ (૧૨૦૨) માં સૈયદ નસીરૂદદીન હુસેનખાન સુલતાન નવાઝજંગ બહાદુર ના નામે જાતી પથક તૈનાતી લોકો વિગેરેનો તેનાત જાપ્તો કરી આપેલો છે. તે પહેલાં સને મૈયાતેન (૧૨૦૦) માં મશારૂન ઇલેહ પુનેથી આવ્યા બાદ માહે રજબ માગસર મહીનામાં તીર્થરૂપ કૈલાશવાસીએ ચાર કલમોની યાદી એટલે કરાર કરીને આપી છે. મજકુર યાદીમાં જાસતી જાતી સ્વાર, પાયદળ, તેનાતી લોકો વિગેરે પેશજીના તૈનાત જાપતા સુદ્ધાં બે લાખ રૂપીયા વગર વટાવના રોકડનો કરાર કરી આપવામાં આવેલો છે. આ પ્રમાણે તૈનાત જાપતો કર્યો હતો કે એટલામાં અમદાવાદની લડાઇમાં મશારૂન ઇલેહ સરકારના કામમાં આવ્યા. આ કારણથી તેમના ભાઇ સૈયદ કમાલુદદીન હુસેનખાન બહાદુરને સરકારે બોલાવી તેમના નામે સદરહુ તૈનાત જાતી તથા પથક તેનાતી લોકો, કારકુન પાયદળ, શાગિર્દપેશા વિગેરે સુદ્ધાં કૈલાશવાસીની પછી ચલાવવામાં આવ્યું પરંતુ તેનો જાપ્તો કરી આપવાનો બાકી રહેલો તે તથા સુલતાન નવાઝ જંગ બહાદુરના વહીવટની તૈનાતીના બે લાખ રૂપીઆ અને ગુજશતા સાલથી સૈયદ કમાલુદદીન હુસેનખાનના નામે જે વધારો કર્યો તે સુદ્ધાંત એકંદર મશારૂન ઇલેહના નામે તૈનાત વગર વટાવે નીચે પ્રમાણે કર્યો

૧૬૮૨૩૦ ખુદ સૈયદ મીર કમાલુદ્દીન હુસેનખાનને મીર નસીરૂદદીનના કરાર બદલ.

૩૫૬૦૦ જાતી તેનાત.

૭૬૦૦ કદીમ.

૨૮૦૦૦ વધારો.

---

૩૫૬૦૦

૧૨૦૦ દીવાન.

૩૦૦૦૦ એકંદર આસામીદાર આસામી ૧૫ દર આસામી તેનાત વારસીક રૂ. ૨૦૦૦) પ્રમાણે.

૨૦૦૦૦ કદીમ આસામી ૧૦.

૧૦૦૦૦ વધારે આસામી. ૫.

---

૩૦૦૦૦

૫૨૦૦૦ સવાર આસામી ૧૩૦ દર આસામીના વારસીક રૂ. ૪૦૦) પ્રમાણે.

૩૪૦૦૦ કદીમ આસામી ૮૫.

૧૮૦૦૦ વધારો આસામી ૪૫.

---

૫૨૦૦૦

૨૦૦૦ કારકુન આસામી ૫ દર આસામી વારસીક રૂ. ૪૦૦ પ્રમાણે.

૧૨૦૦ કદીમ આસામી ૩.

૮૦૦ વધારો આસામી ૨.

---

૨૦૦૦

૪૫૬૦ પાયદલ આસામી અને મુનશી દરમહીને એકંદર બારમાસી કદીમ.

૪૦ જમાદાર આસામી ૧.

૪૦ મુન્શી આસામી ૧.

૩૦૦ પ્યાદે આસામી ૨૫ દરમહીને દર આસામી રૂ. ૧૨) પ્રમાણે.

---

૩૮૦ એકંદર બારમાસના રૂ. ૪૫૬૦.

૧૫૦૦ હાથી કદીમના દરમહીને રૂ. ૧૨૫ની નીમણુકનો.

૧૫૦૦ હાથી બીજો નવો આપ્યો તેના દરમહીને રૂ. ૧૨૫) પ્રમાણે બારમાસના.

૧૧૭૦ તોપખાનાના આસામી.

૩૮૭૦૦ પાયદલ ગાર્ડ પહાણ વીગેરે આસામી ૨૧૫ દર મહીને દર આસામી રૂ. ૧૫) પ્રમાણે.

૩૬૦૦૦ પેશજી મીર નસીરૂદદીન હુમેખાનના આસામી. ૨૦૦) દર આસામી દર મહીને રૂ. ૧૫)પ્રમાણે.

૨૭૦૦ પ્રથમ આસામી ૭૫ ) વધારે મુકરર કર્યા હતાં તેમાંથી સઇયદ મીર હુસેનખાનના તેનાત જાપતાના આસામી ૬૦ ) બાકી આસામી ૧૫ના દર મહીને રૂ. ૧૫ ) પ્રમાણે એકંદર દર મહીને રૂ. ૨૨૫ પ્રમાણે.

---

૩૮૭૦૦

---

૧૬૮૨૩૦

૩૯૭૭૦ તેનાતી લોકો બદલ કદીમ કરાર દાદ મીર નસીરૂદદીનના તથા જદીદ વિગેરે એકંદર.

૬૯૫૦ કાદર સાહેબ બદલ કરાર દાદ મીર નસીરૂદદીનના વહીવટના.

૨૦૦૦ ખુદ મશારૂન ઇસ્લેહ આસામી ૧.

૧૫૦૦ મોહીદીન સાહેબ આસામી. ૧

૧૩૫૦૦ સવાર આસામી ૩ દર મહીને દર આસામીના તેનાત વારસીક રૂપીયા ૪૫૦) પ્રમાણે.

૬૦૦૦ સવાર આસામી ૨૦ શેરા રૂ. ૩૦૦ ) પ્રમાણે બારમાસી.

૩૦૦ કારકુન આસામી. ૧

---

૧૧૧૫૦

---

૨૬

અગ્યાર હજાર એકસો પચાસ રૂપીઆ તેના જાપ્તા પઇકી સવાર કમી કર્યા તેના તેનાત કમી કરી ને બાકી તેનાત ચાલી તે પ્રમાણે પેશજીના વહીવટીના મુજબ રૂપીઆ.

૨૦૦ ખુદ મશારૂન ઇલેહ.

૧૫૦૦ મોઇંદીન સાહેબ આસામી ૧.

૧૩૫૦ આસામીદાર આસામી ૩ દર રૂ. ૪૫૦ પ્રમાણે.

૧૮૦૦ સવાર આસામી ૬ દર રૂ. ૩૦૦ પ્રમાણે.

૩૦૦ કારકુન આસામી ૧.

---

૬૪૫૦

આસામી ૧૨.

૩૬૫૦ મહમદ સાહેબ બદલ તેનાત જાપ્તા કદીમ પઇકી વહીવટ મીર નસીરૂદદીન.

૨૦૦૦ ખુદ મશારૂન ઇલેહ આસામી ૧.

૧૩૫૦ આસામી દાર આસામી ૩ દર રૂ. ૪૫૦ પ્રમાણે.

૬૦૦૦ સવાર આસામી ૨૦ દર રૂ. ૩૦૦) પ્ર.

૩૦૦ કારકુન આસામી ૧.

---

૯૬૫૦

---

૨૫

નવ હજાર છસો પચાસ રૂપીઆ તેનાત જાપતા પછકી સવાર કમી કર્યા તેના તેનાત કમી કરીને બાકી તેનાત ચાલી તે પ્રમાણે પેશજીના વહીવટીના.

૨૦૦૦ ખુદ મશારૂન ઇસેહ ૧.

૧૩૫૦ સવાર આસામીદાર ૩ દર રૂ. ૪૫૦.

૩૦૦ કારકુન ૧.

---

૩૬૫૦

---

૫

૧૨૫૦ અબદુલ લતીફ બડેમીયાં બીડકર આસામી ૧ એકંદર વારસીક તેનાતના રૂપીયા.

૧૫૦૦ ઇજતખાન બડેમીયાં ઓરંગાબાદકર

આસામી ૧ એકંદર વારસીક તેનાતના રૂપીયા.

૧૫૦૦ મીર અકબરઅલી આસામી ૧.

૬૦૦૦ દીલાવરખાન આસામી ૧૨ દર આસામી સરા સરી રૂ. ૫૦૦ પ્રમાણે.

૩૦૦૦ વલીમીયાં આસામી ૬.

૨૪૦૦ મીરઝા કરીમબેગ આસામી ૫.

૨૪૦૦ મીરઝા મનસુરબેગ આસામી ૫.

૩૬૦૦ હકીમ અકમલખાં આસામી ૧ પાલખી સુદ્ધાં.

૧૦૨૦ મીરઝા આગા મોહમદ બેગ આસામી ૧ દર મહીને રૂ. ૮૫ પ્રમાણે

૭૨૦ શેખ અબદુલ્લા આસામી. ૧ દર મહીને રૂ. ૬૦ પ્રમાણે

૪૮૦ મીરઝા મોહમદઅલી મુનશીના અવેજી મુનશી ફતહુલ્લાને દર મહીને રૂ. ૪૦ પ્રમાણે

૫૩૦૦ હાફીઝ ગુલામહુસેન અવલીયા આસામી ૬
૨૮૦૦ ખુદ મશારૂન હલેહ.

૧૫૦૦ મીર નસીરૂદદીન
વહીવટી હુકમથી.

૧૩૦૦ જાસ્તી મુજશતા સાલમાં
કરાર કરી આપ્યો હતો તે.
૧૦૦૦ પાલખીના.
૩૦૦ શાગીર્દ પેશાના

૧૩૦૦

૨૮૦૦

૨૫૦૦ મીરઝા મુસ્તુફા બેગને આસામી
બદલ કૈલાસવાશીએ તીર્થરૂપના
પત્ર મુજબ.
૫૦૦ ખુદ તથા શાગીર્દ
પેશા સાથે.
૧૬૦૦ સવાર આસામી ૪ દર
રૂ. ૪૦૦) મુજબ.

૨૫૦૦

૫૩૦૦

• સ્વરૂપરામ મુનશીને દર મહીને રૂ.
૨૦૦ પ્રમાણે મશાહરન ફ્લેકના પત્રકમાં

કરાર કરી આપ્યો હતો તે છહીદે આખીરમાં હીસાબ કરી ફડચો કરવાથી બર તરફ કર્યા બાબત બાદ કલમ

૩૮૭૭૦

૨૦૮૦૦૦

તફસીલઃ—

૬૮૫૬૦ કદીમ તેનાત જાપતા બહુકુમ.

૧૩૧૪૦ ચાર કલમોની યાદી મુજબ.

૮૦૦૦ સાલ ગુજસ્તામાં કરાર કર્યા પ્રમાણે.

૨૦૮૦૦૦

૧૬૮૨૩૦ ખુદ મશારૂન છલેહ તથા પથક અને પાયદલ વીગેરે સુદ્ધાં રૂપીયા.

૩૫૬૦૦ જાતી.

૧૨૦૦ દીવાન.

૩૦૦૦૦ આસામી દાર એકંદર આસામી ૧૫ દર રૂ. ૨૦૦૦).

૫૨૦૦૦ સવાર આસામી ૧૩૦ દર રૂપીયા ૪૦૦) પ્રમાણે.

૨૦૦૦ કારકુન આસામી ૫ દર રૂપીઆ ૪૦૦) પ્રમાણે.

૪૫૬૦ પયાદે વીગેરે આસામી ૨૭.

૩૦૦૦ હાથી નંગ ૨ના વાર્ષીક ખર્ચના.

૧૧૭૦ તોપખાનાના માણસો બદલ.

૩૮૭૦૦ પાયદલ ગાર્ડ પહાણ વીગેરે આસામી ૨૫ દર આસામી દીઠ રૂ. ૧૫) પ્રમાણે.

---

૧૬૮૨૩૦

૩૯૭૭૦ તેનાતી લોકો ઇસમદાર તથા એકંદર આસામી ૫૮.

---

૨૦૮૦૦૦

ખાસા સુદ્ધાં સવાર ૨૦૨ કારકુન ૮ પાયદલ તથા પ્યાદે ૨૪૨ હાથી નંગ ૨ તથા તોપખાનાના માણસો.

૧૦૦૦ શેખ મહમદ બેગની બારગીરીની આસામી હજુરાત પાગામાં જુના વખતની છે. તે સાલ તજકુરમાં

મશારૂન છમેહના પથકમાં આસામી
વગર વટાવે એક હઝાર રૂપીઆ
આપવા તથા ઘોડો બેસવા માટે
પાગા પૈકીનો તેનાતમાં છે. તે અગર
બીજે પાગા તરફથી આપવો તથા
તેનાત વગર વટાવે આપવી.

---

૨૦૯૦૦૦

આસા સવાર સુદ્ધાં ૨૦૨ કારકુન
૮ પાયદલ ૨૪૨ હાથી ૨
તોપખાનાના માણુસો.

એકંદર બસ્સો બે સવાર, આઠ કારકુન તથા બસો બેતાલીસ પાયદળ, હાથી નંગ ૨ તથા તોપખાનાના માણુસો સુદ્ધાં વારસીક તેનાત વગર વટાવે નકદ બે લાખ નવ હજાર રૂપીયાનો કરાર પેશજી તીર્થ રૂપ કછબાસવાસીના કરાર પ્રમાણે કરાર કરી આપ્યો હતો. આ પ્રમાણે પેશગીની પછીથી હીસાબનો સરેશ્તો ચાલતો આવ્યો છે. જહાગીર તથા ઉપર પ્રમાણે સાલીયાણું મળતું હતું. એ ઉપરાંત આસા સુદ્ધાં સાઠ રૂપીયા પોશાકના તથા પાલખી, ચોપદાર, આફતાબગીરી વિગેરે સામાનનો સરેસ્તા પ્રમાણે સાલીયાણું મળતુ રહેશે. તા. ૨૪ મોહરરમ સને છસનેન મયા તેન વ (અલફ) ૧૨૦૨ મોરતતબ શુદ.

---

# શ્રી

## દફતરનો ઉતારો.

( નિશાની ૩ ૫. )

સનંદ મશારૂન ઇલેહ તમારા તીર્થ રૂપ નસીરૂદ્દીન હુસેનખાન નવાઝ જંગ બહાદુર અમદાવાદની લડાઇમાં તા. ૩૦ માહે ઝિલહજ સને મયાતેન (વ અલ્ફ) (૧૨૦૦) ને રોજ હુમલાના વખતે માર્યા ગયા અને સરકારી કામમાં આવ્યા. તેમનો રોજો અમદાવાદમાં શાહ આલમની પાસે બનાવવામાં આવ્યો છે. તે રોજાના ખર્ચ માટે પ્રગરણે દસક્રોઇનું અગાલ ગામ તમને ઇનામ આપવામાં આવ્યું છે. અને તમારી બહેન તથા ખાન મશારૂન ઇલિહનું કુટુંબ તથા બેગમોના ખર્ચ માટે બાર હજાર રૂપીયાની ઉપજના પ્રગણે ચોર્યાશીના વસુ તથા સણીયા નામના બે ગામ સાલ મજકુરની પછીથી ઇનામ આપવામાં આવ્યા. મજકુર ગામોની બાર હજાર રૂપીયાની ઉપજમાં એક બે વરસ સુધી કમી થશે તો તેનો બદલો સરકાર તરફથી તમને આપવામાં આવશે. જ્યારે ગામની ઉપજ બરોબર થઇ જશે ત્યારે આ બાર હજાર રૂપીઆની રકમ તમારા નામે ઇનામ ખર્ચ લખવામાં આવશે તથા રોજાના ખર્ચ માટે એક ગામ તથા કુટુંબના ખરચ માટે ગામ બે મળી એકંદર ત્રણ ગામ ઇનામ આપવામાં આવ્યા છે. તમો તથા તમારી અવલાદ અફલાદ સાલ દર સાલ ગામોનો લાભ ઉઠાવો અને દર વરસે મહાલમાંથી નવો પત્ર થનાર નથી. ગામની ઉપજ કમાવીશ દાર સાલ દર સાલ મુજરે આપશે. આ પ્રમાણે અમલ થવા સારૂ બંને મહાલોના કમાવીસ દાર તથા જમાદાર અને મુકદમના નામે પત્રો મોકલવામાં આવેલા છે.

## ( નિશાની ૪ ).

( સીક્કો ).

તેનાત જાપતા સિલેહદાર પથકાનીહાય મીર કમાલુદદીન હુસેનખાંન અને ૧૨૦૨ની પછી બહાલી પથકનો ઠરાવ તેનાતી બારમાસી નક્કી.

| | |
|---|---|
| ૩૫૬૦૦ | ખાસા મશારૂન ઇલેહ આસામી ૧ તથા પાલખી વ શાગીર્દ પેશા તથા જુલેબ વિગેરે દરો બસ્ત લવાજમ સુદ્ધાં. |
| ૫૦૦૦ | એકંદર આસામી ૫ દર રૂ. ૧૦૦૦) પ્રમાણે. |
| ૫૬૦૦૦ | સવાર આસામી ૧૪૦ દર રૂ. ૪૦૦) પ્રમાણે. |
| ૧૨૦૦ | દીવાન આસામી ૧. |
| ૮૦૦ | કારકુન આસામી ૨ દર રૂ. ૪૦૦ પ્રમાણે. |
| ૯૦૦ | વૈજનાથ સદાશીવ આસામી ૧. |
| ૧૫૦૦ | હાથી નંગ ૧ દર મહીને રૂ. ૧૨૫ પ્રમાણે. |
| ૧૦૧૦૦૦ | આસામી ૧૫૦ |

એકંદર આસામી દોઢસોની તેનાત બારમાસી નક્કી એક લાખ એક હજાર કરાર કર્યો ( અક્ષરો ગએલા છે. ) વીગેરે બાદ કરીને ( અક્ષરો ગએલા છે ) શાઇ બરો બર મળે દરમીયાન ટંટો કરવો નહીં. નોકરી ઇમાને ઇતબારે કરવી. હજુરી સરકાર જે વખતે માંગે તે વખતે દેવી, હજુરીના ઘોડા જોઇએ તે રજુ કરવા. લડાઇમાં નિશાનની પાછળ ઘોડા માર્યા જાયતો તેની કીમત દાખલો જોઇને પંચોના મત મુજબ જે નક્કી

થાય તે સરકાર તરફથી આપવામાં આવશે. લુટમાં નગારાં, નિશાન, ઢાલ, તોપો, હાથી, પાલખી નોબત ખજાના જે કંઇ મળે તે સરકારમાં દાખલ કરવું. સરકારનો હુકમ થાય તો દેશ કે પ્રદેશમાં ચાકરી કરવી પડશે તેની તેનાત વધુ માંગવી નહીં. પાલખી તથા આફતાબગીર ચવરીનો બંદોબસ્ત એક વરસ આડ હીસાબ લાવ્યાથી આપવામાં આવશે. વીજયા દશમીની પોશાક સાલાના ખાસાઓની તથા દીવાન કારકુન અમલદાર એકંદરને પેશજીના સીરસ્તા પ્રમાણે મળશે. ચાકરીની તારીખ આ વરસની શરૂઆતથી ગણવામાં આવશે. તારીખ. ૭ માહે શાબાન મુરતતબ શુદ. ( મુરતતબ શુદ. )

---

## શ્રીમંત સરકાર મહારાજા સાહેબનો હુકમ.

### ( નિશાની ૬ ).

દુમાલા ગામો બાબત બદલ જે કપાત નવાબ કમાલુદદીન તથા રાનડે બક્ષી અને બીજા લોકો પાસેથી લેવામાં આવે છે તે હવેથી ન લેવા બાબત મીલીટરી સેક્રેટરીનો અભીપ્રાય વ્યાજબી હોવા લાયક હોવાથી મંજુર કરવામાં આવેલો છે. માટે હવેથી તે કપાત કરવી નહીં. જે કપાત થઇ ગઇ છે તે પાછી આપવા વિષે તરત વિચાર કરવાનું કારણ નથી. તા. ૭ મી ફેબરૂઆરી સને ૧૮૮૩.

---

## સુખડી બદલ ઠરાવ.

( નિશાની ૭ ).

સદરહુ હકીકત શ્રીમંત સરકાર મહારાજા સાહેબની હજુરમાં અરજ કરવામાં આવતાં આજ્ઞા મલી કે એકંદર વિચાર કરતાં મહેરબાની દાખલ સમજવું કે સુખડીની રકમ રૂ. ૧૦૦૦૦) અંકે દસ હજાર પ્રમાણે હાલના નબાબ નુરૂદદીન મીયાંની હયાતી સુધી ચલાવવી. અને મરહુમ નવાબ સાહેબની હયાતી પછીની ચડેલી રકમનો એવજ હાલના નવાબને ચુકાવવો. હાલના નવાબની હયાતી પછી સુખડી વિષે જે હુકમ થવાનું હશે તે થશે. તા. ૧૫-૧૦-૮૮

( સહી અંગ્રેજી )

ગજાનન કૃષ્ણ ભાટવડેકર.

---

( અ નિશાની ૮ ).

## મરહુમ મીર કમાલુદદીન હુસેનખાન નવાબ સાહેબના તેનાત જાપ્તા બદલ શ્રીમંત સરકાર મહારાજા સાહેબે કરેલા ઠરાવ.

૧ નવાબ મીર કમાલુદદીનના મર્ણના સબબે ખાલી પડેલા તેનાત જાપતા ઉપર મીર નસીરૂદદીનની નીમણુંક કરવી.

૨, નવાબના કુટુંબમાંથી કોઇ પણ ઇસમ તેનાત જાપતાના ઉપર ભાગનો દાવો કરી શકશે નહીં અને અગર કરશેતો તે સ્વીકારવામાં નહીં આવે કારણ તેનાત જાપતા કાંઇ ખાનગી માલ મતા નથી પરંતુ સરકારના

તાંબાનો કારખાનો છે તેથી સરકાર જેવી વ્યવસ્થા કરવા ચાહે તેવી કરવાને મુખત્યાર છે.

૩. મીર કમાલુદ્દીનની વિધવા મોહમદી બેગમની સ્થીતીનો વિચાર કરતાં જાપતાની જાત નીમણુંક પછી રૂ. ૨૦૦) દર મહીને હયાતી સુધી આપવામાં આવશે.

૪. ઉપર લખેલાં હુકમ સરકાર તેનાંત જાપતા વિષેનાં છે. તેમાં નવાબના કુટુંબની ખાનગી માલમતાથી કાંઇ સંબંધ નથી.

૫. હાલના જાપતાના સ્વારોની જે સંખ્યા ૯૩ ની છે. તે પછી સવાર ૩૩ કમી કરી ૬૦ સવાર રાખવામાં આવે છે. આ સવારોની સંખ્યા કમી કરવામાં આવી તે રાજકિય સબબ સર જરૂરી જણાયું અને તે દિલગીરીની વાત છે.

૬. જે સંખ્યા કમી કરવાની છે તે પગારના જુદા જુદા વર્ગ પ્રમાણે જરૂર જોગ કમી કરવી.

૭. સવારોમાં એક બીજાનો સંબંધ છે તેમને એવું ધ્યાનમાં રાખવું કે બાકી રહેલા સવાર લોકોએ નોકરીના સંબંધમાં ઘણીજ હુશીયારી રાખવી અને જે નીયમ અથવા હુકમ બહાર પડે તે તેમને પણ લાગુ પાડવામાં આવશે.

૮. એજ પ્રમાણે આસામીદારોએ પણ આ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે સ્વસ્થાનમાં જે ફોજ છે તે લશકરી છે અને તે પછી તેઓ પણ છે. અને તેમને સરકાર જે નોકરી ફરમાવે તે કરવાને તેઓએ તઇયાર રહેવું અને તે નોકરી કરવામાં પોતાની ચાલાકી બતાવવી.

૯. મો બદલાનું નજરાણું હાલના કામમાં લેવાનું જરૂરી નથી.

( અંગ્રેજી સહી ).

કાજી શહાબુદ્દીન દિવાન.

હ. ફે. ખા. નો. જા. નંબર ૧૪૪૯ (ચ)

યાદી રાજય માન રાજે શ્રી. સીલેદાર બક્ષીના તરફ લખવામાં આવે છે કે નવાબ મીર કમાલુદદીન હુસેનખાન મઇયત થયા તેમની જગ્યાએ મીર નુરૂદદીન નવાબ સાહેબનું નામ દાખલ કરવા બદલ આપની તરફ નંબર ૧૪૨૨ તા. ૨૦મી જુન સને ૧૮૮૫ ઇ. સ. નો હુકમ લખવામાં આવેલો છે.

મરહુમ નવાબ સાહેબના નામે સીલેદારી ખાતામાં કંટીજંટની વ્યવસ્થા પ્રમાણે દર મહીને રૂ. ૫૪૭૨।। પ્રમાણે સાલીયાણું રૂ. ૬૫૧૯૦ ની નીમણુંક દાખલ કરવામાં આવી છે. તે જગ્યાએ હાલના નવાબ મીર નુરૂદીન સાહેબનું નામ નીચે લખ્યા પ્રમાણે નીમણુંક સીલેદારી પટામાં દાખલ કરવી.

૩૦૨૮૮ જાત નીમણુંક આસામી ૧.

૨૯૦૬૪ ખાસા, જાત, પાલખી શાગીર્દ પેશા સુધ્ધાં દર મહીને રૂપીયા.

૨૪૨૨।। પઇકી બુટટા અકડા બદલ દર મહીને રૂ. ૦।। કપાત બાકી દર મહીને રૂ. ૨૪૨૨ પ્રમાણે બારમાહી રકમ.

૧૨૨૪ હાથીના ખરચ બદલ દર મહીને રૂ.૧૦૨) પ્રમાણે.

---

૩૦૨૮૮

૭૨૦ આસામીદાર મુકુંદરાવ રામરાવ આસામી ૧ દર મહીને રૂ. ૬૦) પ્રમાણે બાર મહીનાના.

૪૦૨૦ આસામીદાર આસામી ૫ દર આસામી રૂ. ૬૭) પ્રમાણે દર મહીને રૂ. ૩૩૫) પ્રમાણે બાર મહીનાની રકમ.

૮૪૦ દીવાન આસામી ૧ દર મહીને રૂ. ૭૦) પ્રમાણે બાર મહીનાની રકમ.

૩૦૦ કારકુન આસામી ૧ દર મહીને રૂ. ૨૫) પ્રમાણે બાર મહીનાની રકમ.

૧૮૭૨૦ સવાર આસામી ૯૩ દર સવારે રૂ. ૨૬) પ્રમાણે, કંટીજંટની વ્યવસ્થાના સવાર કાયમ રહેલા તેમાંથી સવાર આસામી ૩૩ રાજકિય કારણથી સરકારને કમી કરવાની જરૂર જણાઇ તે સવાર આસામી ૩૩ અવેજી કમી કરતાં બાકી સવાર આસામી ૬૦ કાયમ રાખ્યા. તે દર સવારે રૂ. ૨૬) પ્રમાણે દર મહીને રૂ. ૧૫૬૦) પ્રમાણે બાર મહીનાની રકમ.

---

૫૪૮૮૮

એકંદર આસામી ૬૯.

સદરહુ પ્રમાણે ચોપન હઝાર આઠસો અઠયાસી રૂપીઆની નીમણુંક તા. ૧ જુલાઇ સને ૧૮૮૫ પછી દાખલ કરવી.

મો બદલાના સંબંધમાં નવાબ સાહેબનો જે એવજ સરકારની પાસે રહ્યો હશે તે મરણુ તારીખ સુધીનો મરહુમ નવાબ સાહેબની વિધવા મોહમદી બેગમને આપવામાં આવે અને નવાબ સાહેબના મરણના બીજે દીવસથી મીર નુરૂદદીન મીયાને નીચે લખ્યા પ્રમાણે આપવું.

તા. ૩૧ માર્ચ સને ૧૮૮૫ આખર સુધી જુની નીમણુંક પ્રમાણે આપવા.

તા. ૧લી એપ્રીલ સને ૧૮૮૫ પછી કંટીજન્ટની નવી વ્યવસ્થા કાયમ રહેલી નીમણુંક પ્રમાણે તા. ૩૦ જુન સને ૧૮૮૫ આખેર સુધી આપવી.

આ પ્રમાણે મે બદલાના કારણે રહેલું અવેજ આપવાની તજવીજ કરવી.

સવાર આસામી ૩૩ કમી કર્યા તે તા. ૧ જુલાઇ સને ૧૮૮૫ પછીથી કમી કરવા.

મરહુમ નવાબ કમાલુદદીનની વિધવા મોહમદી બેગમને નવાબ સાહેબની જાતી નીમણુંક પઇકી દર મહીને રૂ. ૨૦૦ હયાતી સુધી આપવા બદલ હુઝુરનો ઠરાવ થએલો તે પ્રમાણે આઝમ નુરૂદદીન મીયાંને ઠરાવની નકલ સાથે આ તરફથી યાદી લખવામાં આવી છે.

વડોદરા પ્રાંતનાં મરહુમ નવાબ સાહેબના જે સવાર પ્રગણાની તેનાતીમાં રહેતા, તેમના બદલે પયાદે રાખવામાં આવતા જેઓ સવારોની નોકરી પુરી પાડતા હતા, એવો વહીવટ હતો, પણ તે વહીવટ હવે બંદ કરવામાં આવ્યો છે. સવારોની અવેજી પયાદા વગેરે ન મોકલતાં ઘોડે સવારોને બરોબર મોકલી તેમની પાસેથી નોકરી લેવી જોઇએ. એવું આઝમ મીર નુરૂદદીન મીયાને સમજુત આપવી. આજ સરતોએ મો બદલો કરવામાં આવેલો છે. તા. ૨૩ મી જુન સને ૧૮૮૫ ઇ. સ.

રવાના રા. રા. ફડણીસ સાહેબ મારફત દાખલો રાખી રવાના કરવું તારીખ મજકુર.

પૈવસ્તી તા. ૧-૭-૮૫

( અંગ્રેજી સહી )

મી. સે.

મીતી બીજો જેષ્ટ વદ ૪ સંવત ૧૮૧૪

૨ મી. સે. આ. નંબર ૪૯૩

સદરહુ બદલાનો દાખલો લઇને રા. રા. સીલેદાર બક્ષી સાહેબ તરફ રવાના તા. ૧૦ મી જુલાઇ સને ૧૮૮૫.

માધવરાવ રામચંદ્ર

ફડણીસ.

---

( નિશાની ૯ )

**મીર નુરૂદદીન હુસેનખાન નવાબ સાહેબ નામે કમાલુદદીનના દરગાહના અને ઉરૂસના ખરચ બદલ રૂ. ૫૦૦) ચલાવવા બાબત હુકમ થયેલો તેનો ઉતારો નીચે પ્રમાણે.**

આ પ્રકરણ આજ રોજ શ્રીમંત સરકાર મહારાજા સાહેબે જોઇ ફરમાવ્યું કે બીજો હુકમ થતાં લગી ચાલે છે. તેમ ચલાવવું અને રકમ આપે જવી. તા. ૮ જાનેવારી સન ૧૮૮૬.

( સહી )

મણીભાઇ જસભાઇ.

---

શ્રી

| | | |
|---|---|---|
| સન ૧૮૮૪-૮૫ | વર્ગ. | આંક |
| વી નંબર | કોર્ટ ફી સ્ટાંમ્પ | ૨૪૦૪૮ |
| ૧૪૬૩૧ | ની. ૯૬૮ | ચાર આના ૦ા |

નવાબ સદરૂદીન હુસેનખાન

સીકકો.

રહેવાશી વડોદરા

હા. ગણેશ નારણ.

શ્રી

સીકકો.

૧૩

ની, ૯૬૮

સીકકો.

તા. ૨૮ એપ્રીલ સને ૧૮૮૫.

સીતારામ સખારામ

વેદર.

તૈનાત બાબતા જદીદ સીલેદાર પથક મીર કમાલુદીન હુસેનખાન તથા મીર સદરૂદીન હુસેનખાન સુમા આરબ તીસેનમૈયા વ આલફ બોલી બારમાહી રૂપૈયા

૭૫૦૦ ખા. મીર કમાલુદીન હુસેનખાન.

૬૦૦૦ જાતના.

૧૦૦૦ પાલખી.

૫૦૦ શાગીદ પેશા.

૭૫૦૦

૬૫૦૦ ખા. મીર સદરૂદીન હુસેનખાન.

૫૦૦૦ જાતના.

૧૦૦૦ પાલખી.

૫૦૦ શાગ્રીદ પેશા.

---

૬૫૦૦

૫૦૦૦ ખા. મીર બાસત સાહેબ.

૩૫૦૦ જાતના.

૧૦૦૦ પાલખી.

૫૦૦ શાગ્રીદ પેશા.

---

૫૦૦૦

૧૦૦૦૦ ખાસા આસામદાર ઇસમ ૫ દર ૨૦૦૦.

૫૦૦૦ કીતા ઇસમ ૫ દર ૧૦૦૦.

૩૩૨૦૦ શ્વાર ઇસમ ૮૩ દર ૪૦૦ પ્રમાણે.

૧૨૦૦ દીવાન.

૧૨૦૦ કારકુન ઇસમ ૩ દર ૪૦ પ્રમાણે.

---

૬૯૬૦૦

એકુન ઇસમ સો એમની તેનાત રૂપીઆ અગણોતર હજાર છ પોહોંચસે પૈકી રાજે મુરાસાઇ પ્રમાણે મળશે નોકરી સરકાર હુકમ થશે

તહાં કરવી. મલઇમાં મળીને હંગામો કરવો નહીં દરબારી જવાબ સવાલ જેના તેના કારકુને આવીને કરવા સરકાર નોકરી ઇમાને ઇતબારે કરવી પથકમાં પાછલા સીરેસ્તદાર હશે તો પાછલા તાબે વાસ્તે બોલવું નહી હાજરીથી તારીખ જારી થશે એ પ્રમાણે કરાર તા. ૨૫ જમાદીલા વલ આરબાસેન માગસર નીબગામ

| સીકકો |
|---|

પોસાખ.

૨ ખાસાના.

૭ આસામદારના.

૩ કારકુન ઇસમ દર ઇસમને ૨ નાં. ૨ પ્રમાણે

૧ દીવાણ

એકુન પોસાખ તેર મલસે

એ પ્રમાણે કરાર

અસલબર હુકમે નકલ રજુ જોનાર કારકુન રામરાવ બીકાજીની હજુર આસીસ્ટંન કચેરી.

ઇંગ્રેજી સહી.

આણાજી ભીમરાવ.

આ. બી. એ.

નકલની નકલ મુકાબલો

જોનાર કારકુન માધવરાવ

સીવરામ તથા આસામદાર

સદરહુ નકલના શબ્દ સુમારે ૧૨૫ થાય છે તેની લીખામણુ બદલ ફી સેંકડા રૂ. ૦)– પ્રા. આકાર રૂ. ૦)–ા થાય છે. ને નકકલ જરૂરીથી લીધાના કારણથી તેના બમણી ફી ૦)=ા થાય છે તા. ૩૦ અપ્રેલ સન ૧૮૮૫

દા. મહાદેવ શીવરામ

સદરહુ નકલ મળવા સગીર નવાબ મીર સદરૂદીન હુસેનખાન સાહેબ ના વહીવટ કરનાર નવાબ અલીમરદાનખાન સાહેબે રીપોટ સ્ટાંપસહ રજુ કરવા ઉપરથી દસ્તુર પરમાણેં લખામણી બદલ ફી ૦)=ા લઈ નકલ આપવામાં આવી છે. તા. ૩૦–૪–૧૮૫

ઇંગ્રેજી સહી.

આબાજી ભીમરાવ.



શ્રી

સન ૧૮૮૪-૮૫ વ. કે. જાવક

વી નંબર કોર્ટ ફી સ્ટાંમ્પ ૨૪૦૫૮

૧૪૬૩૭ ચાર આના ૬

નવાબ સદરૂદદીન હુસેનખાંન રે. વડોદરા.

હા. ગણેશ નારાયણ.

તા. ૨૮ અપ્રેલ સન ૧૮૮૫.

પાકી મોહરને સ્ટાંપ

શુભરામ સખારામ

વેડર.

શ્રી મહાલ શાંકાત.

આઝમ નવાબ યાવરદદોલા સૈયદ સદરૂદીન હુસેનખાન બહાદુર

દામ મોહબત હુ.

અઝીઝ દીલ અખલાસ આનંદરાવ ગાયકવાડ સેનાખાસ ખેલ શમશેર બહાદુર સલામ અકેઅેથીલ. ખેરસલા જાણી તમો તમારી ખેરીયત હમેસાં કલમી કરાવે દીગર મીર કમાલુદીનખાંન બહાદુર એમને લશકરમાં આજાર થઇ એકદમ કાલ થયો આ વરતમાન સાંભળી ઘણી દીલગીર થઇ. ઇશ્વર ગતીને ઉપાય નથી સરકારમાંથી કૃપાવંત થઇ તેમના ચીરંજીવી આજમ મીર અમીનુદીન હુસેનખાંન બહાદુર એમને બહુ માનના વસ્ત્ર મોકલ્યા છે (તમોએ વડીલપણે) તેમની ખાતર જમાં ઘણી પ્રકારે રાખી તેમને

સાચવતા જવા. સરકારી કામમાં શીખવવાનું તમો તમારી નેક સલા તેમને આપતા જવી. કારણ તેમની ઉપર નાના સખત કોઇ બાબે સરકાર નક્ષીમાં કમી ન પડે તે તથા કારખાનાની વીગેરે બોજ રેહેશે તેવું કરવું. તારીખ ૨૦ માહે રબીઉલ અવલ શુરૂઅ સન તીસઆ શેહર મે અતેન વઅલફ હે કીતાબત મોરતબશુદ.

મુકાબલ કરનાર કા. માહાદેવ

શીવરામનીમ આશામદાર.

અંગ્રેજી સહી.

આસિસ્ટંન મીશ્રી મો.



# વડોદરાના નવાબ સાહેબોની સરટીફીકેટોના ઉતારો.

**પ્રિયબન્ધુ ગ્રિફીથ,**

આ મી. **સૈયદ નુરૂદદીન હુસેનખાન** કે જેને માટે મેં તમને પુર્વે મોર સાઇલિની જગ્યા બાબત ઘણીજ તસ્દી આપેલી તે જ્યારે હું પેશ્વા સાથે લડવા ગયો ત્યારે મારી રજાથી પોતાનાં બૈરાં છોકરાં સાથે સુરત કે જ્યાં તેઓનું ઘર છે તેમજ તેઓ તેમને અહીં કરતાં સુરતમાં બરોબર સગવડતાથી રાખી શકશે એવો ઇરાદો રાખવાથી તેઓ સુરતમાં આવ્યા છે. તેઓ તમને આ (પત્ર) બતલાવશે. જ્યારે મી. બોડામ સુરતમાં ચીફ (લશ્કરી ટુકડીના સરદાર) હતા, ત્યારે પ્રખ્યાત **ઘાઝીઉદદીન** કે જેઓના **સૈયદ નુરૂદદીન હુસેનખાન** વંશ-પરંપરાના સાથેજ રહેનાર સખ્સ (નોકર) તરીકે ગણાય છે તે જ્યારે સુરતમાં આવ્યા ત્યારે તેમની સાથે આ સખ્સ પણ આવ્યા હતા અને તે દીવસથી તે આપણા મીત્ર મી. બોડામના આશ્રય તળે રહેલા છે. તેઓ આ કચેરીમાં મારી નીમણુંક થતાં પહેલાનાંજ છે, અને તેઓએ મારા હાથ તળે રહી પોતાની નોકરી બજાવી મને જે મદદ કરી છે અને વફાદારી બતાવી છે. તે જોતાં હું એટલુંજ કહેવા માગું છું કે તેમને ઉત્તેજન આપી આપણા તરફ બીજા દેશીઓનું પણ

**Nawab Mir Kamal-ud-Din Saheb, I.**

Died in 1234 A. H.



નવાબ મીર કમાલુદદીન હુસેનખાન સાહેબ બહાદુર પહેલા.

વફાત સને ૧૨૩૪ હીજરી.

વણણ થાય એમ કરશો. જો કે તે વૃદ્ધ માણુસ મારી પાસેથી જવાથી તેમની પાસેથી જે જ્ઞાન હું મેળવતો હતો. તે નષ્ટ થશે છતાં તેમના બે દીકરાઓ કે જે કામ કરી શકે એવા ઉમર લાયક છે તેમને મુકી તેઓને જવાની હું ખુશીથી રજા આપીશ.

મારા ધારવા પ્રમાણે તેમનો મક્કે જવાનો ઇરાદો છે પણ તે બાબતનું કશુએ મને તેઓએ જણાવ્યું નથી જો તે આ વિચાર જારી રાખે. (હું ધારૂં છું કે તે નહી જારી રાખે) તો તેમને ત્યાં જતાં પૈસાની અગર બીજી કશી વસ્તુઓની જરૂર પડે તો તે પુરી પાડવા આપ સાહેબ કૃપાવંત થશો. આપ તેમને જે મદદ કરશો તે બાબતનો હું તમારો અતિ આભારી થઇશ.

હું છું,

પ્રીય બન્ધુ ગ્રિફીથ.

આપનો હંમેશનો ચાહનાર,

( સહી ) સી. હબહ્યુ માલેટ.

પુના,

જાન્યુઆરી, ૧૨ મી ૧૭૯૫.

જોન ગ્રિફીથ એસ્કવાયર.

ચીફ

સુરત.



હુ મારૂં સરટીફીકેટ આપતાં જણાવું છું કે નુરૂદદીન હુસેનખાન કે જેઓ ચાર્લ્સ વોરે માલેટ તરફથી મારા તરફ મોકલાયલા છે તેઓ એક લાયક અને વિશ્વાસુ માણસ છે અને જેઓ મે. માલેટ સાહેબ તરફથી ઘણીવાર જોખમદારી ભરેલા કામપર નિમાયલા હતા. હું પણ તેમને બ્રીટીશ સરકારના લાભ તરફ વલણ રાખતા તેમજ બીજી બધી બાબતે ઉત્તમ વર્તણુંકવાળા જોઉં છું. અને સુરતના જે કોઇ ચીફ હોય તેને તેઓ તરફ રહેમ નજર મહેરબાની તેમજ માયાળુપણું રાખવા ભલામણ કરૂં છું. આ ભલામણ કરતાં કોઇ પણ પ્રકારની વગસગ જોવાયલી નથી પણ માત્ર તેમના ઉમદા ગુણો જોઇનેજ અપાયલી છે.

( સહી ) ડબલ્યુ. જી. ફારમર.

મુંબઇ,

જાન્યુઆરી, ૧૩ ઇ. સ. ૧૭૯૬.

રવાના,

પ્રીયબંધુ મીર ફકરૂદીન તરફ,

પ્રીયબંધુ

આપનાથી જુદો પડતી વખતે મારા અંતરની દીલગીરી અને લાગણી જો હું બરોબર રીતે ન બતાવું તો આપના ગુણના પ્રમાણમાં મને તે તદન ખોટું જણાય કારણકે તમારી મોટાં મોટાં ઉપયોગી અને ઝીણાં કામોની અગીયાર વરસની અનુભવી નોકરી કે જે તમે ઘણીજ દ્રઢતાથી બજાવી છે. તે હું હજુ વિસર્યો નથી. તમારી ચાલાકી જોઇને હું ઘણો રાજી થયો છું અને હું એટલીજ ઇચ્છા રાખું છું કે તે બાબતમાં તમારી જે ખંતતા છે તેથી તમને હજુ પણ વધારે મીત્રો કે જેઓ તમારા ભલામાં રાજી રહે એવા મળો. હું પણ છું તેમાંનો એક તમારો.

શુભ ચાહક મીત્ર,

(સહી) સી. ડબલ્યુ. માલેટ.

પુના,

ફેબરૂવારી ૧૬ ઇ. સ. ૧૭૯૭.



રવાના,

મીર ફકરૂદીન હુસેનખાન તરફ;

પ્રીયબંધુ

પુના કચેરીના તમારા દુશ્મનોએ પેશ્વાને ભંભેર્યું છે કે પેશ્વા સરકારની સત્તા ખુંચાવી લેવામાં અને તેને કેદ પકડવા સબંધી જે કાવતરૂં રચાયું હતું તેમાં તમે પણ સામેલ હતા. અમે તમારા તેમજ મારા વિરૂદ્ધ અનેક અનેક કારણો સમજાવી તેમનાથી બન્યો તેટલો પ્રયત્ન કર્યો છે. તમારાં વિરૂદ્ધ જે જે તહોમતો ઉઠાવવામાં આવ્યાં છે તે સઘળાં નાબુદ કરવા જે કોશીષ થયેલી તે સઘળી નિષ્ફળ નીવડી છે જેથી કરીને આ કામમાં વચ્ચે પડતાં હું ડરૂં છું કારણ એથી મારી પોતાની નોકરીને નુકશાન થવાનો સંભવ રહે છે અને તમોને પેશ્વા સરકારની મરજી વિરૂદ્ધ દરબારમાં તેમજ રેસીડન્સીમાં નોકર રાખવાથી કંપનીને પણ નુકશાનીના બોજામાં ઉતરવું પડે છે. જેથી તમોને નોકરીમાંથી દૂર કરવા બાબત પેશ્વા સરકાર તરફથી જે માગણી થયલી છે તે સમયને અનુસરીને સ્વીકારવી પડશે. તોપણ હું આપનાં વિશે એટલો તો મત આપી શકીશ કે મારી રેસીડન્સીમાં તમે ખંતિલા, વફાદાર અને પ્રમાણીક નોકર હતા. દીલગીર છું કે મારે આપનાથી જુદાં પડવું પડશે.

હું છું,

આપના તરફ માનની દ્રષ્ટિએ જોનાર,

આપનો મીત્ર

( સહી ) ડબલ્યુ એમ. પાલમર.

પુના,

આગસ્ટ ૧૦ મી ઈ. સ. ૧૮૦૧.



કર્નલ પાલ્મર તરફથી મીર ફકરૂદદીન હુસેનખાંન બહાદુરને લખાયલા પત્રનો ઉતારો. લખાયલો પુના, ૧૯ મી ઓકટોબર ૧૮૦૧. મળ્યો પુરન્ધર, ૨૨ મી.

આપના માનભર્યા અભિપ્રાયો અને ભલાશના લેખો મળવાથી મને ઘણોજ આનંદ થયો છે. અને હું ખરેખર ખાતરી પુર્વક કહું છું કે, તમારા તરફની મારી મીત્રતા અને વલણ, અને આપની ચડતી માટેની મારી ઇચ્છાઓ હમેશાને માટે છે તેવીને તેવીજ રહેશે.

તમારે દરબાર સાથેના કજીયા બાબત તેમજ તમારી વફાદાર નોકરી તરફની મારી ભલામણ બાબત મેં કેટલાક પત્રો મેહરબાન ગવર્નર જનરલ સાહેબ તરફ મોકલ્યા હતા તોપણ તેઓ સાહેબે એ બાબત તરફ હજુ પુરતું ધ્યાન આપ્યું નથી.

તેઓ સાહેબ હાલ મદ્રાસ અને લકનૌ તરફનાં કેટલાંક ઉપયોગી કામોમાં રોકાયલા હોવાથી અને વખતે તેઓ બીજી કોઇ બાબતમાં ધ્યાન નહી આપી શકતા હોવાથી આ પ્રસંગે ઉપલી બાબત તરફ ધ્યાન ન આપે એમાં કંઇ નવાઇ જેવું નથી.



ખંભાત, જુન ૮ મી ૧૮૦૨.

આજ હું ખંભાત છોડી મુંબઇ જતો હોવાથી **મીર કમાલુદ્દીનખાનને** સરટી[illegible] આપી જણાવું છું કે અમારૂ લખાણ ગમે તે જગ્યાએ તેઓ બતાવશે [illegible] વાંચનારને ખાતરી થશે કે એમના તરફના ઉંચા અભિપ્રાયોમાં તેમની આબરૂ પ્રમાણીકપણું અને બ્રીટીશ પ્રજાના ઉત્કર્ષ માટે તેમનું વલણ વિચાર કરતાં ઘણુંજ છે. માટે જયારે તેઓને જરૂર પડે ત્યારે બ્રીટીશ સરકાર તરફથી ઉદાર આશ્રય તેમને મળવો જોઇએ. થોડા વખત પર થએલી **કુરી** સાથેની લડાઇમાં તેઓએ જે બહાદુરાઈ અને વફાદારી બતાવી છે. તેજ તેમની લઢાઇ બાબતમાં કુશળતા અને ચાલાકી સાબીત કરી આપે છે. તેમની પાસે ગાયકવાડી લશકર જે બ્રીટીશોની સાથે રહી, તેમની મરજી પ્રમાણે લઢતું હતું તેમાંની એક ટુકડી હતી.

( સહી ) **જોનાથન ડનકન.**



**મહેરબાન જોનાથન ડનકન મુંબઇના ગવર્નર સાહેબ તરફથી કમાલુદીન હુસેનખાન બહાદુરને લખાયલું લખાણ.**

આપના બે પત્ર એક તા. ૨૯ નવેમ્બરનો અને બીજો તા. ૧ લી ડીસેમ્બરનો મલ્યાથી મને ઘણોજ આનંદ થયો છે.

તમે કંપની બાબતના દરેક કામોમાં કંપનીના લાભ તરફજ વલણ રાખેલું છે અને મને આશા છે કે તમે હમેશને માટે કંપની તરફ એવાજ વફાદાર રહેશો. લડાઈ સબંધી બાબતોમાં પણ તમે તમારા પોતાના લશ્કરનો નાશ થયા વિના શતરૂને શરણ થયા નથી. મૈયત મીરઝા અબદુલ્લાહ અને બે ઇંગ્લીશ અમલદારો અને બીજા કેટલાક લશકરી સીપાઇઓ મરણ પામ્યા છે. એ જાણી હું ઘણોજ દીલગીર થયો છું. પરંતુ એવા અનિવાર્ય કારણમાં માત્ર ધૈર્યતા રાખ્યા સીવાય બીજો કશો ઉપાય નથી. અને ઇશ્વિર કરેને હવે આ કહાનુજીની સાથેનો કજીયો બંધ પડયા પછી આ દેશમાં એક પણ માણસની જાનને નુકસાન ન થાય. મને તો ખાતરી છે કે તમે પોતે અને બીજા બધા હવે પછી સલાહ શાંતિમાં રહેશો.

વળી આજ વખતે તમારા ભાઇ કે જે પોતાનું ડહાપણ અને દીર્ઘ દ્રષ્ટી ન પહોંચાડતાં જે પ્રમાણે વર્ત્યા છે તે વિશે મારે કંઇ કહેવું જોઇએ.

જે તેની પેશ્વા તરફની અપ્રિતિ બાબતનું તહોમત જે પહેલાં શંકા ભરેલું હતું તે તો હવે હિન્દુસ્તાનની ચારે દીશાએ જાહેર થઇ ગયું છે.

તમારા પિતાનાં ઉત્તમ કામો અને તેમની ઉમદા વર્તણુક પર વિચાર કરીને તથા ફકરૂદ્દીન હુસેનખાનની આ કંપની તરફની ઘણી પ્રશંશનીય નોકરીથી અને વિશેષે તમારૂં નિમક હલાલપણે રખાયલું કંપની તરફનું વલણ અને ખંતતા જોઇને હું તમારૂં ભલું ઇચ્છી તમને એટલુંજ કહું છું કે જે મુસ્કેલીઓમાં તે દેખતી આંખે જાણી જોઇને પડયા છે. તે મુસ્કેલી-ઓમાંથી છુટો થવા પ્રથમ તેમણે કોશીશ કરવી કારણ કે જે બાબત મારી સત્તામાં નથી તે બાબતમાં વચ્ચે પડવા હું બીલકુલ રાજી નથી. તો પણ જો કર્નલ ક્લોઝ તેની બહાર પડેલી અદાલત નાબુદ કરવા હા પાડતા હોયતો મેહેરબાન ગવર્નર જનરલ સાહેબ તેને નાબુદ કરી શકે, મેં આ બાબતથી કનલ સાહેબને વાકેફ કર્યા છે. જેથી કદાચ નીઝામ અલીખાન પણ નાખુશ થાય. પણ તે ફળીભુત થવા હજુ શક્તિમાન નથી. ખરૂં જોતાં તો એ વિષય પર વધારે ચરચા ચલાવવાનું કશું રહેતું નથી. તો પણ મેં હાફિઝ ગુલામહુસેન ( જે તમારા ભલામાં રાજી છે ) તેની કેટલીક વિનન્તિ અને સિફારશ પર વિચાર કરી તેને મેં દીલાશાના બે બોલ લખ્યા છે. તો પણ મારી પાસેથી તે જે કંઇ ઇચ્છે તેના કરતાં તે ઘણુંજ વધારે છે, એમ તમારે ધારવું. કારણ કે, મારે તેની સાથે કોઈ પણ બાબતનો સંબંધ નથી અને આવી બાબતોમાં વચ્ચે પડવાની

મને કોઇ પણ બાબતની સતા પણ નથી, પણ હાકિમજીની પુના તરફની મુસાફરી કેવી થાય છે તે આપણે જોઇશું. ગુજરાત તેમજ ગાયકવાડનો કારભાર મારી પસંદગી અને સત્તાને અનુસરીનેજ છે તેમજ ગવર્નર જનરલે પણ બધી હવાલો મને સોંપેલો હોવાથી તમારે તો ખાતરીજ રાખવી કે તમે કે જેણે કંપની તરફ પૂર્ણ વફાદારી બ્રીટીશોના ચુસ્ત નોકર તરીકે બતાવી છે તેથી તમને હું હજુ બીલકુલ ભુલ્યો નથી. અને મને ખાતરી છે કે હજુ પણ તમે તમારા અનેક પ્રયત્નો મેજર વોકરની સાથે તેવાજ ઉત્સાહથી અને દ્રઢતાથી કે જેવી રીતે અત્યાર પર્યંત બંન્ને સરકારના કારભાર તરફ બતાવવામાં આવી છે તેવીજ જારી રાખશો, કારણ તમારી મહેનતનો બદલો પાછો વાળવાનું કામ મારા હાથમાં છે. આ પત્રની બાબત અક્ષરે અક્ષર મેજર વોકરને સુચવજો, કે જેથી તે સઘળી વાતથી વાકેફ થાય.

મુંબાઇ, જાન્યુઆરી ૯. સ. ૧૮૦૩.

---

ખંભાત, ૪ થી નવેમ્બર ૧૮૦૩.

મહેરબાન સાહેબ,

આજે હું આપના આવેલા પત્રના જવાબમાં લખું છું કે;– હેલકારા ઉપર મારે બીલકુલ આધાર રાખવાનો નથી. તેમજ મને ડૌકમાં કાગળ મોકલવો સારો લાગવાથી આજે તેમાં કાગળ નાખ્યો છે. તમારા તરફનો મારો પત્ર મેં મારા મીત્ર કર્નલ બોર્ડર તરફ મોકલ્યો છે. જે બાબત તમે તમારી મેળે સમજી શકો નહીં તે બાબતથી તમને તે વાકેફ કરશે.

હું છું,

આપનો સદાનો મીત્ર,

(સહી) રેનોલ્ડ્સ.



મોંગીર, તા. ૬-૧-૧૮૦૪.

મીત્ર મીર કમાલુદ્દીન,

તમારા ૨૪ મી નવેમ્બરના પત્રથી મને ઘણોજ ખેદ થયો છે. ખરેખર હું મારા ગત મીત્ર મીર ફકરૂદ્દીનના જીવન ચરિત્ર વિશે પૂર્ણ વાકેફ છું.

જ્યારે મેં મીર ફકરૂદ્દીન કે જેઓએ કંપનીના રાજ્ય તરફ ઘણુંજ માન દર્શાવેલું છે, તે પકડાયા એવું સાંભળ્યું ત્યારે મને તેના વિરૂદ્ધ અદાલત અપાયાથી તેઓ તરફ ધિક્કાર ઉત્પન્ન થયો હતો પણ આ બાબતમાં આપના તરફથી બચાવ માટે કંઇ બની શકે તેમ નથી. કારણ તમારા પ્રતિપક્ષીઓ તરફથી તેઓને સખત કપટ જાળમાં તેમણે ફસાવી લીધા છે. જે બાબતમાં મહાન્ ગવર્નર જનરલ સાહેબની કોશીષો પણ વ્યર્થ નીવડી તો હું તે શું કરી શકું.

મેં કેટલેક પ્રસંગે તમારા પડતી દશામાં આવી પડેલા ભાઇના ગુણો અને તેની વફાદાર નોકરી બાબત મેહેરબાન ગવર્નર જનરલ સાહેબને લખી જણાવ્યું હતું અને હજુ પણ જે ભવિષ્યના ગવર્નર જનરલ થશે તેને હું ખુશીથી એ બાબતપર જ્યારે તક મળશે ત્યારે તમારા તરફથી વગ

ખેંચીશ. અને બ્રીટીશ રાજ્યના કાયદામાં અને લાભમાં તમે જે અત્યાર સુધી મથ્યા રહેલા છો અને તેના બદલામાં તમારા દુશ્મનોએ તમારી ઉપર જે ખોટાં તહોમત મુક્યાં છે કે તમે બ્રીટીશોના પકકા દુશમન છો, તે તદન ખોટાં ઠરાવવા મારો બનતો પ્રયત્ન કરીશ. અને તેમણે જે વફાદારી અને ઉત્સાહથી બ્રીટીશોનાં કામ કર્યાં છે તેની તરફેણ ખેંચીશ. તેમની ઠેઠ સુધીની કારકિર્દીમાં જ્યારથી મેં તેમને પબ્લીક ખાતાની નોકરીમાં લીધા છે ત્યારથી તેમણે કંપની અને પુનાની કોર્ટના મત વિરૂદ્ધ નીઝામ સરકારની આબાદીમાં દૃઢ નિમક હલાલપણું બતાવ્યું છે. અને આ બાબત તરફ વિચાર કરતાં હું મારા બનતા પ્રયત્ને "સુપ્રીમ એડમીનીસ્ટ્રેશન ઇન-ઇન્ડીયા" (ગવર્નર જનરલ)નું પણ મીર ફકરૂદ્દીન અને તેમના કુટુંબે જે જે બાબતો સહન કરી છે અને જે ઉમદા નોકરી બજાવી છે, અને તેમની ખોટો પૂરી પાડવા, તેમજ તેમણે જે જે હરકતો સહન કરી છે. તેનો બદલો વાળવા, ધ્યાન ખેંચીશ.

આ લખાણ, તમારા ભાઇએ જે ઉત્સાહ અને નિમકહલાલ પણે મારા તરફની નોકરી બજાવી છે તેને માટે તેમને જેટલું માન ઘટે છે તેના પુરાવા તુલ્ય થઇ પડશે.

મારા ઉપલા લખાણથી જો તેના બચેલા કુટુંબને કંઇ પણ ફાયદો કરી આપશે અને તેના દીલને કંઇ પણ શાંતિ ઉપજાવશે તો હું ઘણોજ રાજી થઇશ.

હું તમારા ભાઇએ જે જે જુનાં સરટીફીકેટો સર ચાર્લ્સ માલેટ મી. ફારમર અને મી. યુથોફ તરફનાં મને આપેલાં છે તેની નકલો આ પત્ર સાથે બીડું છે.

આપની આબાદી તંન્દુરસ્તી અને તમારી જગ્યામાં ફેરફાર થવાની ઇચ્છા રાખનાર,

હું છું,

મારા ભલા મીત્ર,

આપનો હમેશનો ચહાનાર,

(સહી) ડબલ્યુ. એમ. પાલમર.

---

સુરત, ૧૮ ઓગસ્ટ ૧૮૦૫.

પ્રીય બન્ધુ કમાલુદ્દીન,

આ મારા પત્રનો હેતુ મારા મીત્ર મી. ઈંગ્લીશ તમને ચોખ્ખી રીતે સમજાવશે. આ પત્રથી તમારે મી. ડનકનને અરજી કરવાની છે. અને મી. ડનકન નવા ગવર્નર જનરલ લોર્ડ કૉર્નવાલીશને તમારે વડોદરા તરફ જવાને જે રજા લેવી છે તે બાબત લખી જણાવશે.

લોર્ડ કૉર્નવાલીશ અને મી. ડનકન બંને એક ભાઈબંધો છે, અને મને ખાતરી છે કે, જો મી. ડનકન લોર્ડ કૉર્નવાલીશને એ બાબતથી પૂર્ણ વાકેફ કરશે તો તમોને વડોદરે જવાની રજા મલવામાં કંઇ પણ હરકત નડશે નહીં. વલી હું તમને પણ જણાવું છું કે તમારે કર્નલ વિલીયમ પાલમર કે જેને ગવર્નર જનરલ સાથે પાકી ઓળખાણ છે, તેને લખી જણાવવું કે જે તમારા તરફની સઘળી બાબતોથી મે. ગવર્નર જનરલ સાહેબને વાકેફ કરે. તમે તમારા પત્રને ઈંગ્લીશ પત્ર તુલ્ય ગણીનેજ ઈંગ્લીશમાં લખી જણાવજો. કર્નલ વીલીયમ પાલમર મોંગીરમાં છે ત્યાં મુંબાઈની ટપાલ વાટે મોકલજો.

હું છું,

આપનો મીત્ર,

( સહી ) રેનોલડસ.

રવાના,

મીર કમાલુદીન હુસેનખાન તરફ,

રાજેશ્રી બંધુ,

જ્યારથી હું કંપની તરફથી વડોદરાના રેસીડન્ટની જગ્યાએ નીમાયો છું. ત્યારથી આપે જે હમેશની વફાદારી બતાવી રાજ્યની ઉમદા નોકરી બજાવી છે. અને ખરેખર તમારાજ પ્રયત્નોથી તથા છુપી મદદથી કંપની અને ગાયકવાડ સરકારને અરસ પરસ પ્રેમ-ભાવ અને મીત્રતા રહેલી છે. એટલુજ નહીં પણ હજુ સુધી તમે તેના ઉત્કર્ષમાટે મચ્યા રહેલા છો.

આરબ સીબંદી ખુંચાવી લેતી વખતે, કાનુજીનો અધિકાર ભ્રષ્ઠ કરતી વખતે તેમજ મલ્હારરાવના બંડ વખતે ગાયકવાડી રાજ્યમાં જે ગભરાટ ઉત્પન્ન થયો હતો તે વખતે તમે ઈંગ્લીશ ગવર્નમેન્ટ સાથે ગાયકવાડની દૃઢ મીત્રતા વધારવામાં અને બીજા કેટલાક બનાવોમાં ઉત્તમમાં ઉત્તમ સરદાર તરીકે બ્રીટીશ કંપની તરફથી પસંદ થયેલા હતા.

મલ્હારરાવની સાથે લડાઇઓ થયેલી તે સબંધમાં પણ તમે તમારી નોકરી બરોબર વફાદારીથી બજાવી છે. અને તમે અને તમારા રસાલાએ લડાઇમાં ઘણુંજ પરાક્રમ બતાવ્યું છે. અને તમે તારીખ સત્તરમી માર્ચ માસમાં જે બહાદુરાઇ ભર્યું કામ કર્યું છે. તેથી હું તમારો ઘણોજ ઉપકાર માનું છું. આરબોને કાઢી મુકતી વખતે તેમજ વડોદરાનો ઘેરો ઘાલતી વખતે કિલ્લા તરફ હુમલો કરવામાં તમે જે પરાક્રમ બતાવ્યું છે. તે અને તમારી ઉત્તમ વફાદારી અને અન્ય ગુણો કદી વીસરાય એવા નથી.

જ્યારે જ્યારે ગાયકવાડી લશકર બ્રીટીશ લશકર સાથે જોડાતું અને તે વખતે જે નિમક હલાલપણું તમારા સિપાઇઓ બતાવતા અને તેમની ઉત્તમ કેલવણી બતાવી આપતા અને જેથી કરીને સિંધીયાના સરદારો પોતાનું ધાર્યું ન કરતાં પાછા હઠયા હતા તે વિશે હું એક વખત લખી ચુકયો છું. જો તમે આ વખત અહીં હોત તો ખરેખર તમારા પોતાના ઉમદા પ્રયત્નો, ગુપ્ત શીખવણી, અને તમારો પોતાનોજ દાખલો ઘણુંજ સારૂં પરિણામ લાવી મુકત.

તમારા કમનશીબ ભાઇ સૈયદ ફકરૂદદીનને મુંબાઇમાં મળવા ગયા પછી જે જે બનાવો બન્યા છે તે વિશે વીચાર કરતાં મને ઘણીજ દીલગીરી ઉત્પન્ન થાય છે. તે હોલકરની નોકરી છોડી દઇને તમારા કહેવાથી મુંબાઇમાં આવી ઇંગ્લીશને વળગ્યા હતા; તમારા ભાઇ જ્યારે તમારી સાથે મુસાફરી

કરતા હતા ત્યારે તેને પકડયા તે તેની કેદ, અને છેવટ તેનું મૃત્યું થયું તે તેમજ તમને જે ટીકીટો આપી હતી તેની બેદરકારી અને કંપનીના બે સિપાઇઓની ધરપકડ, અને પછીથી થયેલી તમારી પોતાની કેદ, છેવટ તમારી મીલકતની પુરેપુરી લુટ એ ખરેખર શરમ ઉપજાવે એવું છે. મી. ડનકન કનલ પાલમર અને સર. સી. ડબલ્યુ. માલેટનાં અપાયલાં સરટીફીકેટો અને પુરાવા જે તમારી પાસે છે તેજ તમારા બાપની તથા તમારા કુટુંબની નિષ્કલંક વતણુંક સાબિત કરી આપે છે.

આ પ્રમાણે મેં તમારી વફાદાર અને નિમકહલાલ નોકરીના બદલામાં તમારૂં ભલું ચાહી અને તમે જે આફતો સહન કરી છે તે વિચારી તમારી તરફેણમાં જે કંઇ લખ્યું છે તે ખરૂંજ છે. અને હજુ પણ વધારે હું હમેશ તમારા શુભ-ગુણોનાં વખાણ કર્યા કરીશ.

હું છું,

આપ મેહેરબાન સાહબનો

ખુદ મીત્ર,

(સહી) એ. વૉલ્ટર.

મુંબાઇ,

૯ મી મે ૧૮૦૮.

રવાના,

મીર કમાલુદદીન હુસેનખાન તરફ.

રાજેશ્રી બન્ધુ,

હું અત્યારે બ્હાણપર જવા ઇરાદો રાખું છું અને તેથી કંઇક ઉતાવળમાં હોવાથી હું તમારા તરફ લખી જણાવું છું કે, તમારી જે જે ઇચ્છાઓ છે તે મારી નજરમાં છે પણ જો તમારે બધી બાબતોથી વાકેફ થવું હોય તો કેપ્ટેન ગ્રીન વુડ કે જે થોડાજ વખતમાં વડોદરે આવનાર છે તેમને મળો.

હું આપને મારી પૂર્ણ ખાતરી પુર્વક જણાવું છું કે, આપની સાથનો જે મારે પ્રેમ અને મિત્રતા છે તેમાં કોઇ પણ પ્રકારની વધ ઘટ નહીં થાય. અને તમે જે બ્રીટીશ સરકારના લાભને અર્થે મહેનત લીધેલી છે તે અને તમારી વફાદારી હું ઈંગ્લાંડ જઇશ ત્યાં પણ મને સાંભરશે. તમે જે લડાઇમાં ઉત્સાહ અને બહાદુરાઇ બતાવી છે તે કોઇ કાળે વિસરાય એવી નથી અને ઘણું કરીને તો મલેકદરા આગળ જે ડહાપણ અને ઉત્સાહ બતાવ્યો છે તે તો હરદમ યાદ કરવા લાયકજ છે.

મારા ધારવા પ્રમાણે, આ પ્રકારની તમારી ખીટીશ તરફની અતિશય લાગણી હોવાથી તમારા તરફ ઘણા દુશ્મનો થાય એમાં આશ્ચર્ય જેવું નથી. પણ આ મારા અભિપ્રાયો જે કોઇ ઈંગ્લીશ ગ્રહસ્થ વડોદરામાં આવે તેને બતાવશો તો આ તમારા ગુણો જોઇને તમને પુરતી મદદ આપ્યા વગર રહેશે નહી. તમારો હમેશનો શુભ ચાહક,

હું છું,

આપનો અંતરનો મીત્ર,

( સહી ) એ. ડબલ્યુ. વૅાકર.

( મીર કમાલુદ્દીન તરફથી લેફટેનન્ટ કર્નલ વૉકર સાહેબને જે તારિખ ૧૭ મી ઝીલકેજ માસ, ૧૨૨૪ અને અંગ્રેજી તારીખ ૨૫ મી ડીસેમ્બર ૧૮૦૯ ને મલતી છે તે તારીખના લખાયલા પત્રનો ઉતારો ),

જ્યારથી હું આ રાજ્યની નોકરીમાં દાખલ થયેલો છું. ત્યારથી મેં જે રણક્ષેત્રમાં તેમજ ઘર આગળ તમારી નિમક હલાલીપણે બજાવેલી નોકરી જોઇ છે તેથી મારા બનતા પ્રયત્ને બ્રિટીશ કંપનીના લાભ બાબત જે જે જોખમો માથે વ્હોરેલા છે તેથી આપ અજાણ્યા તો નહીંજ હોવ અને મેહેરબાન ગવર્નર ડનકન સાહેબ પણ એ બાબત તેમજ મારા મોટા ભાઇના મૃત્યુ સંબંધી સઘળું જાણતાજ હશે. વળી મારી લાખો રૂપીયાની મીલકતનું બેદાન મેદાન થયું, મુંબાઇમાં વગર વાંકે ત્રણ વરસ સુધી મને નજર કેદમાં રાખ્યો હતો, તેથી આરબોને ફરફેરીને મારી મીલકતપર જે લુટ ચલાવી હતી તેથી તેમજ ડન્થા ગામ જે મને ઇનામમાં મલ્યું હતું તે ગામ જપત કર્યું છે તેથી, મારા ગત પીતાની મિલકત

અંત અને એવી એવી બીજી અનેક પ્રકારની પીડાઓ અને પ્રાતબંધીનું દબાણ મારા પર થયું છે તેથી આપ અજાણ્યા તો નહીંજ હોવ.

મેં મારા બચાવની આશાથી આ બધી બાબતો માયાળુ સાહેબ મારકવીસ ઓફ વેલેસલીને પણ જણાવી છે. અને આજ કાલ કરતાં એકવીસ વરસ થયાં મેં રાઇટ ઓનરેબલ લોર્ડ મીન્ટો સાહેબને પણ એ વાત લખી હતી પણ હજુ સુધી મારા લાભનાં જવાબનું નામ કે સાન જણાયું નથી.

કંપનીના રાજ્યમાં જે સર્વને સમ દ્રષ્ટિએ નિસ્પક્ષપાતથી ન્યાય અપાય છે તે જોતાં હું દ્રઢ વિશ્વાસ રાખી રહ્યો છું અને ઇશ્વર પાસે એજ માગું છું કે તે કૃપાળુ સરકાર આપ સર્વેનું સારૂં કરે, પણ તમારો ખુદ મીત્ર જે ઉપર જણાવ્યા પ્રમાણે કેટલાંક કારણોથી દેવાદાર સ્થિતિમાં આવી પડવાથી એવી તો સખત આપત્તિમાં આવી પડેલ છે કે તે બાબતનું વર્ણન કરવુંજ અશકય છે.

તમે હવે યુરોપ જવા તૈયાર થયા છો, પણ તમે કે જે મને તમારા ખુદ મીત્ર તરીકે ગણતા હતા, અને મારા તરફની સઘળી હકીકતથી વાકેફ હતા તેઓના ચલણમાં જ્યારે મારા લાભમાં કંઇ ન થયું, તો તમે યુરોપ ગયા પછી મારે કયે રસ્તે દોરાવું એ મને કંઈ સુઝતું નથી.

મારી આપના પ્રતિ છેલી વિનંતી એ છે કે આપ સાહેબ મેહેરબાની કરીને રાઇટ ઓનરેબલ લોર્ડ મીન્ટો સાહેબને મારી વફાદારી તથા બીટીશો

તરફની મારી અનન્ય લાગણીથી વાકેફ કરશે. અને હું ધારૂં છું કે તેઓ પોતાની ભલાઇ, અને મોટાઇના રૂપ પ્રમાણે મારૂં નિમક હલાલપણું જોઇને મને મારા લાભમાં જવાબ આપશે, અને મારી આશાઓ સફળ કરશે.

(ખરી નકલ)

(પ્રથમના પત્રનું ટ્રાન્સલેશન)

(સહી) સેમ્યુઅલ. એ. ગ્રીનવુડ.

એસીસ્ટન્ટ.



પોલીટીકલ ખાતું.

ધી ઓનરેબલ,

જોનાથન ડંનકન,

ગવરનર ઇન કાઉનસીલ વીગેરે,

મુંબાઇ.

માનવન્તા સાહેબ,

હું આપની હજુરમાં આ સાથેનો પત્ર અને બીજો ઉતારો બંન જે કમાલુદદીન હુસેનખાન વડોદરાના સખ્સ તરફથી આવેલો તે મોકલવા રજા લઉં છું.

માનવંતા ગવર્નર ઇન-કાઉન્સીલ આ શખ્સને પુરેપુરા ઓળખે છે માટે મારે તે બાબતમાં અહીં કંઈ કહેવાનું નથી મને ખાતરી છે કે તેઓ

દુખમાં પડયા છે તે જોતાં તથા મારી પોતાની ઓળખણ પર વિચાર કરી આપ સાહેબ તેને માફી આપવા કૃપા કરશો.

મીર કમાલુદદીનની કેળવણી અને બીજ ટેવો તેને કંપનીના રાજ્યની ઉદારતા અને ન્યાય ઉપર આધાર રખાવે છે. અને જ્યારે જ્યારે તેને માથે કામનો બોજો વધશે ત્યારે ત્યારે તેઓની તરફ રહેમ નજર રાખવામાં આવશે. કે જેથી કરીને તેણે જે દુઃખ વેઠયું છે તે અથવા તેની કમ્પનીના રાજ્ય તરફની વફાદારીને ગણી ન ગણી ન કહેવાય.

દરમીયાન આ ગ્રહસ્થને કેટલીક મુસ્કેલીઓ અને ખોટના બોજામાં નાહક ઉતરવું પડયું છે જેથી તેણે આપો આપ આ સાથેનો પત્ર લખ્યો છે. કમાલુદદીન કે જેને પોતાના ભાઇ નીઝામ નવાઝખાનના કુટુંબનું ભરણપોષણ કરવું પડે છે કારણકે તેમને નીઝામ સરકારની નોકરી છોડી ત્યારથી તે પોતાના ભાઇ કમાલુદદીનના કુટુંબમાં રહે છે.

આ વખતે વળી હું બે બોલ વધારતાં જણાવું છું કેઃ—આ વખતથી નીઝામ નવાઝખાનની વર્તણુંક સીધી અને સરળ થઇ ગઇ છે. અને જે સખ્સ આ કુટુંબના હિતમાં રાજી હશે તેને તે ઘણોજ સંતોષ ઉપજાવશે.

પાછલી બાબતનો વિચાર કરતાં, કમાલુદીનની નોકરી, અને ગુણોના તે જાત બાતર આ પત્રમાં લખ્યા પ્રમાણે બનાવો મારી તેમની સાથે પીછાન થઇ તે વખતે બન્યા છે તે પર જરાક વિચાર કરતાં, ઓનરેબલ ધી ગવર્નર ઇન કાઉન્સીલના વિચાર પ્રમાણે કંપનીના રાજ્યનો ન્યાય

અને નિતિ પર વિચાર કરતાં કમાલુદદીનને તેના હક્ક પાછા સોંપવાના મારો મત છે. આપના તરફ માન દરશાવનાર.

હું છું,

માનવંતા સાહેબ,

આપનો સદાનો આભારી

આજ્ઞાંકિત સેવક,

(સહી) એ. વાકર.

રેસીડેન્ટ.

મુંબાઇ.

જાન્યુઆરી ૪ ઇ. સ. ૧૮૧૦.



(માનવંતા મુંબાઇના ગવર્નર ઇન કાનસીલના તરફથી થયેલો ઠરાવ.)

પાછલા કાગળો તપાસતાં, સેક્રેટરી સાહેબ, મી. મોન્ગટનને 'ધી રાઇટ ઓનરેબલ ધી ગવર્નર-જનરલ ઇનકાઉન્સીલ' ને આ રાજ્યની હકીકત આપવા લખી જણાવવાનો હુકમ થયો છે. કમાલુદદીનખાન, કે જેઓ એ ઘણી વખત આપણા ભલા તરફ વૃત્તિ રાખેલી છે અને બ્રિટીશ સત્તાના એક પ્રખ્યાત નોકર તરીકે અભિમાન ધરાવે છે અને તેની રણક્ષેત્રમાં દર્શાવેલી બહાદુરાઇ, ઘર આગળની ચાલાકી, અને તેની ઉમદા કેળવણી, અને એક ઉમદા કુળના સખ્સને ઘટે તેવી તેની રીત ભાત તરફ જોતાં સુપ્રીમ ગવર્નમેન્ટે તેઓ તરફ પુરતું ધ્યાન ખેંચવા જેવું છે.

આપણી સાથે સંબંધ રાખવાથી કમાલુદદીનને જે જે જોખમો ખમવા પડયા છે તે જોતાં તેના તરફ ખાસ ધ્યાન આપવા જેવું છે. પ્રથમતો તેણે પેશ્વા સરકાર તરફથી ઈ. સ. ૧૮૦૩ માં જે ઘાતકી પગલાં ભરાયાં છે તે અને મિલકત લુંટી લેવામાં જે જબર જસ્તી વાપરી છે તે આ રાજ્યની પાછલી નકલો તપાસતાં માલુમ પડશે. તેમજ બીજી તરફ જોતાં ગાયકવાડી રાજ્યમાં નીમાયા પછી, બ્રીટીશ, તરફથી જે જે સુધારા થયા છે તેમાં તેમને કંઇક લાભ થવો જોઇએ, તેને બદલે કંઇક કમી થયું છે તેને જે નુકશાની લાગી છે, તેથી તેને પોતાની કમાઇના પ્રમાણમાં ખર્ચ કમી કરવુંજ પડશે.

જાણેકે કોર્ટ ઓફ ડાયરેકટર્સ હીંદુસ્તાનની સાથે કંઇ પણ સંબંધજ રાખતા નહોય એમ આ સરદારને જાગીર આપવાની જે વાત ચાલતી હતી તે બાબત હજુ હા, ના, કહી મુલતવી રાખી છે.

આવી આવી બાબતોની તપાસ કરતાં કમાલુદદીનખાનને બ્રીટીશ રાજ્ય તરફથી હજુ કશો ફાયદો થયો નથી એમ કહીશું તો ચાલશે. તેમજ બીજી બાજુએ જોતાં, ફકરૂદદીન જે એનો ભાઇ હતો તેને (પહેલાં જણાવ્યા પ્રમાણે પેશ્વા સરકારે મારી નાંખવાથી) તેના કુટુંબનું પોષણ કરવાનું પણ તેને માથે પડેલું છે, તેમજ તેમના બે બચેલા ભાઇઓ કે જે નિઝામ સરકારની નોકરીમાં હતા અને જેને પછીથી દુર કરવામાં આવ્યા હતા. (તેમના કહેવા પ્રમાણે) એ બાબતમાં મહીપતરામે ખટપટ ચલાવી હતી, અને હવે તેઓ તે રાજ્યના સામાં ફીતુર ઉઠાવે છે. કારણકે તેઓ એક મતે બ્રીટીશ સરકારના સામા પક્ષની જે કોઇ ટોળી હોય તેના માંહે ભળવાની ના પાડે છે તેથી.

આ પ્રમાણે આવી ભારે મુશકેલીઓથી દબાઇ ગયેલા કમાલુદદીન જો કે બહુજ દુખી નહી પણ ઘણીજ સાંકડી સ્થિતિ વેઠતા મનાય છે. એટલું છે તો પણ, કર્નલ વોલકર સાહેબ અને આ ઇલાકાના ગવર્નર સાહેબના મનમાં તો તેઓ હજુ ગાયકવાડી રાજ્યના દરેક દેશી અમલદારો કરતાં કંઇક ભારે પેદાશ વાળા ગણાય છે. પણ જોકે તે પેદાશનો મેળ ગમે તેટલો મોટો ગણાતો હશે તો પણ તેમાંથી જે કંઈ રોકડ હીસાબ પતે છે તે તેના ખર્ચ કરતાં ભાગ્યેજ વધારે હશે.



પોરબંદર કેમ્પ,

એપ્રીલ ૧૮ ઇ. સ. ૧૮૧૨.

પ્રીયબન્ધુ,

તમારી ઉત્તમ વર્તણુંકનાં વખાણ કર્યા વગર અને તેની ખરી ખાતરી તમને કરાવ્યા શિવાય, હું મુંબાઇ જઇ શકતો નથી અને નવાનગર આગળ તમે જે મહેનત લીધી છે તે બાબતનો હું તમારો ઘણોજ આભારી છું.

તમારૂં હમેશ સારૂંજ થયા કરે એવી હું ઇચ્છા રાખું છું અને તે વખતના બધા પ્રખ્યાત સરદારોમાં નોકરી કરવાથી મને જે આનંદ મળ્યો હતો તે હું હજી વિસર્યો નથી.

તમારા તરફની ઉંડી લાગણીની નિશાનીના બદલામાં કેપટન કરનાક તમને કોઇ પણ યુરોપીયન બનાવટની વસ્તુ આપી મને આભારી કરશે અને મારી અને તમારી દૃઢ મિત્રતાની ખાતર તમે તે ગ્રહણ કરશો એવી આશા છે.

હું છું,

મેહેરબાન સાહેબ,

આપનો પ્રીય મીત્ર,

(સહી) એલ. સ્મીથ.

વડોદરા, ૨૭ મી જુન ઈ. સ. ૧૮૧૪.

પ્રીયબન્ધુ,

ગત નિઝામ નવાઝુદૌલાના કુટુંબની અરજી ઉપરથી હું આપના તરફ આ લખાણ રવાના કરૂં છું અને તેની સાથે તેઓ ગુજરી ગયા છે તે પણ ખબર આપું છું.

ભલા નવાબ સાહેબ અણચીંતા મે માસની ૧૧ મી તારીખે ગુજરી ગયા છે. તેમની સદવર્તણૂંક અને પ્રમાણીકતાને લીધે તેઓના અણચીંતા મોતથી વડોદરાની બધી પ્રજા શોક ગ્રસ્ત થઇ છે. તેમના કુટુંબના રક્ષણ અર્થે જે મારા તરફથી અરજીઓ થયેલી છે અને તેની ઉપર જેવું આપે પુરતું ધ્યાન આપ્યું છે, તે ઉપરથી આ લખાણમાં લખેલી બાબતો પર પણ આપ ધ્યાન આપશો, એવું કહેવા હું હીમત ધરૂં છું.

મેં મૈયત ધણીના ભાઇને ખબર આપી છે કે જ્યાં સુધી તમે તેની મિલકત સાચવવામાં મદદ કરશો, ત્યાં સુધી તેઓ તમને તેના જેવાજ પહેલાં ગણતા હતા તેવી રીતે મીત્ર તરીકે ગણશે. આમ થવાથી ખરેખર મૈયત ધણીના કુટુંબને પણ ફાવશે, તેઓનું પેન્સન ચાલુ રાખવા બાબત જે તેમની અરજ છે, તેની ઉપર જો તમે પૂર્ણ ધ્યાન આપશો તો હું આપનો આભારી થઇશ. આ પત્ર બીડતાં હું આપની પાસેથી એજ

આશા રાખું છું કે તેમની પાછલી બાકી રકમ આપતાં આપ બીલકુલ ઢીલ નહી કરો.

હું છું,

આપ સાહેબનો હમેશનો મીત્ર,

( સહી ) જે. આર. કારનાક.

હેનરી રૂસેલ એસકવાયર.

( ફારસી ભાષામાં લખાયેલો પત્ર જે આ પત્ર સાથે બીડેલો હતો તે હૈદ્રાબાદના કુટુંબ તરફના વકીલને વાંચી બતાવ્યો હતો બીજી નકલો પણ આ સાથે મોકલેલી છે. )



રવાના,

ધી રાઇટ ઓનરેબલ સર ઇવાન નેપીયન બેરોનેટ,

ગવર્નર-ઇન-કાઉન્સીલ તરફ,

મુંબાઇ.

માનવન્તા સાહેબ,

આપ સાહેબની હજુરમાં આ સાથેના કાગળો મોકલવા રજા લઉં છું જે આપ ધ્યાન દઇ વાંચશો, અને મારો હક સાચવવાની ખાતર હું કંઇ પણ ગુન્હેગાર હોઇશ તો તે હું કબુલ કરૂં છું. આપની સરળ નોકરીની તરફેણ ખેંચી તે બાબત તરફ મેહરબાન ગવર્નર જનરલ-ઇન-કાઉન્સીલનું ધ્યાન ખેંચવા હું હીમત ધરી શકું છું.

જે જે ભયંકર દુખો મેં સહન કર્યાં છે તે આ સ્થળે લખવા હું નિરૂપયોગી માનું છું. અને કેપ્ટન કર્નાક કે જે મારી દશાથી પુર્ણ વાકેફ છે તે આપને તે બાબત પુરેપુરી સમજાવી મને આભારી કરશે.

હું આશા રાખું છું કે બ્રીટીશ સરકારે તેમના જે જે સરદારોએ તેમની નીમકહલાલ પણે નોકરી બજાવી છે તેઓને જે રીતે સુખી

બનાવ્યા છે તેવીજ રીતે તેઓ મારા પર પણ તેમની ઉદારતા જણાવશે.

આપના જવાબનો અભિલાષી,

હું છું,

આપનો આજ્ઞાંકિત,

નિમકહલાલ,

સેવક,

વડોદરાનો નવાબ.



# પોલીટીકલ ડીપાર્ટમેન્ટ.

રવાના,

ફ્રાન્સીસ વારડન એસ્કવાયર,

આ રાજ્યના ચીફ સેક્રેટરી સાહેબ તરફ,

મુંબાઇ.

મેહરબાન સાહેબ,

તમે જે "સેક્રેટરી ટુ ધી સુપ્રીમ ગવર્નમેન્ટ" તરફ લખાણ આપેલું તેની નકલ તેમજ સાથેના બીજા પત્રો મને મલ્યા છે અને મીર કમાલુદદીન ખાનને જે ઘટતું ઇનામ આપવાનું છે તે બાબતનો રીપોર્ટ કરવા આપે જે મને જણાવેલું તે હકીકત પણ મલી છે.

ધી રાઇટ ઓનરેબલ ધી ગવર્નર–ઇન–કાઉન્સીલના હુકમને તાબે થઇને મારે જે મારા જાતી અનુભવનો અભિપ્રાય આપવાનો છે, તે આપતાં હું જણાવું છું કે મીર કમાલુદદીનની બ્રીટીશ સરકાર તરફની વફાદાર

નોકરી તરફ વિચાર કરતાં તેઓ મારા સાધારણ બોલમાં અપાયલાં વખાણ કરતાં ઘણાંજ ઉત્તમ ગુણોવાળા છે.

તેમણે જે કંપનીના રાજ્ય સાથે ગાયકવાડી રાજ્યની મીત્રતા રખાવવામાં યત્ન કર્યો છે તે ઘણોજ પ્રશંશનીય છે. ગાયકવાડી રાજ્ય તરફ મુંબાઇથી પ્રથમ જે રાજ્ય મીત્રતા બાંધવાના લખાણ લખાતાં હતાં અને જે વખતે બીજા બધા મરાઠા સરદારો બ્રીટીશ પક્ષની વીરૂદ્ધ હતા, તે વખતે બ્રિટીશ પક્ષ તેમજ ગાયકવાડી પક્ષ તરફ થતાં લખાણ લઇ જનાર લાવનાર વિશ્વાસુ સખ્સ આ સરદાર હતા. તેમની વડોદરા રાજ્યના દીવાન તરફની મીત્રતા, અને જ્યારથી તેમને સર ચાર્લ્સ માલેટ જેઓ તે વખતે પેશ્વા સરકારના રેસીડંટ હતા, તેમની સાથે ઓળખાણ થયા પછી બ્રીટીશ સરકારના પક્ષ તરફ થયેલું વલણ જોતાં ગુજરાતની કંપનીને જયદંડનું તાબે થવું અને ઇનામનું ઉતેજન આપવું બન્યું છે એમ ધારીશું તો ચાલશે.

તારીખ ૧૭ માર્ચ ઇ. સ. ૧૮૦૨ ના દીવસે આ સરદારે જે બહાદુરાઇ કુરીની લઢાઇમાં બતાવી છે અને ઘણાં ઘણાં સંકટો સહન કરીને પણ આપણા તરફ વફાદાર રહેલા છે તે સઘળી બાબત મેજર (હવે લેફ્ટેનન્ટ કર્નલ) વાલકર સાહેબના રીપોર્ટમાં હજુ પણ તાજી છે. આરબ સીબંદી બાતલ કરવામાં અને વડોદરાને ઘેરો ઘાલતી વખતે જે જે નેગોશીએશન્સ થયાં છે તેનાં જુનાં રેકર્ડો જોતાં હજુ પણ તેમના પરાક્રમનો પુરાવો આપે છે.

એ સરદારના રસાલાના સિપાઇઓ જ્યાં જ્યાં તેઓ નિમેના સાહેબોના હાથ તળે રહયા છે ત્યાં ત્યાં તેઓએ પોતાનું નિયમીતપણે અને મનની ઉલટથી કામ કર્યું છે. મેજર હોલ્મસ, કર્નલ મુરે મેજર જનરલ જોન્સ, અને કર્નલ લાયોનલ સ્મીથ વિગેરે સાહેબોના અભિપ્રાય એ છે કે તે ગાયકવાડ સરકારની બીજી બધી ટુકડીઓથી એક ઉત્તમ અને બલવાન ટુકડી છે. મીર કમાલુદદીનખાને જે જે આપતો વેઠી છે તે પણ ઘણીજ કઠણ છે જ્યાં સુધી તેઓ બ્રીટીશ સરકારના ઉદાર આશ્રય તળે હતા ત્યાં સુધી તો સુખમાં રહયા પણ, મુંબાઇથી પાછાં ફરતી વખતે તેમને કસનશીએ ઘેરી લીધા. જ્યાંથી તેઓ પોતાના મોટા ભાઇને મળવા ગયા હતા, અને જ્યાં તેમના ભાઇ સાથે રાજકીય બાબતની તકરાર હોવાથી ત્રણ વર્ષ થયાં ઘણીજ નુકશાની વેઠી રહ્યા હતા. આવી નજર કેદમાં રાખવાનું ગમે તે કારણ હોય, પણ આથી (બીજી) ટોળીઓને ફતેહ મલવાનો સંભવ રહે છે.

માનવંતા ગવર્નર મી. ડનકન સાહેબની નામજુરી મેલવ્યા પછી અને મુંબાઇ સરકારના કેટલાક સીપાઇઓ અને જરૂર પડતી ટીકીટો મેળવ્યા પછી ખાન પોતાના ભાઇ સાથે કોકનથી સુરત જવા નિકલ્યા તે વખતે તેઓને પેશ્વા સરકારના સીપાઇઓએ ઘેરી લીધા અને તેમની માલ મીલકત અને કેટલાક લેખો તથા કાગળો લુંટી લીધા તથા તેમને પકડી ને સરકારના ટેકરી પરના કીલ્લામાં કેદ કર્યા અને છેવટ તેમના ભાઇનું

ખુન કરવામાં આવ્યું આ વખતે ખાન સાહેબને પોતાની આસરે બે લાખ રૂપીઆની મીલકત અને કેટલાક કાગળો, તેમજ વળી પોતાના બાપનું જે ઘાતકી રીતે ખુન કરવામાં આવ્યું તેથી ઘણુંજ દુઃખી થવું પડયું. વળી પોતાની ભારે રકમ લુંટાઇ જવાથી દેવું પણ વધી ગયું. પેશ્વા સરકારે જે અઘટીત પગલાં ભર્યા છે અને કમાલુદ્દીનખાને જે જે આફતો સહન કરી છે તે મેં મારા ગઇ તારીખ ૨૪ મી મે માસના પત્રમાં બરોબર લખી જણાવી છે અને સઘળી બાબત ખરીજ છે. ઉપલી હકીકત મેં બરોબર જે પ્રમાણે બની છે, તે પ્રમાણેજ લખી છે. તે વાચતાં આપને ખાન સાહેબના ખરા હક સંબંધી માહીતી પણ મલી હશે.

વળી એમના તરફથી સાંભળવામાં આવ્યું છે કે પેસ્વા સરકારે તેમને પકડયા તે વખતે જે કાગળો ખુંચાવી લીધા તે કાગળોમાં ડનકન સાહેબના હાથનો લખેલો કાગળ જેમાં બ્રીટીશ સરકાર તરફ વફાદાર નોકરી બજાવવા પૈકી આ સરદારને જે ઇનામ આપવાનું તે સાહેબે કબુલ કર્યું હતું તે પણ છે.

ખાન સાહેબની મીલકત જે પેશ્વાએ લુંટી લીધી છે તે આશરે કેટલી છે તે સંબંધી હકીકત લખી લેવા બ્રીટીશ સરકાર વિચાર કરશે કે નહીં, એ એક સવાલ છે. ગમે તેમ હોય પણ આ સરદાર ઘણીજ મુશ્કેલીઓ વેઠીને પણ કામ કરે છે, અને પોતાની મીલકતનો નાશ થવાથી તેઓ જે ભારે દેવાદાર સ્થિતિમાં આવી પડયા છે તે જોતાં તેને દેવા-

માંથી મુકત થવા પૈસાની રકમ પુરી પાડવા મેહેરબાની કરી. તેમની આપણ પુરેપુરી પડશે તો પણ કંઇક સારૂં છે.

કંપનીના રાજ્યમાં નોકરી કરવાથી જે માન તેમને મલે છે તે બાબત નો કંપની સરકારનો આભાર માની તેણે જે વિનન્તિ કરી છે તે પણ હું આ પત્ર પુરો થતાં આપને જણાવું છું.

વળી તેમના જુના મીત્રો કે જેઓ હાલ દીલ્લીમાં તેમજ ઉત્તર હીંદમાં છે તેઓએ માનવંતા ગવર્નર જનરલ સાહેબ તરફના ઘણા હુકમો મેલવ્યા છે અને તેથી તેઓ કોઇ દીવસ તે માનવંતા સાહેબના કૃપા પાત્ર થઇ મહા ભાગ્યશાળી બની જશે.

હું છું,

આપનો આજ્ઞાંકિત સેવક,

( સહી ) જે. આર. કારનાક

રેસીડંટ.

વડોદરા,

તા. ૧૫ મી જાન્યુઆરી ૧૮૧૬.

રવાના,

હીઝ એક્સેલન્સી લેફ્ટેનન્ટ જનરલ સર

ટોમસ હીસ્લોપ બેરોનેટ

કમાન્ડર-ઈન-ચીફ

મહેરબાન સાહેબ,

આ પત્ર મીર કમાલુદદીન હુસેનખાન જેઓ ગાયકવાડી લશ્કરના અમલદાર છે, તે આપની આગળ રજુ કરશે. મીર કમાલુદદીનખાન એક મોટા માનવંત સરદાર છે, અને બ્રીટીશ રાજ્યના લાભમાંજ તેઓનું વલણ છે. જેથી કરીને હીંદુસ્તાનની આ દીશામાં તો તેઓ બ્રીટીશ સરકારના પહેલાંજ પ્રીય મીત્ર તરીકે માન મેલવનાર છે. તેઓ પોતાના કેટલાક સારા ગુણોને લીધે, ખાશ કરીને વડોદરા રેસીડંટ તરફથી પોતાનો ચાલુ હોદ્દો સ્વીકારવા પસંદ થયેલા હતા. અને જ્યારે તેઓ તમારી છાવણી આગળ થઇને મારા માંહે મળવા આવે ત્યારે તેમને તમારો મન

આપવાનું જો તમને બરોબર લાગે તો તે આપવા હું તમારા તરફ ભલામણ કરૂં છું.

હું છું,

આપ સાહેબનો નમ્ર,

આજ્ઞાંકિત સેવક,

(સહી)

મેજર જનરલ.

મુરજીવી કેમ્પ,

જાન્યુઆરી ૭ ઈ. સ. ૧૮૧૮.



(મીર કમાલુદ્દીન હુસેનખાનની તરફથી હિઝ એક્સેલન્સી ધી રાઈટ ઓનરેબલ ધી ગવરનરને મોકલવામાં આવેલું મેમોરન્ડમ).

જાગીર અથવા પ્રાંત આપવા જે કબુલત થઈ હતી તે બાબતનો પત્ર તેમજ જુના ગવર્નર મી. ડનકનને હાથે લખાયલો કાગળ જે મને આપ્યો હતો એ વાત ખરીજ છે. પણ મારા કમનસીબે જ્યારે કેટલાક વર્ષ ઉપર હું મારા ભાઈ સાથે કલીઆની આગળ રહેતા લોકોથી પકડાયા ત્યારે તે કાગળો મારાથી ખોવાઈ ગયા છે. જો હું આ ઓચીંતી આફતના માટે પ્રથમથીજ વાકેફ હોત તો મારો તેમજ ડંકન સાહેબનો હસ્ત લેખ કાળજીથી સંતાડી મુકવા કોશીષ કરત પણ હવે શું કરૂં, જે થઈ ગયું તે થઈ ગયું.

મારા ધર્મ તથા મારી આબરૂના સોગંદ ખાઈને હું આપ સાહેબને ખાતરી કરી આપું છું કે મને ડનકન સાહેબે પોતાને હાથે લખેલો પત્ર આપ્યો હતો એ વાત ખરીજ છે.

વળી હું આપ સાહેબને વધારામાં ખાતરી કરી આપુ છું કે ગઈ મરાઠા લડાઈમાં લોર્ડ લેકની સાથે નજબુટલીખાન, હુસેનખાન અને મહમદખાન હતા એતો આપ જાણતાજ હશો.

માત્ર એક વખતજ લોર્ડ લેકની સાથે પણ તેમણે જે નોકરી બજાવી તેના બદલામાં તેમને બંગાલની સરકાર તરફથી જે લાખો રૂપીઆની

જાગીરો ઈનામમાં મલી છે અને હજુ પણ તેઓ તેનો ભોગવટો કરે છે તે બાબત પણ આપના ધ્યાનમાં હશેજ.

મેં પણ મારી સત્તાના પ્રમાણમાં બરોબર અમેલ રહીને બ્રીટીશ સરકારની નોકરી બજાવી મારી ખરી વફાદારી બતાવી આપી છે. આપ સાહેબની હજુરમાં આ પત્ર શીવાય બીજા કેટલાક કાગળો અને વચન પત્રો પ્રથમથીજ મોકલેલાં હોવાથી આ પત્રમાં હું એ બાબત પર વધારે લખતો નથી.

હીઝ એકસેલન્સી ધી ગવર્નર સાહેબની સત્તા નીચે તેની તરફેણનો જે હુકમ હોય તે આપવા મીર કમાલુદદીન હુસેનખાન ધી રાઇટ ઓનરેબલ ગવર્નરને વિનન્તિ કરે છે.

આજથી આશરે પચીશ વર્ષ ઉપર ગાયકવાડ સરકારે મને અને મારા ભાઇને સુરત આગળ એક ગામ આપ્યું હતું. તે વખતે તો માનવતી કંપની સરકાર તરફથી કંઇ પણ અડચણ પડી ન હતી, એટલુંજ નહી, પણ વારંવાર જોઇતી મદદ પણ મલતી હતી.

હાલમાં મારા વસુ ગામના લોકોએ સુરત અદાલતના ન્યાયાધીશ સાહેબને એક અરજી કરી છે, અને ન્યાયાધીશ સાહેબે ગામના મેતાને અને હરીદાસ નામના કારકુનને બોલાવી તેમની તપાસ કરી સહીસલામતી માટે જામીનગીરી ( સીકયોરીટી ) મેલવી છે.

જો અદાલત તે ગામના કારભારમાં વચ્ચે પડશે તો હું મારા ગામના લોકોને પહેલાંની માફક સુખ શાંતિમાં નહી રાખી શકું.

વળી મારા ગામના લોકો જો અદાલતમાં ફરીયાદ નોંધાવા જશે તો મારા ગામનો બધો વ્યવહાર બગડી જશે. કારણ મારા કાયદા અને અદાલતના કાયદામાં ઘણોજ ફેરફાર છે.

આ બાબત પર ઉંડો વિચાર કરી આપ સાહેબ જોશો તો જણાશે કે અને જે ગામ ગાયકવાડ સરકારે બક્ષીસ આપેલાં છે તેમાં અદાલતે પોતાની સત્તા બીલકુલ વાપરવી જોઇએ નહી. અને ગામનો હું એકલોજ માલીક હોવાથી કોઈ પણ બાબતની તકરાર મારી આગળ રજુ થવી જોઇએ. આપ સાહેબ મને સુરત અદાલત ન્યાયાધીશ ઉપર કે જેઓ ફરીથી કોઇ દીવસ મારા ગામના લોકો તરફની અરજીઓ ન સ્વીકારે અને મારા ગામમાં કોઇ પણ અદાલત તરફનો માણસ ન મોકલે એવો હુકમ લખી આપશો તો હું આપનો ઘણોજ આભારી થઇશ.

મેં સુરત આગળ મોગલી જમીન ખરીદેલી છે જ્યાં કેટલાંક દાણાનાં ગાડાં પણ આવે છે પણ મેં તેમના પર ઘણો નજીવો વેરો નાંખ્યો છે. જેવી રીતે જુના ગવર્નર મી. ડનકને સુરતના સૈયદ મહમદ એદરોશનાં દાણાંની દાણ માફ કરી હતી તે પ્રમાણે દાણ વેરો સમુળગો કાઢી નાંખવા હું આપને અરજ કરૂં છું.

સુરત આગળ સણીયા નામનું ગામ મને મલ્યું છે. જ્યાં કંપનીનાં દરેક લશ્કર હમેશ પડાવ નાંખે છે અને મારા ગામના લોકોને વારંવાર તસ્દી આપે છે અને ગામમાં નુકશાન પણ કરે છે. જો તે લશ્કરના જતા પહેલાં મને આપ સાહેબ તરફથી ખબર મલે તો હું મારા ગામના પટેલ તરફ લખી જણાવું જે અગાઉથી સૌ વાતની સગવડ રાખે. પટેલ આપના તરફનો હુકમ આપના લશ્કરના અમલદારને બતાવે તો મતું નુકશાન હવે પછી થવા દેવાનો સંભવ ન રહે.

ઔરંગાબાદમાં મારાં કેટલાંક સગાં રહે છે, અને તે બાજુએ કેટલાંક ગામોમાં મારાં ઘરો પણ છે, સૈયદ ગુલામહસન કાદરી તરફથી મારી

એક સગી બીબી ઉમતુલ્લાના નામનો કાગળ આપવામાં આવ્યો હતો જેથી જે બ્રીટીશ રેસીડન્ટ ત્યાં હશે તે તેમને મદદ કરશે.

જેવી રીતે મને માનવંતા વડોદરાના રેસીડંન્ટ સાહેબ કેપ્ટન કનીંક માન આપી મારા તરફ મેહેરબાની રાખી છે તેવીજ રીતે વડોદરાના ગમે તે રેસીડંટ થશે તે પણ મારા ઉપર અને મારા વંશજો ઉપર મહેરબાની રાખશે એવું આપના તરફથી સરટીફીકેટ મેલવવા હું આશા રાખું છું.

સરટીફીકેટ મેલવવાનો ખરો હેતુ એ છે કે હું જે નોકરી કરૂં છું તે અને વતન ગાયકવાડ સરકાર મારે માટે અને મારા વંશજો માટે હમેશનું (પરમેનન્ટ) કરી આપે, તેમ જો રેસીડંટ સાહેબ તેવુંજ સરટીફીકેટ આપવા મહેરબાની કરશે તો હું ઘણોજ રાજી થઇશ. અને આપ સાહેબનો આભાર માનીશ. એટલુંજ નહી પણ એથી કરીને હું ગાયકવાડી રાજ્યમાં પણ ઘણુંજ માન પામીશ.



મીર કમાલુદ્દીનખાન,

મહેરબાન સાહેબ.

તમારે જે કાગળો ગવર્નર સાહેબ પાસેથી જોઇતા હતા તે મી. ગુડવીન તરફથી મારા તરફ મોકલવામાં આવ્યા છે. તેની નકલ હું કાલે તમારા સીપાઇ સાથે તમારા તરફ રવાના કરીશ. તમારી ગવર્નર સાહેબ તરફ શી માગણી છે, તે મને ખબર નથી. પણ તે બાબત જો આપ મને જણાવવા કૃપા કરશો તો હું આપને માટે જે કંઇ કરવાનું હશે તે કરી શકીશ. હું તો એટલુંજ ધારૂં છું કે જે કંઇ તમારી માગણી છે તે માત્ર આ કાગળમાં હશેજ. અને તમારી દરેક અરજીનો જવાબ તમને મલશે. તે બાબતની નોટ મારા તરફ મોકલવા તમે કેપ્ટેન કર્નાકને લખશો, એવી આશા છે.

હું છું.

આપ સાહેબનો અંતરનો મીત્ર,

( સહી ) મેકલીઓડ.

રવીવાર.

**Nawab Mir Kamal-ud-Din Saheb, II.**

Died in 1885 A. D.



નવાબ મીર કમાલુદ્દીન હુસેનખાન સાહેબ બહાદુર બીજા.

વફાત સને ૧૮૮૫ ઇ. સ.

મીર કમાલુદ્દીન હુસેનખાંન,

માનવંતા સાહેબ,

બ્રીટીશ સરકાર તરફથી એક સુરત અદાલતનો અને બીજો ઔરંગાબાદ નો, એ કાગળોની નકલો મેલવવા તમેજે ગવર્નર સાહેબ તરફ અરજ કરેલી તે બાબત મને હમણાંજ મલતાં મને ઘણો આનંદ થયો છે. આ બાબતનો ખ્યાલ હું વારંવાર મે. ગવર્નર સાહેબના મન પર ઠસાવીશ, અને મી. ગુડવીનને પણ લખી જણાવીશ કે એ બાબત મને વખતો વખત સંભારી આવે. હું હમણાં મલબાર પોઇન્ટમાં છું, પણ તમે મુંબાઇ છોડશો તે પહેલાં હું તમને બોલાવીશ. મને જ્યારે કાગળો મલશે કે હું તમારા તરફ તે રવાના કરીશ.

હું છું,

આપ સાહેબનો અંતરનો મીત્ર,

( સહી ) જે. મેકલીઓડ.

હુટગુંડી,

સોમવાર.

પોલીટીકલ ખાતુ.

રવાના.

કેપ્ટન જેમ્સ રીવેટ કારનાક.

રેસીડન્ટ,

વડોદરા.

મહેરબાન સાહેબ,

બ્રીગેડીયર જનરલ સર જોન માલકોમ તરફથી જે તારીખ ૨૨ મીનું લખાણ આવ્યું છે તેની નકલ આપના તરફ મોકલવા મને અને ગાયકવાડી રાજ્યના કન્ટીજન્ટ બાબતના રિમાર્ક સંબંધિ, ગાયકવાડ સરકાર સાથે વાત ચીત કરવા, અને જે પ્રખ્યાત અમલદારના હાથમાં તે કંટીજન્ટ પડવાથી સરકારને જે સુખ પ્રાપ્ત થયું છે તે બાબત જણાવવા તમને નામદાર રાઈટ ઓનરેબલ ધી ગવર્નર ઇન કાઉન્સીલ તરફથી હુકમ થયો છે.

તમારા એસીસ્ટન્ટ મી. વિલીયમ્સની નોકરી બાબત સરટીફીકેટ સ્વીકારવા નામદાર ગવનર-ઇન-કાઉન્સીલ રાજી છે તે તમે પણ તેઓ સાહેબને જણાવશો.

હું છું,

આપનો આજ્ઞાંકિત,

(સહી) જે. હેન્ડરસન,

રાજ્યના સેક્રેટરી.

કિલ્લે મુંબાઇ,

તા. ૧૮ મી જુલાઇ ૧૮૧૮.



રવાના,

ફ્રાન્સીસ વારડન એરકવાયર

ચીફ સેક્રેટરી ટુ ગવર્નમેન્ટ,

મુંબઇ.

મહેરબાન સાહેબ,

ગાયકવાડી કન્ટીજન્ટ બાબત મારા આજની તારીખના પત્રની નકલ મી. એડમ સેક્રેટરી તરફ હું મોકલું છું, તે સ્વીકારવા કૃપા કરશો.

હું છું,

આપનો,

( સહી ) જે. માલકોમ.

જુલાઇ ૨ ૭

જોન એડમ એસ્કવાયર,

સેક્રેટરી ટુ ધી ઓસ્ટ નોબલ ધી ગવર્નર જનરલ સાહેબ,

મહેરબાન સાહેબ,

જ્યારથી ગાયકવાડી લશકરનું કંટીજન્ટ મારા કબજામાં આવ્યું છે, ત્યારથી તેઓએ જે મને સંતોષ આપ્યો છે તેથી આપનો આભારી થઇ આપના તરફ તે લખવા મારી એક ફરજ તરીકે સમજું છું.

વડોદરાના ફસ્ટ એસીસ્ટન્ટ મી. વીલીયમ્સે પોલીટીકલ ખાતામાં જે મદદ આપી છે. તે બાબતનો હું તેઓ સાહેબનો ઘણોજ આભારી થયો છું. ગાયકવાડી કન્ટીજન્ટનો હવાલો લીધા પછી તેમણે જે પોતાની ફરજ બજાવી છે તે જોતાં તેમને ઘણો ધન્યવાદ ઘટે છે.

કમાલુદદીનખાન કે જેઓ ગાયકવાડી લશકરમાં એક સરદાર છે તેઓએ આ દેશના લોકોના બચાવની ખાતર જે બહાદુરાઇ વાપરી છે તે પણ અતી પ્રશંશનીય છે. અને તેમના બનેવી મીર સરફરાઝ અલી કે જેઓ ૬૦૦ સીપાઇઓના સરદાર હતા. અને જેઓ નર્મદા નદી તરફ કરેલા મારા હુમલા વખતે મારી સાથે આવ્યા હતા. તેઓએ પણ પોતાના કામમાં ઘણી ચાલાકી અને બહાદુરાઈ બતાવી છે. જુન માસની દસમી તારીખે બાજીરાવની છાવણીમાં થયેલા બંડને શાંત પાડતી વખતે તેમણે જે મદદ કરી હતી તે ઘણીજ અગત્યની હતી. તેમને કેટલાક આરબ

સરદારો સાથે ઘણી સારી ઓળખાણ હતી. અને તેમના હકક આપતી વખતે બંડખોર સીપાઇઓ સાથે જે કોલકરાર થયા હતા તે બાબતમાં વચે પડી નીકાલ આણનાર એક આબરૂદાર સખ્સ તરીકે તેજ ગણાતા હતા. તે વખતે તેઓ સૈયદ નામથી પ્રખ્યાત હતા.

હું છું,

આપનો આજ્ઞાંકિત સેવક,

( સહી ) જે માલકોમ બી. જી.

( બરોબર ઉતારેલી નકલો )

(સહી) જે. હેન્ડરસન,

સેક્રેટરી ટુ ગવર્નમેન્ટ.

( બરોબર નકલ )

( સહી. ) એ. મેકડોનાલ્ડ

બીજા આસિસ્ટન્ટ

(બરોબર નકલ)

જે. આર. કર્નાક.

વડોદરાના રેસીડન્ટ.



રવાના,

જેમ્સ વિલિયમ્સ એસ્કવાયર

એજન્ટ ગાયકવાડી કન્ટીજન્ટના,

રાજ્યના સેક્રેટરી તરફથી જે પત્ર તા. ૧૮ મીએ આપેલો તેની એક નકલ અને તેનું પરબીડીયું હું આપના તરફ, આજ મોકલવા રજા માગું છું તે સ્વીકારશો.

હું છું,
આપનો આજ્ઞાંકિત નમ્ર સેવક,
(સહી) જે. આર. કારનાક
રેસીડન્ટ.

તા. ૩૦ મી જુલાઈ ૧૮૧૮.



( વડોદરાના રેસીડન્ટ જેમ્સ વીલીયમ સાહેબના ઉપર ગવર્નમેન્ટના ચીફ સેક્રેટરી ચાર્લ્સ નૉરીસ સાહેબે લખેલા કાગળનો ઉતારો )

મુંબઇ કેસલ

તા. ૨૬ અક્ટોબર સને ૧૮૩૦

માનવંત ગવરનર ઇન કાઉનસીલ તમને કંટીજંટના એવા આદમીઓને જેઓની વર્તણુંક સારી હોય તેઓને અંગત રક્ષણ અને ખીદમતની ખાત્રી આપવાનો અને જેઓ નવાબનો અથવા કોઇ દેશી કમાન્ડરના હુકમો માનવાને ના પાડતા હોય તે સઘળાને તેઓની જગ્યાએ બીજાઓને રાખીને જ્યારે અમે જ્યાં જ્યાં તેઓ પસંદ કરે ત્યાં જવાની રજા આપવાનો અખીકાર આપે છે.

નવાબને બ્રીટીશ રાજ્ય તરફથી સંપુર્ણ રક્ષણનું સાચું વચન આપવામાં આવે છે અને હુકમને માટે તેમની ચુંટણીની અંદર એક એવા વચનનો સમાવેશ થાય છે જે કદી તોડી શકાતું નથી અને તેમની તરફની ગાયકવાડની વર્તણુંક ફરજ પાડે છે કે બ્રીટીશ રાજ્યે ખાસ કરીને તેમને પોતાના રક્ષણ હેઠળ લેવા જોઇએ.

ગવરનર ઇન કાઉનસીલ એવી ઇચ્છા ધરાવે છે કે તમે ઉપરની બાબતની હીઝ હાઇનેસ ગાયકવાડને ખબર આપશો.

( ખરો ઉતારો )

( સહી ) જેમ્સ વિલીયમ્સ

રેસીડન્ટ વડોદરા

( સહી ) એલ. એસ. એમ.

( ખરી નકલ )

એમ. એ. જેક્સન કેપટન

એસીસટન્ટ એજન્ટ ટુ ધી ગવરનર જનરલ

ઇનચાર્જ વડોદરા.



( વડોદરાના રેસીડન્ટ જેમ્સ વીલીયમ્સ સાહેબના ઉપર ગવરન્મેન્ટના ચીફ સેક્રેટરી ચાર્લ્સ નોરીસ સાહેબે લખેલા કાગળનો ઉતારો )

મુંબઇ કેસલ,

તા. ૨૬ મી અક્ટોબર સને ૧૮૩૦.

હીઝ એક્સેલન્સી ગવરનર ઇન કાઉન્સીલ કંટીજન્ટમાં રાખવામાં આવેલા એવા માણસો જેઓની વર્તણુંક સંતોષ કારક હોય તેઓની નોકરી અને જીંદગીની ગેરંટી આપવાનો અને નવાબના અથવા તો બીજા દેશી અમલદારોના હુકમોનો અનાદર કરે તો તેઓની જગ્યાએ બીજાઓને રાખીને જ્યારે અને જ્યાં જ્યાં તેઓ પસંદ કરે ત્યાં જવા દેવાનો તમને અધીકાર આપે છે.

બ્રીટીશ સરકારે નવાબને વ્યાજબીપણે અને ગંભીરપણે તેની સહી સલામતીનું વચન આપ્યું છે અને લશકર ઉપરના સરદારની પોતાની નીમણુંક ઉપરથી સાબિત થાય છે કે એક બીજું વચન તેમને આપવામાં આવ્યું છે જેનું જરાપણ ખંડન થશે નહીં.

ગાયકવાડની વર્તણુંક ઉપરથી અંગ્રેજી રાજ્યને તેને પોતાના રક્ષણ હેઠળ લેવાની ફરજ પડી છે.

ગવર્નર-ઇન-કાઉનસીલ આ બાબતની તમે ગાયકવાડને ખબર આપો એવી ઇચ્છા રાખે છે.

( ખરી નકલ )

( સહી ) જેમ્સ વીલીયમ્સ.

રેસીડન્ટ.

( સહી ) જેમ્સ અરેસ્કીન્સ.



# નવાબ મીર સદરૂદ્દીન હુસેનખાન સાહેબના વડીલોનું વર્ણન.

મીર મોહમ્મદહુસેન નજીબઆબાદી તથા હઝરત મુરશદી રહેનની હસ્ત લેખીત કીતાબ તથા તઝકેરતુલ સાલેહીનના કર્તા મોલવી મીર અબદુલ હકીમ સુરતીના લખવા મુજબ તથા હાલની હકીકત જોતાં આ પ્રમાણે છે કેઃ-

સૈયદ નુરૂદદીન હુસેનખાન બિન મીર મોહમ્મદ અલીમ બીન મીર મોહમ્મદ અમીન બીન સઇયદ ગુલામહુસેન બીન સઇયદ મુસ્તુફા બીન સઇયદ અબ્દુલ્લા હીરાતથી દીલ્લીમાં આવીને આબાદ થયા. તેમની ત્રણ પેઢી હિરાતમાં થઇ. અસલમાં તેઓ અરબસ્તાનના વતની છે. નુરૂદદીન હુસેનખાન સાહેબના નાના (મમાવા) સઇયદ ગુલામહુસેન બિન સઇયદ હબીબુલ્લાહ બિન સઇયદ શાહબાઝ, બીન સઇયદ પીર મોહમ્મદના દીકરા હતા. જેઓ લાહોર બલ્કે આખા પંજાબ ઇલાકામાં પીરના લકબથી પ્રખ્યાત છે, અને કેટલાક માનનારાઓ ખીર ઉપર તેમનો ફાતેહો કરે છે. એમની વંશ નીકોદર કસ્બામાં આબાદ છે. તેઓ અસલથી ખાનકાહ નશીની અને ઝિકરો શગલમાં લીન રહે છે.

જ્યારે મીર મોહમ્મદ અમાનના લગ્ન મીર હબીબુલ્લાહને ત્યાં થયા ત્યારે તેઓએ પોતાના મકાન ઉપર ભણાવવાનું કામ શરૂ કર્યું. પરંતુ તેઓ કોઇ પણ દુનીયાદારના ઘર ઉપર ગયા નથી. એટલે સુધી કે બહાદુરશાહ બાદશાહના સમયમાં નવાબ આસિફ્જાહ જેઓ પોતે પણ

**Nawab Mir Sadr-ud-Din Saheb.**

Born in 1295 A. H.



હાલના નવાબ મીર સદરૂદદીન હુસેનખાન સાહેબ બહાદુર.

જન્મ સને ૧૨૯૫ હીજરી.

ખાના નશીન હતા તેઓ દરરોજ સવારે ભણવાના માટે મીર સાહેબના મકાન ઉપર આવતા હતા. નુરૂદદીન હુસેનખાન સાહેબના સગા દાદા (બપાવા) મીર મોહમ્મદ અમીનના હમ સબક એટલે એકજ જગ્યાએ સાથે ભણતા હતા જ્યારે નવાબ આસિફ્ જાહ દક્ષિણમાં આવ્યા ત્યારે મીર સાહેબને પણ તેઓ તેમના કુટુંબ સહીત સાથે લાવ્યા. આ મુસાફરીમાં મીર સાહેબનું સફર ખર્ચ બાવીસ હઝાર રૂપીઆ થયું જ્યારે નોકરે ખર્ચની વિગત રજુ કરી તો નવાબ સાહેબે ફરમાવ્યું કે જો બાવીસ લાખ રૂપીઆ પણ ખર્ચ થતાં તો હું એમજ સમજતો કે આ અનમોલ દોલત મફત હાથ આવી. મીર હબીબુલ્લાના વચલા દીકરા મીર મોહમદજાન જેઓ નવાબ શહીદ નાસિર જંગ બહાદુરના ઉસતાદ હતા અવરંગાબાદમાં શાહ સાલેહના મકાનમાં પેદા થયા. મીર મોહમ્મદ અમીન સાહેબ નવાબ ફીરોઝ જંગ તથા નવાબ ઇમાદુલ મુલ્ક વઝીરના સમય સુધી હયાત હતા અને નવાબ ઇમાદુલ મુલ્ક ગાઝીયુદદીનના ઉસ્તાદ હતા. એમના દીકરા મીર મોહમદ અલીમના ઘરમાં સાલેહ બેગમથી બે દીકરા તથા બે દીકરીઓનો જન્મ થયો જેમના નામ આ પ્રમાણે છે. ૧) સઇયદ નુરૂદદીનહુસેન ૨) સઇયદ ઝહુરૂદદીનહુસેન ૧) બદરૂન્નીસાબેગમ ૨) સદરૂન્નીસા બેગમ. ઝહુરૂદદીન હુસેન ત્રણ સાલની વયમાં ગુજરી ગયા. અને નુરૂદદીન હુસેનને સરકાર વઝીરૂલ મમાલિકે ખાનનો ખેતાબ એક હઝારી મનસબ તથા બાગે કોકીની જાગીર આપી તથા માલી અને મુલકી ખાતાના દીવાન બનાવ્યા, બદરૂન્નીસા બેગમના લગ્ન અવરંગાબાદમાં મીર જારૂલ્લાહ જાગીરદાર બિહારના દીકરા મીર મોહમદ અમીનથી થયાં. તેમને બે દીકરા મીર મોહમદઅલી અને મીર મોહમદ હુસેન નામના પેદા થયા. સદરૂનનીસા

બેગમના લગ્ન હકીમ સઇયદ હિસામુદ્દીન બિન સઇયદ ફકીરૂલ્લાહ દહેલી વાલાથી થયા જેમને શમસુદ્દીન નામનો એક દીકરો થયો નુરૂદ્દીન હુસેનનાં ત્રણ લગ્ન થયાં પહેલું લગ્ન ઇરાનના ખાનદાની કુટુંબમાં શરફુન્નીસા સાથે, બીજું બીબી અસમત બાનુથી ત્રીજું શાહ હલીમ કાદરી અકલેસરીની અવલાદમાં દોલતુનનીસા બેગમથી થયુ હતું. શરફુન્નીસા બેગમના પેટે આઠ દીકરાનો જન્મ થયો જેમાંના ત્રણ દીકરાઓ નાનપણમાં ગુજરી ગયા અને પાંચ દીકરાઓ હયાત રહ્યા જેમનાં નામ મીર ફખરૂદ્દીન હુસેન, મીર નિઝામુદ્દીન હુસેન, મીર નસીરૂદ્દીન હુસેન, મીર કમાલુદ્દીન હુસેન મીર સદરૂદ્દીનહુસેન શરફુનનીસાબેગમના મરણ પછી અસમતબાનુએ બાળકોની સંભાળ લીધી.

સમયના ફેરફારના લીધે નવાબ ગાઝીઉદ્દીન ફીરોઝ જંગે મીર નુરૂદ્દીન હુસેનને સુરતમાં અંગ્રેજ સરકારને સોંપ્યા. એટલે તેઓ ત્યાં સરકારી વકીલ મુકરર થઇ ગયા મીર નુરૂદ્દીને પોતાના કુટુંબને પુનામાં બોલાવી લીધું. કોકણ મધ્યે આવેલા જઝીરાના નવાબના ભાઇ તે સચીનના નવાબના વડીલ સીધી અબદુલ કરીમ યાકુબખાનનો હક છોડાવી પેશ્વા સરકાર પાસેથી સુરત નજીકના અઢાર ગામો સંવત ૧૭૫૧ માં મલ્યા. એ કામમાં પુનાના રેસીડંટ સર ચાર્લસ મેલેટની સલાહ પ્રમાણે નુરૂદ્દીનહુસેને પોતાની જાતી મહેનતે ઘણો વગ વાપર્યો હતો તેમજ આ કામમાં ઘણી કીમતી મદદ મળેલી હોવા બદલ સચીનના નવાબ બાલુમીયાંએ અઢાર ગામો મધ્યેનું પુના ગામ મેલેટ સાહેબના કહ્યા મુજબ મીર નુરૂદ્દીને મહેનત અને વગ વસીલાથી કામ કર્યુ છે તેને લીધે એ ગામ તેઓને આપવું તેને લીધે એ ગામ મીર નુરૂદ્દીન સાહેબને સંવત ૧૮૫૧ માં આપ્યું અને તે માન્ય

નામદાર મુંબઈ સરકારે બહાલ રાખી. તે વખતથી એ ગામ તેમના કબજામાં દીવાની ફોજદારી હકુમત સાથે છે. એ ગામ સચીનના નવાબે મેળવવાનો યત્ન ચલાવ્યો હતો પરંતુ નામદાર સરકારે લશ્કર વિગેરેની મદદ આપવાથી એ ગામ તેમની માલેકી તથા વહીવટમાં રહેવા પામ્યું છે. એમાં જય મળવ્યા પછી પેશ્વા સરકાર વડોદરાની ગાદી ઉપરનો ગોવીંદરાવ ગાયકવાડનો હક નાબુદ કરતા હતા. તેમાં મીર નુરૂદદીને પોતાનો વગ પેશ્વા દરબારમાં ચલાવ્યો અને ગોવિંદરાવ ગાયકવાડનો હક સાચવ્યો તે ઉપરથી એ ગાયકવાડે નુરૂદદીનના ત્રીજા દીકરા નસીરૂદદીનને સરદારીની પદવી આપી. મીર નુરૂદદીનનાં ત્રીજા બેગમ દોલતુન્નીસા સાથે સુરતમાં લગ્ન થયું હતું અને તેઓને પેટે કાંઇ સંતાન થયા ન હોતા મીર નુરૂદદીનના બાહોશ દીકરાઓનું વર્ણન નીચે મુજબ છે.

**મીર ફખરૂદદીન હુસેનખાન**—મીર ફખરૂદદીન હુસેન પુનામાં પેશ્વા પંડીત પ્રધાનના મુખત્યાર થયા. તેઓ મવલાના મુહિબુલ્લબી સાહેબ રહે૦ ના મુરીદ હતા. હાફિઝે કુરઆન તથા નરમ અંતઃકરણવાળા અને સાહેબે સમાઅ તથા મુજર્રદ હતા એટલે જીંદગી પર્યન્ત કુંવારા રહયા હતા અને કંપની સરકારની તરફથી દક્ષિણના સુબા બાજીરાવ પેશ્વાના દરબારમાં વકીલ હતા. પરંતુ થોડીજ મુદતમાં પેશવાથી અણબનાવ થયો એટલે તેઓ ત્યાંથી જમીન માર્ગે સુરત આવવાને રવાના થયા અગ્રેજોએ જમીન માર્ગે ન જવા માટે બહુએ કહયું. અને પેશ્વાના નોકરો તમારી તાકમાંજ દરેક જગાએ બેઠેલા છે પણ તેઓએ માન્યું નહીં અને રવાના થયા. જયારે તેઓ વસઈની ખાડીના કીનારા ઉપર આવેલા પેન કીલ્લાની પાસે પહોંચ્યા તો બાજીરાવના માણસોએ તેમને પકડી લીધા અને કેદ કરયા

દેશમાં આવેલા આબશેરી કીલ્લામાં કેદ કરી દીધા અને તે બાદ તેમને ત્યાંજ શહીદ કરી નાંખ્યા. તે સમય પેશ્વાની ખાસ જાહોજલાલીનું હોવાથી તેમની લાશ વડોદરે અથવા સુરત લાવી શકયા નહી. હિજરી ૧૨૩૩ ની સાલમાં પેશ્વાનો દોર દમામ મટી ગયો અને કંપનીની અમલદારી શરૂ થઇ તે વખતની એક નકલ છે કે સય્યદ જફરૂદદીને પોતાની શહાદતના નવ વરસ પછી કોઇ બુઝુર્ગને સ્વપનામાં બશારત આપી કે મને આબશેરી કીલ્લાના નીચેથી કાઢીને મારા વડવાઓની પાસે દફન કરો. આ બશારત ની ખબર મળવાથી તેમના નાના ભાઇ મીર કમાલુદદીન હુસેનખાને વડોદરાથી મીર અફઝલુદદીનને તેમની લાશ લાવવા માટે કોકણની તરફ રવાના કર્યા એટલે તેઓ બશારત પ્રમાણે મજકુર કીલ્લાની નીચે પહોંચ્યા અને મુસલમાનોના કબ્રસ્તાનમાં બતાવ્યા મુજબ કબરને ખોદી તો લાશ મોજુદ હતી, લગભગ નવ વરસ દફન કર્યાને થયા હતા, પણ જાણે કોઇ હાલ તરત દફન કરીને ગયું છે એમ લાશ આબાદ દેખાતી હતી અને કફન પણ જેમને તેમ આબાદ હતું. આવેલા માણસોએ લાશને બહાર કાઢી અને મુંબઇની પાસે આવેલા પનવેલ ગામમાં હઝરત શાહ નિઝામુદદીનશાહ અવરંગાબાદીના ખલીફા હઝરત કરમઅલીશાહ સાહેબના મઝારની પાસે લાવીને દફન કરી. આ બનાવ તા. ૧ લી રમઝાન હીજરી ૧૨૭૫ નો છે. હઝરત પીરો મુરશદે તેમના મર્ણની તારીખ "બઝુલ્મ મુર્દ" (હી. ૧૨૨૮) અને બીજી વખતે દફન થવાની તારીખ "બજન્નત અસ્ત જઝાયશ" ( હી. ૧૨૩૭ ) લખી છે.

**મીર નિઝામુદદીન હુસેનખાન**—સય્યદ નિઝામુદદીન હુસેનખાન બહાદુર અલ મુલક્કબ બ મીર નિઝામી હઝરત મવલાના મુહિબ્બુન

નબી સાહેબ રહે૦ ના મુરીદ અને ખાન સાહેબ મરહુમના દીકરાઓમાં સઉથી વધુ હુશીયાર, ચાલાક અને સમજદાર હતા. આસરીયા સરકારમાં નવાબ મીર નિઝામ અલીખાન આસુફ્જાહના અમલમાં તથા મુશીરૂલમુલ્ક અરસ્તુજાહ ગુલામ સઇયદ ખાનની વીઝારતના સમયમાં ઘણાં માનવંતા અને જોખમી હોદ્દાઓ ઉપર રહ્યા હતા, નિઝામ નવાઝુદ દવલાનો ખિતાબ તથા મનસબ સરદારી પાંચહજાર સવાર તથા પાયદળ અને પરબંદા તથા નલદરકની કીલ્લેદારી તથા અવરંગાબાદની નિઝામતના હોદાઓ પામ્યા હતા તેઓ હદથી વધારે વીવેકી સખી અને નિતીમાન હતાં. જોકે પોતાનો તે અસલી વખત બાકી રહેવા પામ્યો નહોતો છતાં તેઓએ પોતાની રહેણી કરણીમાં ફેર ફાર કર્યો નહોતો. કોઇ કોઇ વખતે શેર પણ કહેતા હતા જેમાંના નમુના માટે થોડાક અત્રે ઉતારી લેવામાં આવે છે.

## اردو

شمع فانوس مین یہ گرم شرر کاری ھے
یا کہین دل کے عوض سینہ مین چنگاری ھے

## فارسی

الاھی مشرق نور تجلی کن دل مارا
روان کن سوی یثرب کاروان محمل مارا
جفارا بسکہ پنہان چون نظر دزدیدہ میدارد
بمحشر نیز نتوان یافت ھرگز قاتل مارا

ولہ

سرا پا چشم حیرانی براھت نفس مطلبہا
فدای نور نیرنگ تو مذھبہا و مشربہا

دلی دادی ز لطف خود تسلی هم کرامت کن
بود تا کے نفس در سینہ شور انگیز مطلبہا

وله

صبحدم ساقی اگر بر افگند از رخ نقاب
اشک بارد گل چو شبنم آب گردد آفتاب

وله

دل ز نقش پہلوی من بوریائی کرد طرح
خاک کویش از برای من ردائی کرد طرح

وله

جبینم بسکہ نور آستانش در نظر دارد
چراغ مہر می افروزد از نقش سجود من

وله

بر درت تا چند بنشینم ز جان سیر آمدم
دیر می آئی تو وجان زود می آید برون

એમનું લગ્ન કસ્બે કઠોર વાળા સય્યદ મોહમ્મદ મુકદ્દમની દીકરી મંઝલી બેગમથી થયું હતું. તેમના પેટે ત્રણ દીકરા અને ત્રણ દીકરીઓ થઈ જેઓ નાનપણમાંજ ગુજરી ગયા. અને મંઝલી બેગમ પણ સુવેલો છોકરો અવતર્યાના સદમાંથી મરણ પામ્યા. એમની હરમ ગુલાબ બુવાથી બે દીકરા થયા હતા. તેઓ પણ નાન પણમાંજ ગુજરી ગયા. નવસારીમાં શેખ રહીમુલ્લાહના લગ્નમાં ભાગ લેવાને માટે નવાબ નિઝામ નવાઝ દવલા

નવસારી આવ્યા. અને ત્યાંજ તા. ૨૦ મી જમાદીઉલઅવલ સને ૧૨૨૫ ને દીવસે ખફકાનની બીમારીથી ગુજરી ગયા. અને હઝરત મખદુમ જમાલ સોહરવરદીના મકબરામાં દફન થયા. એમનો જન્મ સને ૧૧૭૬માં થએલો તેથી ૫૩ વરસની ઉમર થઇ, પાછળ કાંઇ સંતાન મુકયું નથી.

**મીર નસીરૂદદીન હુસેનખાંન બહાદુર**–મીર નસીરૂદદીન હુસેનખાન અલ મુખાતબ બ નવાબ સુલતાન નવાઝ જંગ જેઓ હઝરત મવલાના મુહીયુન્નબી સાહેબના મુરીદ હતા. ગાયકવાડ સરકારમાં માનવંતા હોદ્દા ઉપર નીમાઇને વડોદરામાં આવ્યા. અને ગોવીંદરાવ ગાયકવાડ તથા શેલુકરની વચ્ચે અમદાવાદમાં જે લડાઇ થઇ તેમાં રાયખડ દરવાજાની પાસે તેઓ શહીદ થયા. અને હઝરત સઇયદ શાહઆલમ સાહેબની દરગાહમાં દફન થયા. એમનું જન્મ ૧૭ મી ઝીલહજ સને ૧૧૭૮ હીજરીમાં અને વફાત આખર ઝીલહજ સને ૧૨૧૩ હીજરીમાં થઇ. એમની વય પાંતરીસ વરસની થઇ હતી. એમનું લગ્ન કાદરી પીરઝાદાની દીકરી મંઝલી બેગમની સાથે થયું હતું. તેમના પેટે ઝોહરા બેગમ નામની એક દીકરીનો જન્મ થયો, જે નાનપણમાંજ ગુજરી ગઇ. અને તે સાથે બેગમ પણ ગુજરી ગયાં. તે બાદ બીજું લગ્ન મોતીખાનમથી થયું, તેમના પેટે નાસેરૂદદીન સકીના બેગમ નામના બે બાળકો જોડવા પેદા થયા જે પોતાની મા સાથે ગુજરી ગયા. ટુંકમાં એટલુંજ કે નવાબ સાહેબ મજકુરે પોતાની પાછળ અવલાદ મુકી નથી.

**નવાબ મીર કમાલુદદીન હુસેનખાન સાહેબ**–નવાબ કમાલુદદીન હુસેનખાન સાહેબ બહાદુર હઝરત મવલાના મુહીયુન નબી સાહેબના ખલીફા અને જાંનશીન હઝરત સઇયદ એહમદ હસન જમાલુલ્લ લયલના

મુરીદ અને ઘણાંજ શાન્ત સ્વભાવના તથા ઉદાર હતા. અને પોતાના બધા સબંધીઓને સુખી કરવાના કામમાં ઉત્સાહભેર ભાગ લેતા હતા. તેથી સય્યદ નસીરૂદ્દીન હુસેખાંનના અંત કાળ પછી વડોદરામાં આવ્યા, અને તેમના હોદા ઉપર નીમાયા. તેઓ અંગ્રેજ સરકાર અને ગાયકવાડ બંનેના ભરૂસા દાર માણસ હોવાથી સને ૧૨૩૪ હીજરીમાં ત્રણ હઝાર સવાર અને પાયદળના અમલદાર નીમાઇ અંગ્રેજી લશ્કરની સાથે પીંડારાઓને જેર કરવા માલવે ગયા. અને રતલામમાં ખપ્કાનની બીમારીથી મગરેબની નમાઝ પછી એકાએક ગુજરી ગયા અને ખાકીશાહના મકબરામાં દફન થયા. એમનો જન્મ તા. ૧૭મી શવાલ હીજરી ૧૧૮૦ના દીવસે થયો હતો. અને મર્ણ તા. ૬ ઠી રબીઉલ અવલ સને ૧૨૩૪ના રોજ થવાથી તેમની ઉમર ૫૪ વરસની થઇ હતી. એમનું લગ્ન બલખના રહીશ ખ્વાજા શરીફખાન બિન ખ્વાજા સય્યદખાનની દીકરી બહુ બેગમ સાહેબાથી થયું હતું. તેમના પેટે આઠ દીકરા પેદા થયા. હતા. જેમાંનાં સય્યદ અમીનુદદીન હુસેનખાંન ગાદી ઉપર બેઠા.

**નવાબ મીર અમીનુદ્દીન હુસેનખાન**—નવાબ સય્યદ અમીનુદદીન હુસેનખાન સાહેબ ઘણાંજ વીવેક, નિતિમાન, પરહેઝગાર નેક અને ખુશ નવીશ એટલે સારા અક્ષરવાળા હતાં. તેઓ હઝરત ગુલામ નસીરૂદદીન ઉરફે કાલેમીયાં સાહેબના મુરીદ હતા. તેઓ જીંદગીની શરૂઆતથી તે છેવટ શુધી દીની ઇલ્મોમાં લીન રહ્યા. કોઇ કોઇ વખતે શેર પણ કહેતા હતા. પણ તેઓ પોતાના શેરોમાં પીરાને તરીકત તરફ જરૂર ઇશારો કરતા હતા, થોડાંક શેર નમુના માટે નીચે દરજ કરવામાં આવે છે.

## غزل

ترا با زلف پیچان آفریدند
مرا خاطر پریشان آفریدند
منم چون ذره رقصان در هوایت
ترا مهر درخشان آفریدند
ترا دادند زیب گلعذاری
مرا با داغ حرمان آفریدند
ترا آراسته با نازو با ساز
مرا با قلب سوزان آفریدند
ترا دادند اعجاز مسیحی
مرا چون مرده بیجان آفریدند
ازان دم شد خرام این بادهٔ ناب
که چشم مست خوبان آفریدند
مشو غمگین نصیری از غم دهر
که بهرت شاه سلطان آفریدند

નવાબ સાહેબ પોતાના વાલિદ સાહેબની પછી વીસ વરસ સુધી ગાદી ઉપર રહયા. છેવટ જમણા હાથ ઉપર ગુમડું નીકળવાથી સખત વેદના ઉઠાવી. જ્યારે તેમનો આખરી વખત આવી પહોંચ્યો, ત્યારે તેઓએ પોતાના કાકાને હદીસ શરીફ સંભળાવવા કહયું, એટલે તેઓએ મીશકાત

શરીફ શરૂ કરી. પોતે હદીસ સાંભળતાં ફરમાવતા કે મારી રૂહ પગનાં તળીયાંમાંથી નીકળી રહી છે. અને તે પછી દરેક વખતે શરીરના દરેક ભાગમાંથી રૂહનું નીકળવું બ્યાન કરતાં ફરમાવ્યું કે હવે છાતીમાં છે, તરતજ કલમએ તઇયબા ભણ્યા અને મોટેથી અલ્લાહ અલ્લાહ કેહતાં ગુજરી ગયા. અને પોતાની વસીયત પ્રમાણે વડોદરા કેમ્પની પાસે હમીદ પુર બાગમાં દફન થયા. આપનું મરણ ૮ રજબ ૧૨૫૩ હીજરીના રોજ ૩૮ વરસની ઉમરે થયું છે. એમનું પહલું લગ્ન પ્રાંતિજના તિરમીઝી સઇયદની દીકરી ફરરૂખ બેગમથીથયું તેમના પેટે એક દીકરી આયશા બેગમ નામે થઇ. ફરરૂખ બેગમના ગુજરવા પછી બીજું લગ્ન કસ્બે ગોર ધના જાગીરદાર સઇયદની દીકરી નવાબ બેગમથી થયું, આયશા બેગમનું લગ્ન સઇયદ મોહમદ ઉરફે જાની મીયા નવાબ મીર કમાલુદદીન હુસેન ખાંનની દીકરી ફાતેમા બેગમના દીકરાથી થયું જેઓ સઇયદ અબદુલ રહેમાન અને સઇયદ હાશમ બગદાદીથી પરણેલા હતા. આયશા બેગમના પેટે કલુમીયાં અને દીકરી જીલાની બેગમ જન્મ્યા. કલુમીયાંનું લગ્ન એક સઇયદની દીકરીથી થયું, જેમને બે દીકરા સઇયિદ અબદુલકાદર મરહુમ તથા સઇયિદ અબદુલ રહેમાન થયા જે હાલ હયાત છે. જીલાની બેગમનો અંતકાળ તા. ૯ રજબ ૧૨૭૭ માં થયો. સૈયદ ગીયાસુદીન નું લગન કમાલુદદીન હુસેનખાંનની દીકરી આમેના બેગમથી થયું જેમના પેટે ફઇયાઝુદદીન અને શરફુદદીન નામના બે દીકરા અને ફરહતુન્નીસા બેગમ એહમદી બેગમ અને ફખરુન્નીસા બેગમ ઉરફે આબાદી બેગમ નામની ત્રણ દીકરીઓ થઇ. ફઇયાઝુદદીનના પહેલાં બે લગન થયા. અને પછી ત્રીજી વખતે રમઝાની બેગમથી નીકાહ કર્યો. તેમના પેટે એક

દીકરો મુહયુદ્દીન ઉર્ફે અમીર સાહેબ પેદા થયો. ઝ્યાઉદ્દીન અને રમઝાની બેગમનો જુવાનીમાં અંતકાળ થયો. સઇયદ શરફુદ્દીનનું લગ્ન વડોદરામાં સીરાજુદ્દીનની દીકરીથી થયું હતું. અને ફરહતુન્નીસા બેગમનું લગ્ન મીર મોહમદ એહસન વા. મીર હુસેનથી થયું. તેઓએ ૨૮ મી મોહરમ સને ૧૨૫૨ હીજરીમાં મદીના મુનવવરાના રસ્તામાં અંતકાળ કર્યો. અને રાબેઆમાં દફન થયાં. એહમદી બેગમનું લગ્ન જાનીમીયાંથી થયું, પણ બંનેમાં આખી ઉમર અણ બનાવ રહયો. આબાદી બેગમનું લગ્ન મીર મોહમદ એહસાન ઉર્ફે મીર પ્યારે જાનથી થયું જેઓ મીર મોહમદ મોહસિનના દીકરા હતા. મીર મોહમ્મદ મોહસિન મીર જાફરઅલા-હના પૌત્ર થતા હતા અને નામદાર ગાયકવાડ સરકારમાં વારસીક ૨૭ હઝારની નીમણુંક તથા પચાસ સવારોની અમલદારી ઉપર નીમાયા હતા. રાજ્યના લગભગ સઘળા સરદારોમાં ઘણાજ સખી અને ખુશ મીજાજના માણુસ હતા. ભરૂચ વાલા સઇયદ મોહમદ જે ફઇયાઝખાની તીરમીઝી હતા તેમની દીકરી બુન્યાદી બેગમથી લગ્ન થયું હતું તેમનાથી ચાર બાળકના જન્મ થયા જેમાંના મોહમદ એહસાન ઉર્ફે મીર પ્યારેજાન વિદ્વાન વિવેકી તથા બુદ્ધીશાળી હતા. એમને ત્યાં બે દીકરા જમાલુદ્દીન તથા કુતબુદ્દીન અને ત્રણ દીકરીઓ હાજીબેગમ, ખાસીબેગમ, જાનીબેગમના જન્મ થયા. મોટા દીકરા જમાલુદ્દીન ગુજરી ગયા છે. તેમના બે દીકરા હયાત છે, મોટાનું નામ અમીનુદ્દીન અને નાનાનું નામ ઝ્યાઉદ્દીન છે. નાના દીકરા હાજી કુતબુદ્દીન પણ જુવાન વયે ગુજરી ગયા છે તેમના બે દીકરા મોહસેનુદ્દીન તથા નાસેરૂદ્દીન અને એક દીકરી અસમત બાનુ હાલ મોજુદ છે. દીકરીઓ પૈકી હાજી બેગમનું લગ્ન વડોદરા શહેરના

કાઝી મુઝફ્ફરદદીન હુસેન બમ્બાની સાથે થએલું છે. તેમને બે દીકરા છે મોટા દીકરાનું નામ એહમદ હુસેન અને નાનાનું મોહમદ હુસન છે. ખાસી બેગમનું લગ્ન શહેર કાઝીના ભાઇ કાઝી નજમુદદીન હુસેન મરહુમથી થયું હતું અને જાની બેગમ ગુજરી ગયાં છે.

**નવાબ હાજી સઇયદ હીસામુદદીન હુસેનખાન**—નવાબ હાજી સઇયદ હીસામુદદીન હુસેનખાન સાહેબ બહાદુર પોતાના ભાઇની પછી ગાદી નશીન થયા. તેઓ હઝરત કાસેમીયાં સાહેબના મુરીદ હતા. જુવાનીના સમયમાં એક મોટી સંખ્યાના કાફલા સહીત હજ કરવાને ગયા. આ મુસાફરીમાં લગભગ ત્રીસ હજાર રૂપીઆનું ખર્ચ થયું. તેઓ ઉદાર અને છુટા હાથે ખરચ કરનારા હોવાથી ઘણી વખતે કરજદાર રહેતા હતા બાતેનના કમાલાત ઉપરાંત જાહેરમાં પણ ભારે દેખાવડા અને ખુબસુરત હતા. લગભગ સતર વરસ સુધી ગાદી ઉપર રહી ૧૮ ઝીલહજ સને ૧૨૭૦ ની સાલમાં ચાલીસ વરસની ઉમરે ગુજરી ગયા. એમનું લગ્ન અમદાવાદ વાલા સય્દુમીયાંની દીકરી હીદાયતુન્નીસા ઉર્ફે મઝલીબેગમથી થયું, જેમને પાંચ દીકરા દીકરી થયાં, ચાર બાળકો નાનપણમાંજ ગુજરી ગયા. પાંચમાં દીકરા નવાબ કમાલુદદીન હુસેનખાન બહાદુર પોતાના પીતાની ગાદી ઉપર બેઠા.

**નવાબ કમાલુદદીન હુસેનખાન બહાદુર બીજા**—નવાબ કમાલુદદીન હુસેનખાન સાહેબ જો કે ગાદીનશીન થયા તે વખતે તેમની વય માત્ર સોળ વરસની હતી પણ તેઓ પોતાના વડીલોની પેઠે સદગુણો ધરાવતા હતા. એમનું લગ્ન સકેસવાન વાલા મીર સરફરાઝઅલીખાન સાહેબના જમાઇ સરદાર બહાદુર મીર મોહમદઅલી સાહેબ રેસાલેદાર

સહસવાનીની દીકરી એટલે મીર સાહેબની નવાસી મોહમદી બેગમથી થયું હતું. જેમના પેટે વલીયુન્નીસા બેગમ તથા મહેરેજહાં બેગમ નામની બે દીકરીઓના જન્મ થયા હતા. વલીયુન્નીસા બેગમનું લગ્ન સહેસવાનના મોટા જાગીરદાર અને રઇસ મીર અઝદરઅલી વા. મીર બુનીયાદઅલી સાહેબથી થયું હતું જેમને બે દીકરીઓ છે. અને મહેરેજહાં બેગમનું લગન નવાબ મીર સદરૂદદીન હુસેનખાનથી થયું હતું તેમને ત્રણ દીકરા અને બે દીકરીઓ થઈ છે જેમનું વર્ણન આગળ આવે છે. નવાબ કમાલુદદીન હુસેનખાન બીજાના બુઝુર્ગોની નીમણુંક તો ઘણી હતી પણ તેમને ગાયકવાડ સરકારની તરફથી જાતી તથા સવારો હાથી, જુલેબ વિગેરેના એક લાખ વીસ હઝાર રૂપીઆ વારસીક મળે છે અને પુના, પરબ, હલદુ સણીઆ, આબવા, વેસુ, કડોદરા, નામના સાત ગામ અંગ્રેજ સરકાર તથા ગાયકવાડ સરકારની તરફથી મળેલા છે જેની કુલ આવક લગભગ ચાલીસ હઝાર રૂપીઆ વરસ દહાડે થાય છે. આ આવક અને નીમણુંકને એક બીજાથી કાંઇ સંબંધ નથી. નવાબ કમાલુદદીન હુસેનખાન સાહેબની બેગમ સાહેબા સને ૧૮૯૧ ઇ. સ.માં ગુજરી ગયા ને પોતે નવાબ સાહેબનો અંતકાળ સને ૧૮૮૫ ઇ. સ. માં થયો છે.

**નવાબ સૈયદ હુસેનુદદીન હુસેનખાન**—નવાબ સઇદ હુસેનુદદીન હુસેનખાન બહાદુર હઝરત કાલે મીયાં સાહેબના મુરીદ હતા. જવાં મરદી, દીલાવરી અને સીપાહગીરીમાં પુરેપુરી કુનેહ ધરાવતા હતા વળી પોતે વિદવાન સમજુ અને વખતનો સદ ઉપયોગ કરનારા હતા. એમનું તારીખી નામ **અતીયએ હઝરત મુરશદી અઝીઝુદદીન હુસેન** હતું. તા. ૧૬ મી ઝીલહજ સને ૧૨૭૬ માં એમનો તેતાલીસ વરસની વયે અંતકાળ

થયો. એમનાં લગ્ન મીર અલી સાહેબ અલમુતખલ્લસ " અમીર " ની દીકરી બદરૂન્નીસા બેગમથી થયું હતું. જેમના પેટે છ દીકરા દીકરીઓ પેદા થઇ. બધા બાળકો બચપણમાંજ ગુજરી ગયાં. એક દીકરી ફાતમા બેગમનું લગ્ન સઇયદ એહમદ અરબ સુરતીની સાથે થયું હતું, જેમને એક દીકરી થઇ હતી.

**નવાબ સઇયદ નુરૂદદીન હુસેનખાન સાહેબ**—નવાબ સઇયદ નુરૂદદીન હુસેનખાન સાહેબ બહાદુર મીર હુસેનુદદીન હુસેનખાન સાહેબના દીકરા અને સાહિબઝાદા ગુલામ નિઝામુદદીન સાહેબના મુરીદ તથા ખલીફા થતા હતા. તેઓ ઉદાર નમ્ર અને વખતનો સદ ઉપયોગ કરનારા હતા. એમનો સજ્જો જે એમના મુરશદ તરફથી અતા થયો હતો તે આ પ્રમાણે છે " નુરેદીં અઝ હુસેન યાફ્‌ત કમાલ " એમનું લગ્ન મીર સરફ-રાઝ અલીખાન મરહુમની દીકરીની દીકરી ફખરૂન્નીસા બેગમ ઉરફે પ્યારી બેગમથી થયું હતું. તેમના પેટે ત્રણ દીકરા મીર મોઇનુદદીન હુસેન મીર નસીરૂદદીન હુસેન, મીર મસીહુદદીન હુસેન અને ચાર દીકરીઓ હસીના બેગમ, અમીના બેગમ, બાદશાહ બેગમ તથા મોતી બેગમ થઇ. માત્ર નાના દીકરા મીર મસીહુદદીન યુવાન વયે ગુજરી ગયા અને બાકીના બધા હયાત છે. ગાદી ઉપર મોટા દીકરા મીર મોઇનુદદીન હુસેનખાન છે. તેમનું લગ્ન સુરતવાલા નવાબ સાહેબ બેગ્રાની દીકરી રોશનજહાં બેગમથી થયું છે તેમના પેટે મીર હિસામુદદીન ઉરફે પ્યારે સાહેબ અને મીર નુરૂદદીન ઉરફે છોટે સાહેબ નામના દીકરા તથા ત્રણ દીકરીઓ છે. હસી-ના બેગમનું લગ્ન મોમનાઓના પીર એહમદ હુસેનમીયાં સાહેબ પાલનપુર વાલાની સાથે થયું છે તેમને પેટે મેહેર હુસેન અને રયાઝ હુસેન નામના

બે દીકરા અને ત્રણ દીકરીઓ થઈ છે જે હાલ મોજુદ છે. અમીના બેગમનું લગ્ન વડોદરાવાળા સરદાર મીર એહતેશામ અલીખાન વા. સરદાર મીર ઇબ્રાહીમ અલી ખાન મરહુમની સાથે થયું, તેમને બે દીકરા મીર ઇન્તીઝામઅલીખાન અને મીર એહતેશામઅલીખાન તથા બે દીકરીઓ છે. મીર એહતેશામ અલીખાન તા. ૨૪-૫-૧૪ ના રોજ જુવાન વયે ગુજરી ગયા છે. બાદશાહ બેગમનું લગ્ન સુરતવાલા બેલાના નવાબઝાદા મીર મેહમુદ આલમખાનની સાથે થયું, તેમને મેહમુદી બેગમ નામની એક દીકરી થઇ જે હાલ છે અને તેનું લગ્ન નવાબઝાદા મીર મસઉદ આલમખાનની સાથે થયું છે. મોતી બેગમનું લગ્ન મીર એહતેશામઅલીખાન મરહુમના નાના ભાઇ મીર ચીસ્તીમીયાંથી થયું છે. નવાબ નુરૂદદીન હુસેનખાન સાહેબનો અંતકાળ સને ૧૮૫૫ ઈ. સ. માં થયો.

**નવાબ સઇયદ સદરૂદદીન હુસેનખાન**—સઇયદ સદરૂદદીન હુસેનખાન અલ મુખાતબ બ હુસેન યાવરૂદદવલા બહાદુર જેઓ પરહેઝગારી અને બહાદુરીમાં પ્રખ્યાત હતા. હઝરત મવલાના મુહીયુનનબી સાહેબના ખલીફા સઇયદ એહમદ બા હસનના મુરીદ હતા અને નાગપુરમાં પોતાના ભાઇ કમાલુદદીન હુસેનખાનની સાથે લશકરના સરદાર હતા ત્યાંથી પોતાના ભાઇ નવાબ નિઝામ જંગની સાથે હયદરાબાદ ગયા અને ઉંચી પદવીએ ચઢયા, હયદરાબાદ સરકારે હુસેન યાવરૂદદવલાનો ખીતાબ આપ્યો અને પોતાના ભાઇની તરફથી અવરંગાબાદના નાઝિમ મુકરર થયા. પરંતુ ત્યાંના કારખાનામાં ફેરફાર થવાથી અને રાજા ચંદુલાલ દીવાનથી અણબનાવ થવાથી નવાબ નિઝામ જંગની સાથે વડોદરા આવ્યા. જુઓ પા. ૬૨ અને ૬૩. અને ૨૩ મી શાબાન સને ૧૨૪૨ ના રોજ ઇલ્લાની

શરેફ અને સુન્નતની વચ્ચે ખફકાનની બીમારીમાં ગુજરી ગયા. તા. ૨૪ મી જમાદીઊસ્સાની સને ૧૧૮૫ ના રોજ પેદા થયા હતા. આ હીસાબે ૫૫ વરસની ઉમર થઇ હતી. એમના અંતકાળની તારીખ મીરઝા એહમદુલ્લા બેગે "**સઇયદ સદરૂદીન હુસેનખાન**" ( ૧૨૪૨ હીજરી ) કાઢી હતી. એમનું લગ્ન અવરંગાબાદના રહીશ અહેમદ હુસેન બિન સઇયદ જમાલુદદીન બિન સઇયદ ગુલામ હસન કાદરી*ની દીકરી ઉમ્મતુલ્લા બેગમ અલ્લ મુલકકબ બ દુલહન બેગમથી થયું હતું એમના પેટે ૭ દીકરા તથા દીકરીઓ થઇ હતી. જેમાં નવાબ બદરૂદદીનથી વંશ ચાલી અને બાકીના નાનપણમાં ગુજરી ગયા.

**નવાબ સઇયિદ બદરૂદીન હુસેનખાંન**–નવાબ સઇયિદ બદરૂદદીન હુસેનખાંન ઘણાંજ વિવેકી નમ્ર અને પરહેઝગાર હતા. પોતાના કાકા હઝરત સઇયદ જમાલુદદીન હુસેનખાનના તાબેદાર હતા, એમના જન્મની તારીખ ( શરીફ ઇબ્ને શરીફ ) હતી. તેઓએ તા. ૨૫ મી જમાદીઊલ અવલ સને ૧૨૭૫ હીજરીના રોજ અંતકાળ કર્યો. એમનું લગન સોળ વરસની વયમાં બેલાના નવાબ ખ્વાજા અબદુલ હસનની દીકરી હુસ્નજહાં બેગમથી થયું હતું, તેમના પેટે અફઝલુનનીસા બેગમ શરફુન્નીસા બેગમ અકરમુન્નીસા બેગમ અને વજીહુદદીન હુસેન નામે પુત્ર જન્મ્યા હતા. અફઝલુનનીસા બેગમનું લગ્ન બેલાના નવાબના દીકરા મીર મેહબુબ

---

* આ હઝરત ગુલામહસન કાદરીની દરગાહ શરીફ અવરંગાબાદ દક્ષિણમાં છે. એ મહાન પુરૂષ વલી અલ્લાહ હતા. એમના દરગાહ ખરચ પેટે નિઝામ સરકાર તરફથી હાલ બે ગામ ચાલુ છે જેમના નામ કંચનવાડી અને ક્રિસ્નાપુર છે એમનું વૃતાંત આગળ આવશે.

આલમખાનની સાથે થયું હતું. તેમને એક દીકરો પેદા થઇને મરી ગયો. અને પોતે જવાનીમાંજ વિધવા થઇ ગયાં. શરફુન્નીસા બેગમનું લગ્ન હયદરાબાદના રઇસ સયાદત અલીખાનની સાથે થયું, અને અકરમુનનીસા બેગમનું લગ્ન પુનાના કાઝી મોહમદ હયાતુલ્લા ખાનના દીકરા જાન સાહેબની સાથે થ[illegible] હતું. તેમના પેટે એક દીકરી જન્મીને મરી ગઇ. હુસ્નજહાં બેગમ સાહેબના અંતકાળ સને ૧૨૯૯ હીજરીમાં થયો હતો.

**નવાબ સઇયદ વજીહુદદીન હુસેનખાન**—નવાબ સઇયદ વજીહુદદીન હુસેનખાનનો જન્મ સને ૧૨૫૩ હીજરીમાં થયો, એમનું પહેલું લગ્ન અવરંગાબાદના રઇસ સઇયદની દીકરી ગોસીયા બેગમની સાથે થયું, તેમના પેટે સાહબઝાદી બેગમ નામની એક દીકરી થઇ. જેમનું લગ્ન અવરંગાબાદ વાળા [illegible] દસ્તગીરખાન સાહેબના દીકરા ગુલામ કાદરખાન સાહેબ મરહુમથી થયું હતું. તે હાલ વિધવા હયાત છે. સંતતીમાં કાંઇ નથી. નવાબ સઇયદ વજીહુદદીન હુસેનખાંનનું બીજું લગ્ન પુનાના ફર્સ્ટ કલાસ સરદાર નવાબ અલી મરદાનખાન ( જેમનું વર્ણન આગળ છે. )ની દીકરી હઝરત લાડલીબેગમ સાહેબાથી થયું હતું. જેમના પેટે નવાબ મીર સદરૂદદીન હુસેનખાન સાહેબનો જન્મ તા. ૨૬ મોહરરમ સને ૧૨૯૫ હીજરીના રોજ થયો. જેમનું વર્ણન આગળ આવે છે. નવાબ વજીહુદદીન હુસેનખાન સાહેબ પોતાની વાલીદા હુસ્ન જહાં બેગમ અને પોતાની બેગમ હઝરત લાડલી બેગમ સાહેબાની સાથે નવાબ મીર સદરૂદદીન હુસેનખાનનાજન્મથી સાત વરસ પહેલાં મકકા મોઅઝઝમાની હજ કરવાને ગયા અને મકકા મોઅઝઝમા તથા મદીના મુનવ્વરામાં એક વરસ સુધી રહી બીજી હજ કરીને પાછા આવ્યા. મજકુર હજની મુસાફરીમાં લગભગ ચાલીસ

હઝાર રૂપીઆ ખર્ચ થયા હતા. હઝરત હુસ્નજહાં બેગમ સાહેબા ઘણાંજ ઉદાર અને છુટા હાથે ખર્ચ કરનાર તરીકે પ્રખ્યાત છે. તેઓએ મક્કા મોઅઝઝમામાં રૂબાત બનાવી છે. અવરંગાબાદથી વડોદરા સુધી આવવા જવાનો અનેક વખત પ્રસંગ મળતો હોવાથી તેઓએ રસ્તામાં કેટલીક જગ્યાએ મસજીદો તથા કુવાઓ બનાવ્યા હતા. એમની ખેરાત અને સખાવત હજુ સુધી સામાન્ય રીતે સર્વેમાં પ્રખ્યાત છે. નવાબ વજીહુદદીન હુસેનખાન સાહેબ સને ૧૨૯૮ હીજરીની સાલમાં માત્ર પીસ્તાલીસ વરસની વયે આ ફાની જહાનથી કુચ કરી ગયા.



( કોઠો ૧ ).

## નવાબ નુરૂદદીન હુસેનખાન પહેલા ઇબ્ને મીર મોહમ્મદ અલીમ ઈબ્ને મીર મોહમ્મદ અમીનના વારસોની વિગત.

| નંબર. | નામ. | જન્મ. | મરણ. | કયાં દફન થયા. | વય. |
|---|---|---|---|---|---|
| ૧ | નવાબ નિઝામુદદવલા બહાદુર સઇયદ નિઝામુદીન હુસેનખાન. | ૧૧૭૬ હીજરી. | ૧૨૨૯ હીજરી. | નવસારી. | ૫૩ |
| ૨ | નવાબ ફખરૂદદીન હુસેન શહીદ. | ૧૧૭૫ હીજરી | ૧૨૧૮ હીજરી. | પનવેલ. | ૪૩ |
| ૩ | નવાબ નસીરૂદદીન હુસેન સુલતાન નવાઝ ઝંગ. | ૧૧૭૮ હીજરી. | ૧૨૧૩ હીજરી. | અમદાવાદ. | ૩૫ |
| ૪ | નવાબ કમાલુદદીન હુસેનખાન પહેલા. | ૧૧૮૦ હીજરી. | ૧૨૩૪ હીજરી. | રતલામ. | ૫૪ |
| ૫ | નવાબ સદરૂદદીન હુસેનખાન યાવરૂદ દવલા. | ૧૧૮૫ હીજરી. | ૧૨૪૨ હીજરી. | વડોદરા. | ૫૭ |
| ૬ | નવાબ શરફુદદીન હુસેનખાન. | ૧૨૦૧ હીજરી. | ૧૨૨૫ હીજરી. | ,, | ૨૪ |
| ૭ | નવાબ જમાલુદદીન હુસેનખાન. | ૧૨૦૪ હીજરી. | ૧૨૭૭ હીજરી. | ,, | ૭૩ |

( કોઠો ૨ ).

## નવાબ કમાલુદદીન હુસેનખાન પહેલા ઇબ્ને સઇયદ નુરૂદદીન હુસેનખાન પહેલાના વારસોની વિગત.

| નંબર. | નામ. | જન્મ. | મરણ. | કયાં દફન થયા. | વય. |
|---|---|---|---|---|---|
| ૧ | નવાબ અમીનુદદીન હુસેનખાન. | | ૧૨૫૩ હીજરી. | વડોદરા. | ૩૯ |
| ૨ | નવાબ હીસામુદદીન હુસેનખાન. | | ૧૨૭૦ હીજરી. | ,, | ૪૦ |
| ૩ | નવાબ હુસેનુદદીન હુસેનખાન. | * | ૧૨૭૬ હીજરી. | ,, | * |
| ૪ | નવાબ કમાલુદદીન હુસેનખાન ઇબ્ને નવાબ હીસામુદદીન હુસેન. | * | એપ્રીલ ૧૮૮૫ ઇ. સ. | ,, | ૩૨ |
| ૫ | નવાબ નુરૂદદીન બીજા ઇબ્ને નવાબ હુસેનુદદીન હુસેન. | * | નવેમ્બર ૧૮૯૮ ઇ. સ. | વડોદરા. | ૬૮ |
| ૬ | નવાબ મુઇનુદદીન હુસેનખાન ઇબ્ને નવાબ નુરૂદદીન હુસેન. | હયાત. | હયાત. | * | * |
| ૭ | વલીયુન્નીસા બેગમ સાહેબા બિન્તે નવાબ કમાલુદદીનખાન બીજા. | * | ૧૮૯૯ ઇ. સ. | * | * |
| ૮ | મેહરેજહાં બેગમ સાહેબ બિન્તે નવાબ કમાલુદદીન હુસેનખાનબીજા. | * | ૧૯૦૧ ઇ. સ. | * | * |

( કોઠો ૩ ).

## નવાબ સદરૂદદીન હુસેનખાન યાવરૂદદવલા બાહાદુર અને સઈયદ નુરૂદદીન હુસેનખાન પહેલાના વારસોની વીગત.

| નંબર. | નામ. | જન્મ. | મરણ. | કયાં દફન થયા. | વય. |
|---|---|---|---|---|---|
| ૧ | નવાબ બદરૂદદીન હુસેનખાન અને સદરૂદદીન હુસેનખાન પહેલા. | ૧૨૩૩ હીજરી. | ૧૨૭૩ હીજરી. | વડોદરા. | ૪૦ |
| ૨ | નવાબ વજીહુદદીન હુસેનખાન અને બદરૂદદીન હુસેનખાન. | ૧૨૫૩ હીજરી. | ૧૨૯૮ હીજરી. | ” | ૪૫ |
| ૩ | નવાબ સદરૂદદીન હુસેનખાન અને નવાબ વજીહુદદીન હુસેનખાન. | ૧૨૯૫ હીજરી. | હયાત. | હયાત. | |

( કોઠો ૪ ).

## નવાબ મીર સદરૂદદીન હુસેનખાન સાહેબના પુત્ર પરીવારની વિગત.

| નંબર. | નામ. | જન્મની સન. હિજરી. | જન્મની સન. ઈસ્વી. | હાલ કેટલી વય છે. |
|---|---|---|---|---|
| ૧ | સાહેબઝાદી બેગમ. | ૧૩૧૪ | ૧૮૯૪ | * |
| ૨ | નવાબ ઝાદા અમીનુદદીન હુસેન. | ૧૩૧૫ | ૧૮૯૫ | ૧૯ |
| ૩ | નવાબ ઝાદા મુઇઝુદદીન હુસેન. | ૧૩૧૬ | ૧૮૯૭ | ૧૭ |
| ૪ | નવાબ ઝાદા ફખરૂદદીન હુસેન. | ૧૩૧૭ | ૧૮૯૮ | ૧૬ |
| ૫ | અમીરઝાદી બેગમ. | ૧૩૧૯ | ૧૯૦૦ | ૧૪ |

**Nawabzadah Mir Amin-ud-Din Husain Khan Saheb.**

Born in 1895 A. D.



નવાબઝાદા મીર અમીનુદ્દીન હુસેનખાન સાહેબ

જન્મ સને ૧૮૯૫ ઈ. સ.

## નવાબ મીર સદરૂદ્દીન હુસેનખાન સાહેબના મમાવા (નાના) નવાબ અલીમરદાનખાન સાહેબ ફર્સ્ટ કલાસ સરદાર ઑફ દખનની વંશાવળી.



# નવાબ મીર સદરૂદદીન હુસેનખાન

## સાહેબ બહાદુરનું ટુંક જીવન વૃત્તાંત.

# નવાબ મીર સદરૂદદીન હુસેનખાન સાહેબ બહાદુરનું ટુંક જીવન વૃત્તાંત.



નવાબ મીર સદરૂદદીન હુસેનખાન સાહેબ હુસેની સાદાત વંશના છે. તેઓ સુન્ની હનફી પંથ પાળે છે તેમના વડીલો હિરાતથી દીલ્લીમાં આવ્યા અને હાલમાં ચોથી પેઢીથી વડોદરા શહેરમાં વસે છે. નવાબ સાહેબના વડીલોનું વૃતાંત વાંચકો પાછળ વાંચી ચુકયા છે તે ઉપરથી તેઓ તેમનાં નામાંકિત ખાનદાનથી વાકેફ થયા હશે.

નવાબ સઇયદ સદરૂદદીન હુસેનખાન સાહેબ સને ૧૨૯૫ હીજરીના મોહરરમ મહિનાની ૨૬ મી તારીખે શુક્રવારે સવારે નવ વાગે જન્મ્યા હતા. જ્યારે તેઓ ત્રણ વરસના થયા ત્યારે તેમના પિતા નવાબ વજીહુદદીન હુસેનખાન સાહેબનો અંતકાળ થયો. અને આવી બાલ્ય અવસ્થામાં પિતા વગરના નિરાધાર નવાબ સાહેબ પોતાની માતુશ્રીની શીતળ છાયા તળે ઉછર્યા અને કેળવણી પ્રાપ્ત કરી. નવાબ સાહેબ પોતાની માતુશ્રીને પેટે એકલાજ જન્મેલા છે. વડોદરા શહેર મધે રાવપુરા માંહેના નવાબ બાડામાં પોતાના પુત્ર પરીવાર સહીત રહે છે. જુની રૂઢી પ્રમાણે પોતાના મકાનમાંજ વિદ્યા સંપાદન કરી અને અઢાર (૧૮) વરસની વયના થયા ત્યારે તેમના કાકા નવાબ કમાલુદદીન હુસેનખાન મરહુમની સાહેબઝાદી મેહરજહાં બેગમ સાહેબા સાથે લગ્ન થયાં જેમને દસ ગામ

જાગીરમાં મળેલા છે. તે દસ ગામો પૈકીના ૧ આબુવા ૨, પૂના ૩, સણીયા અને ૪ વેસુ. આ ચારે ગામો સુરત જીલ્લાના ચોરાશી પ્રગણામાં છે. મોજે પરબ હલદરવા અને કડોદરા ગાયકવાડી ઇલાકાના નવસારી પ્રાંતમાં છે. અને મોજે કંચનવાડી તથા કિશનાપૂર નિઝામ સરકારના રાજ્યમાં અવરંગાબાદની પાસે છે. તેમજ મોજે વાવડી જુનાગઢ રાજ્ય તાબાનું કાઠીયાવાડમાં ગામ છે. મજકુર દસે ગામોમાં નવાબ સાહેબનો અડધો ભાગ અને બાકી અડધામાં તમામ કુટુંબી સગાં વહાલાં પોત પોતાનો ભાગ કે હિસ્સો ધરાવે છે.

નવાબ સાહેબની ઉમર વીસ વરસની થઇ, ત્યારે તેમને લોકો ઉપયોગી પુસ્તકો રચવાનો શોક થયો. અને પોતે આવા પરોપકારી કાર્યમાં પરીપૂર્ણ થવાને રાત્રી દિવસ મથન કરવા લાગ્યા. પુરાતન પુસ્તકો વાંચી ઘણી માહિતી મેળવી. પરંતુ તેથી આંખો એવી સ્થીતીમાં આવી ગઇ કે આંખે ચશ્મા રાખવાની અગત્ય જણાઇ. નવાબ સાહેબના પ્રગટ કરેલા પુસ્તકો ઉપર હિન્દુસ્તાનના નામાંકિત ન્યુસ પેપરોએ જે જે રેવ્યુ લખ્યા છે, તે ઘણાં વાંચવા લાયક છે. હકીમ નયાઝઅલીખાન સાહેબ અફગાની અમૃતસરીએ બધા રેવ્યુને એકઠા કરી પુસ્તકના રૂપમાં પ્રગટ કર્યા છે. જેનું નામ "ગુલદસ્તએ રેવ્યુ" રાખ્યું છે. આ પુસ્તકોનાં વખતો વખત ગુલજારે હિન્દ, પંજાબે ફોલાદ, અલહુદા, લાહોર અલહાદી, સીયાલકોટ, અલહક, સીંધ હૈદરાબાદ, અલ ઇસ્લામ, અલહા બાદ, પઇસા અખબાર, લાહોર, અલહદીસ, અમૃતસર, અલબશીર, ઇટાવા રીસાલએ અદીબ, આગ્રા, સુરમએ રોઝગાર, આગ્રા, અરરફીક, રંગુન રીસાલએ મઆરફ, અલીગઢ, રીસાલએ અલબલાગ, મુંબાઈ વગેરેમાં

ઘણાં વખાણ લખ્યાં છે. આ વાતતો સર્વ કોઇ જાણે છે, કે અમીરો અને નવાબોમાં વિદવાન માણસોની અછત છે, કોઇ અમીરને આવા નેક કામમાં રોકાયલો ભાગ્યેજ જોયો હશે કે જેણે વીસ પચીસ વરસની અવસ્થામાં આવી આબરૂ પ્રાપ્ત કરી હોય, અને પોતે કરેલા કાર્યોથી પોતાની જાત મેહનતે પ્રખ્યાત થવા પામ્યો હોય અને વિદ્વાન વર્ગ જેમને માનની નજરે નિહાળે. જે માન ઘણા ખરા વિદવાનોને વૃદ્ધ અવસ્થામાં પહોંચ્યા પછી પણ મળતું નથી તે માન નવાબ સાહેબે ઘણીજ નાની વયમાં મેળવ્યું છે, આ એક ખુદાઇ બખશીશ નહીં તો બીજું શું છે.

જ્યારે લોકો નવાબ સાહેબે પ્રગટ કરેલા પુસ્તકો વાંચે છે, ત્યારે તેમને ખબર પડે છે કે નવાબ સાહેબની કેટલી ઉમર છે. તે વખતે તેઓ ઉંડા વિચારમાં પડી જાય છે. અને પોતાની જીભે એજ વચન ઉચ્ચારે છે કે ખુદા જેને આપવા બેસે છે તેને દરેક પ્રકારે પરી પુર્ણજ કરી આપે છે. પરંતુ અમે જ્યારે ઉંડો વિચાર કરીએ છીએ ત્યારે સ્પષ્ટ રીતે જણાઇ આવે છે કે ઇસ્લામ ધર્મના આખેરી મહાન પેગંબર હઝરત મોહમ્મદ સલ૦ સાહેબે પોતાના અનુયાયોને ફરમાવ્યું હતું કે હું તમારામાં બે અમુલ્ય વસ્તુઓ રાખી જાઉં છું. એક પાક પરવર દિગાર તરફથી ઉતરેલી કિતાબ એટલે કુરાને શરીફ અને બીજી મારા વંશજો એ બન્નેને લક્ષમાં રાખજો. આ બન્ને બાબતો કહેવાની તેમની ઇચ્છા એ હતી કે કુરાને શરીફમાં ખુદા પાકે ફરમાવ્યા પ્રમાણે વર્તશો તો સદગુણી સદાચરણી અને પરોપકારી થશો. અને કુરાને શરીફની સંપુર્ણ સમજુતી આપનાર મારી આલ એટલે દીકરીના બાલબચ્ચાં છે. તે સિવાય બીજો કોઇ કરી શકશે નહિ અને તે હક એમનોજ છે. જે અમુલ્ય વચન ઉપર લખ્યા છે, તેનું ખરેખરૂં

સ્વરૂપ નવાબ સાહેબના રચેલા પુસ્તકો ઉપરથી સારી રીતે સમજી શકાય છે. પાક પરવર દિગાર પોતાના બંદાઓને તેમજ મહાન પયગમ્બરની ઉમ્મતને સીધો માર્ગ દેખાડવાને સૈયદોનેજ તૈયાર કરે છે તેજ પ્રમાણે નવાબ સદરૂદદીન હુસેનખાન જે સાદાત કુટુંબના છે તેમને આવા લાયક અને બાહોશ બનાવ્યા. આ એક કુદરતની બલીહારી છે અને જેને લોકો જોઇ આશ્ચર્ય થાય છે.

નવાબ સાહેબે પ્રગટ કરેલા પુસ્તકોના પાંચ ભાગ પાડી શકાય. પેહેલા ભાગમાં ૧ ગુલદસ્તએ લેકચર. ૨ ગુલદસ્તએ ફેઝ. ૩ ગુલદસ્તએ રીફાહ ૪ ગુલદસ્તએ ફલાહ ૫ નાલએસદર. ૬ નગમએ સદર ૭ ગુલદસ્તએ તમીઝ ૮ ગુલદસ્તએ ઉલુમ ૯ ગુલદસ્તએ મનાફે. ૧૦ ગુલદસ્તએ શુકર ૧૧ ગુલદસ્તએ માલુમાત. આ ઉપર લખેલા અગ્યાર પુસ્તકો વીસથી પચીસ વરસની ઉમરમાં પ્રગટ કર્યા અને તે સબબથી ઠામેઠામ પ્રથમ પ્રખ્યાતી થવા લાગી.

બીજા ભાગમાં ૧ ઇસ્લામની તાલીમ ૨ ઇસ્લામના અકાયદ ૩ ઇસ્લામની ખુબીઓ. ૪ ઇસ્લામની સદાકત ૫ ઇસ્લામની ચઢતી ૬ ઇસ્લામના નવાહી. ( નહિ કરવાના કામ ) ૭ ઇસ્લામી હુકુક ૮ ઇસ્લામની હિમાયત ૯ ઇસ્લામના હસનાત ૧૦ ઇસ્લામનો અતાલીક ૧૧ મહોરમની બિદઅતો પચીસથી ત્રીસ વરસની ઉમરમાં પ્રગટ કરી પબ્લીકને ફાયદો પહોંચાડયો.

ત્રીજા ભાગમાં ઇલાજે માસીયત. ૨ ઇલાજે હીસ ૩ ઇલાજે ગફલત ૪ ઇલાજે જીહાલત ૫ ઇલાજે નાદાની ૬ ઇલાજે ઝુલમ ૭ દાનાઇકા સબક ભા. ૧-૨-૩, ૮ વલીની પેહછાન ૯ ખુદાકી પેહછાન.

ચોથા ભાગમાં ૧ ઇસલાહુલબશર ૨ ઇસલાહુલઇબાદ ૩ ઇસ્લાહુલ કુલુબ ૪ ઇસલાહુન નુફુસ ૫ ઇસ્લાહુલ મુઝ નબીન ૬ ઇસ્લાહુલ લાએબીન ૭ ઇસ્લાહુલ મુમીનીન ૮ ઇસ્લાહુન મોતેદીન ૯ કાલલલાહો કાલરરસુલ. ત્રીસથી પાંત્રીસ વરસની ઉમરમાં આ પુસ્તકો રચવામાં આવ્યાં જે જગ જાહેર છે અને તે ત્રીજા ચોથા અને પાંચમા ભાગ સાથે સંબંધ ધરાવે છે.

એ ઉપરાંત નવાબ સાહેબે લગભગ સાઠ સીતેર પુસ્તકો લખીને તઇયાર રાખ્યા છે. જે એક પછી એક પ્રગટ કરવામાં આવનાર છે. વળી હજુ પણ નવાબ સાહેબે નવા પુસ્તકો રચવામાંજ પોતાનું ધ્યાન રોકેલું છે. તેથી આશા રાખવામાં આવે છે કે ભવિષ્યમાં સેંકડો પુસ્તકોનો લાભ ઉઠાવવા વાંચક વર્ગ ભાગ્યશાળી બનશે.

નવાબ સાહેબે પુસ્તકો પ્રગઠ કરવામાં પૂરતો પ્રયાસ કર્યો છે અને હિન્દુસ્તાન માંહેની ઘણી ખરી અનજુમનોમાં સોસો પૂસ્તકો વગર કિમતે લોકોને વહેંચી આપવા પોતાને ખરચે મોકલાવ્યા છે. મદ્રાસ, બેંગલુર, કરાંચી, લાહોર, મુંબાઇ, પૂના, નાસિક, જુનેર અહમદનગર, શોલાપૂર, બીજાપૂર, જંજીરા, અવરંગાબાદ, દક્ષિણ, હૈદરાબાદ, સુરત, જુનાગઢ, અમદાવાદ, પાટણ, અને ડીસા, વગેરે શહેરોમાં ઘણી ખરી વખતે અગણિત પૂસ્તકો વહેંચવામાં આવ્યાં છે. વળી બીજી વખતે પુસ્તકો વહેંચવા માટે પોતા તરફથી પગારદાર બે માણસોને નોકર રાખી જુદા જુદા શહેરોમાં પોતાને ખરચે પુસ્તકો લઇ મોકલ્યા, અને તેમને એવી સુચના કરી કે દરેક શહેરની મોટી મોટી મસજીદોમાં જુમાની નમાઝ પઢી રહયા બાદ

પુસ્તકો વેંહચવા. તે પ્રમાણે પગારદાર માણુસોએ ભોપાળ, ઇંદોર, જાવરા ભૂસાવળ અને અજમેર વગેરે શહેરોમાં જઇ નવાબ સાહેબની સુચનાનો અમલ કર્યો પરંતુ ખરચનો બોજો વિશેષ વધી પડવાથી હવે એ રૂઢી રોકી રાખવી પડી. નવાબ સાહેબના બનાવેલાં ઉરદુ પુસ્તકોના ગુજરાતીમાં ભાષાંતર કાઠીયાવાડના અમરેલી વાલા મેમણ ઇબ્રાહીમ દાઉદ હિદાયતુલ મુસલેમીન નામના માસિક ચોપાનીયાના અને ઇસ્લામ ગેઝેટના એડીટરે શરૂ કર્યા હતા અને તે પૈકીના ઇસ્લામની ખૂબીયો, ગુલદસ્તએ તમીઝ, દાનાઇકા સબક, ગનજીનએ આરામ અને ગુલદસ્તએ ફલાહ એ નામના પુસ્તકો ગુજરાતીમાં છપાઇ ક્યારના બહાર પડી ચુકયાં છે; ઇલાજે હિર્સ અને ઇલાજે ઝુલ્મ નામના પુસ્તકોનું ગુજરાતી ભાષાંતર વડોદરા વાલા “ ભાઇબંધ ” માસીકના એડીટર મી. ખુદાદાદ મુલ્લાં ઝીયા અલીએ કરી પુસ્તક રૂપે પ્રગટ કર્યું છે મુન્શી અબ્દુલ્લા સાહેબ બીન મહમદ સાહેબ જેઓ તોહફએ દકન નામના ન્યુસ પેપરના એડીટર હાલ પૂના શહેરમાં રહે છે. તેમણે મરાઠી તથા ઇંગ્રેજીમાં ભાષાંતર કરવાનું બીડું ઝડપ્યું છે. તેમજ ઇસ્લામની સદાકત એ નામના પુસ્તકનું રશયન ભાષામાં તુર્કસ્તાનના તાશકંદ શહેરમાં ભાષાંતર થયું છે. વળી અમરેલી ખાતે પ્રગટ થતા ખોજા પ્રકાશ પત્રના એડીટર મી. એદલજી ધનજી કાબા જેઓ એક બાહોશ ઇસ્લામી લેખક છે, તેઓએ નવાબ સાહેબના ઘણાં પુસ્તકો ગુજરાતી તરજુમો કરીને બહાર પાડયા છે. હાલમાં તેઓએ નવાબ સાહેબની લખેલી “ઇસલામકા અખલાક’ નામની કીતાબના સાતે ભાગનો તરજુમો શરૂ કર્યો છે. જેમાંના ચાર ભાગ પ્રગટ થઇ ચુકયા છે.

નવાબ સાહેબે પોતાની હયાતીમાં હજારો પરોપકારી કાર્યો કર્યાં છે. જે ઘણાં જાણવા લાયક છે. અને જે પૃથ્વી ઉપર સદાને માટે સ્તંભરૂપી યાદગાર રહેશે. પ્રથમ પૂસ્તકો પ્રગટ કરવાનું કામ એટલું તો લોક ઉપયોગી છે કે જેનાથી કોમે કોમના સેંકડો માણસ સદબુધ્ધિ સંપાદન કરી શકે છે. બીજું વડોદરા શહેરમાં એકઇસ્લામી પુસ્તકશાળાની સને ૧૯૦૧માં સ્થાપન કરી દુન્યાની દરેક બાબત અને વિધ્યા હુન્નર ઉપર ઉર્દુ ભાષામાં લખાયેલા સેંકડો પુસ્તકો દુર દેશાવરોથી મંગાવી પુસ્તકશાળાના સુશોભિત કબાટોમાં સુંદર બાઇન્ડીંગ કરાવી સજાવી રાખ્યા છે. એટલી મોટી ઉરદુ પુસ્તકશાળા મુંબાઇ પ્રેસીડેન્સીમાં ભાગ્યેજ હસ્તી ધરાવતી હશે. જેનું માત્ર ડેડસ્ટોક જોયાથી માણસનું મન આશ્ચર્ય પામે છે. ત્રણસેં બાબતો ઉપર લખાયલા જુદા જુદા પુસ્તકોનું એ ઉરદુ લાયબ્રેરી એક મોટો ભંડાર છે. આ પુસ્તકશાળાના અત્યંત વખાણ મહાન વિદવાન અલીગઢ કોલેજના માજી પ્રોફેસર શમસુલ ઉલમા મોલવી શિબલી નોમાની સાહેબે કર્યા છે. નવાબ સાહેબને આવા મહાન વિદવાનના અમુલ્ય વચનોથી સંપુર્ણ સંતોષ થયો હોય તેમાં કાંઇ નવાઇ જેવું નથી.

મજકુર મહાન મોલવી સાહેબ એ ઉર્દુ શાળાનાં વખાણ કરતાં લખે છે કે “ મને અત્યાર સુધી એટલી ખબર ન હોતી કે ઉર્દુ ભાષામાં પુર્વ અને પશ્ચિમની અનેક વિધા તેમજ હુન્નર ઉદયોગનાં પુસ્તકો હસ્તી ધરાવે છે પરંતુ આ ઉદુ પુસ્તકશાળા જોઇ મારી ખાતરી થઇ. આ પુસ્તકશાળાની ખબર ખાસ કરીને અંજુમને તરક્કી એ ઉર્દુને આપવી જોઇએ. કદાપી આ પુસ્તક શાળા દીલ્લીમાં હોત તો તેનો

લાભ લાખો માણસ લઇ શકત. તેમજ આ ઉર્દુ પુસ્તકશાળાને શમસુલ ઉલમા મવલાના હાલી સાહેબ, જનાબ હકીમ અજમલખાન સાહેબ હાઝીકુલમુલ્ક અને જનાબ મવલાના ખ્વાજા હસન નિઝામી સાહેબ તેમજ લગભગ આખી દુનિયાના મહાન મુસાફર હાફીઝ અબદુર રહેમાન મરહુમ જેવા મહાન પુરૂષોએ પણ નજરે નિહાળી અત્યંત વખાણ કર્યાં છે. વળી લખનૌવાળા હિસામુલ મુલ્ક નવાબ અલી હસનખાન સાહેબ બહાદુરતો અત્યારે પણ તેમને જે કોઇ કહે છે, કે પુછે છે ત્યારે એવો સાફ જવાબ આપે છે કે જો ખરેખરૂં પુછાએ તો ઉર્દુની જે સંપુર્ણ સેવા નવાબ સાહેબે કરી છે તે ફરજ રાજાને કે નવાબનેજ અદા કરવાની હતી. ઉર્દુ પુસ્તકોના ભંડારથી પબ્લિકને જે લાભ પ્રાપ્ત થવાનો છે તે કરતાં બીજી ભાષાના કોઇ પણ પુસ્તકોથી સંપાદન થવાનો નથી. અને તેનું ખાસ કારણ એજ છે કે ઉર્દુ ભાષા જેવી પરીપુર્ણ બીજી કોઇ પણ ભાષા હિન્દુસ્તાનમાં હસ્તી ધરાવતી નથી. હિંદુસ્તાનના હજારો હિન્દુઓ ઉર્દુ ગ્રંથ કર્તાઓ હાલમાં હયાતી ભોગવે છે. સંસાર વ્યવહારમાં પણ ઉર્દુ દવારા પોત પોતાનો ધંધો રોજગાર ચલાવે છે. ઉર્દુ ભાષા એવી લોક પ્રિય અને સરળતા ભરેલી છે કે જેનો ઉપયોગ દરેક માણસ સહેલાઇથી કરી શકે છે અને પુસ્તકો વાંચી તેની મતલબ સહેલાઇથી સમજી શકે છે, અને ઉર્દુ ભાષામાં અનેક પ્રકારના જુદી જુદી બાબતો ઉપર સેંકડો પુસ્તકો રચાયલાં છે તો તેને દરેક માણસ વાંચી પોતાને અનુકુળ પડતા લાભો સંપાદન કરી શકે છે અને પરીપુર્ણ માહિતી મેળવી શકવાને ભાગ્યશાળી બની શકે છે વળી દરેક વિધ્યા હુન્નર ઉપર વર્ણન લખવાને આવી ઉર્દુ પુસ્તકશાળાથી ઘણી સારી મદદ મેળવી શકે છે.

નવાબ સાહેબને ત્રણ સાહેબ ઝાદા અને એક સાહેબ ઝાદી છે. પુત્રો પૈકી મોટા દીકરા નવાબ ઝાદા અમીનુદ્દીન હુસેનખાને મેટ્રીક સુધી અલીગઢ કોલેજમાં કેળવણી લઇ મેટ્રીકની પરિક્ષા માન સાથે પસાર કરી અને વધુ અભ્યાસ માટે તા ૧૯-૫-૧૪ના રોજ "પરશીયા" સ્ટીમરમાં ઇગ્લાંડ રવાના થયા છે. બીજા બે દીકરા પૈકી સઇયદ મોઇઝુદ્દીન અને ફખરૂદ્દીન હુસેનખાન અલીગઢ કોલેજમાં શીક્ષણ લે છે. સાહેબ ઝાદી અમીર ઝાદી બેગમનું લગ્ન અમદાવાદ વાલા પીરઝાદા સઇયદ મુસ્તુફા મીયાં સાહેબ કાદરીથી (જેમનું વર્ણન આગળ આવે છે.) તા. ૩-૧૨-૧૯૧૨ ના રોજ થયું છે.



(Right) **Nawabzadah Mir Moiz-ud-Din Husainkhan Saheb.** Born in 1897 A. D.

(Left) **Nawabzadah Mir Fakhr-ud-Din Husainkhan Saheb.** Born in 1898 A. D.



(જમણી બાજુ) નવાબઝાદા મીર મુઇઝુદ્દદીન હુસેનખાન સાહેબ.

જન્મ સને ૧૮૯૭ ઇ. સ.

(ડાબી બાજુ) નવાબઝાદા મીર ફખરૂદ્દદીન હુસેનખાન સાહેબ.

જન્મ સને ૧૮૯૮ ઇ. સ.

# તોહફએ સદ્.



જનાબ નવાબ મીર સદરૂદદીન હુસેનખાન સાહેબ બહાદુરને કુદરતની તરફથી જ્યાં અનેક બક્ષિસો મળેલી છે ત્યાં કાવ્ય રચવાની અનુપમ શકિત પણ મળેલી છે. આપ ઉર્દૂ ભાષાના એક વિદ્વાન શાયર (કવી) છે, પરંતુ બીજા શાયરોની પેઠે આપે કુદરત તરફથી મળેલી આ અનુપમ બક્ષિશને ઝુલ્ફો કાકુલ ગુલો બુલબુલ, લયલા મજનુ, વસ્લો હિજરના રોદણાં રોવામાં ખરચ કરી નથી પણ આપે પોતાની એ બક્ષિશનો ઉપયોગ કોમના હિત માટે કર્યો છે. આપે મહાન કોમી શાયર મવલાના શમસુલ ઉલમા ખ્વાજા અલતાફ હુસેન સાહેબ હાલીનું અનુકરણ કર્યું છે. જેઓએ હિન્દના મુસલમાનોને ગફલતની ઉંઘમાંથી બેદાર કરવા માટે "મુસદદસે હાલી" અને બીજી અનેક નઝમની કીતાબો રચી છે. નવાબ સાહેબની દરેક નઝમમાં કોમના માટે નીતી ન્યાય અને સદગુણોનો પુરેપુરો સબક હોય છે, ગફલતમાં પડેલા ઇસલામીઓના માટે આપની નઝમો અકસીરનો અસર રાખે છે. આપની નઝમો કોમી જોશ, અને નસીહતોનાં ભંડાર રૂપ છે. જો ઇસલામી બિરાદરો આવી નઝમોને મોટી સંખ્યામાં પ્રગટ કરી આમ મુસલમાનોમાં છુટથી વ્હેંચે તો અમારા ધારવા પ્રમાણે એ નઝમો અતી લાભદાયક સાબિત થયા વિના રહેશે નહીં કેમકે નસર (ગધ) કરતાં નઝમ (પધ) નો અસર વધારે થાય છે.

જો કદાપી આ સ્થળે નવાબ સાહેબે લખેલી બધી નઝમો પ્રગટ કરવામાં આવે તો એક મોટું પુસ્તક થવા પામે તેથી આ સ્થળે અમે હાલની તાજી નઝમોમાંથી થોડીક પ્રગટ કરીએ છીએ.

( ૧ )

જીસ જગાહ માઅદુમ યારો દરસે કુરઆં હો ગયા
બસતો સમઝો ખત્મ ઉસજા કારે તિફલાં હો ગયા
જેહેલ અબ ઇસલામીયોં કે ઘરમે મેહમાં હો ગયા
દેખલો ક્યસા મુસલ્લત હમપે શયતાં હો ગયા
પસ્ત હાલત પર રહા ખુશ વોહ, જો નાદાં હો ગયા
નેકો બદ ઉસ્કો ન સુઝા મિસ્લે હયવાં હો ગયા
અય મુતીએ નફ્સ તેરા શર નુમાયાં હો ગયા
વકત તેરા વકફે લુત્ફે બઝમે રિન્દાં હો ગયા
છીન લી ગયરોંને અપની શાનો અઝમત આન બાન
રૂહ તનસે જબ ગઇ મરનેકા સામાં હો ગયા
હો ગયે ખાલી જો નુરે માઅરેફતસે જીસ્મો જાં
દેખતે હી દેખતે સે કુફ્ર વિરાં હો ગયા
જીસ ઘડી હમને બઢાઇ બિદઅતોંસે રસ્મો રાહ
કુફ્ર ઝાહિર હો ગયા ઇમાન પિનહાં હો ગયા
દેખા જબ હાલે દિલે નાશાદે ઉમ્મત ક્યા કહું
ચાક દામાં હો ગયા પુરઝે ગિરેબાં હો ગયા
સુરતેં પ્યારી હુઈ બદ સીરતીસે હોલ નાક
શક્લે તસવીર ઉનકો દેખા જીસ્ને હયરાં હો ગયા
હમને પુછા જબ શરીઅતસે મિઝાજ ઉસ્કા તો, હાય
ચશ્મે ગિરયાં હો ગઈ ઓર સીના બિરયાં હો ગયા
ક્યા શબે ગમ ઓર હોગી ઈસ શબે ગમકે સિવા
કોમસે રૂપોશ દીંકા માહે તાબાં હો ગયા
તુઝકો ઇઝઝતકી હવસ હે ઓર ન પાસે આબરૂ
અય સરાપા એબ તુ એબું પે નાઝાં હો ગયા

અપને એબ્બુ પર ભી હોના ચાહીએ કુચ્છ તો નઝર
બસ સિતમ ઝેરૂપે અબ બેહદ મેરી જાં હો ગયા
ખુદ સરીને કબ તુઝે હોને દીયા હકકા મુતીઅ
તેરા દાઅવાએ ખુદી તા હદદે ઇમકાં હો ગયા
ગેહ અઝીઝે ખલ્ક હો જાએ કોઇ તો તુઝકો ક્યા
તેરા ક્યા બિગડા બતા ક્યા તેરા નુકસાં હો ગયા
કદ્ર દેખી ગુલકી ગુલશનમેં તો હાસિદ ખાકે ગમ
સુખ કર કાંટા બના ખારે મુગીલાં હો ગયા
યું કહા ગુલને પરેશાની મેં આહે સર્દ સે
ક્યા હુવા પુરા જો કોઇ દિલકા અરમાં હો ગયા
સદ્ર જબ હમને લિયા અપની ખતાઓં કા હીસાબ
મે સદા પોંહચી કે હાં અબ તુ મુસલમાં હો ગયા



( ૨ )

મેરી જાં દીનકી વકઅત ગંવાના કિસ્સે સીખા હે
ખુદ અપની યું બુરી હાલત બનાના કિસ્સે સીખા હે
બદી પર એતેકાદ અપના જમાના કિસ્સે સીખા હે
નિકોઇ કે લીયે હીલા બહાના કિસ્સે સીખા હે
બઢેં હીન્દુ કરેં વો કોમકી હમ દરદીયાં મિલકર
પર અપની કોમકો હમને ઘટાના કિસ્સે સીખા હે
યે માના હમને તુમ રાઝી હો અપની પસ્ત હાલત પર
પે હય હય નસ્લે મુસલિમકો મિટાના કિસ્સે સીખા હે
ધની તલવાર કે થે તુમ કલમ કે ભી ધની હોતે
અદુ હંસ્તે હેં યું ઉનકો હંસાના કિસ્સે સીખા હે
તરક્કીકા તુમ્હેં વાઅઝ ન કુચ્છ રસ્તા બતાતે હેં
ભલા ઇનકો ઇમામ અપનાં બનાના કિસ્સે સીખા હે

ન આગાહી રહે દીંસે ન વાકિફ઼ કારે દુનિયા સે
બહાયમ સે મિસાલ અપને બનાના કિસ્સે સીખા હે
તુમેં નફરત હુઇ ઉનસે જો કેહતે હેં ખુદા લગતી
ભલા ઇન દર્દ મન્દોંકો સતાના કિસ્સે સીખા હે
મુસલમાં હો કોઇ મુમતાઝ બા એઅઝાઝ કયા બિગડા
હસદસે ફિર ભલા જીકો જલાના કિસ્સે સીખા હે
શરીઅતકા પકડ દામન હુવે સર સબ્ઝ દુનિયામેં
ભલા ફિર અયસે મોહસિન કો ભુલાના કિસ્સે સીખા હે
જો હો નાદાન કુનબા ઉનકે કેહને પર અમલ કરકે
ખુદાસે ઓર નબીસે મુંહ ફિરાના કિસ્સે સીખા હે
ગઝબ હે દીં ફરોશોંકી બન આઇ હે અઝીઝોં પર
ભલા ઇન ફાસેકોં કે દમમેં આના કિસ્સે સીખા હે
નહીં અય સદ્ર જો હમકો સુઝાતે નેકો બાદ ઝાલિમ
તો ફિર ઇન ખુદ સરોંકે નાઝ ઉઠાના કિસ્સે સીખા હે



( ૩ )

ખાક મેં દીનો શરીઅત કે મીલાને વાલે
હમેં કેહતે હેં બેદી સારે ઝમાને વાલે
મર મિટેં દીન કી તોકીર મીટાને વાલે
સબ્ઝ હોં દીનકો સર સબ્ઝ બનાને વાલે
ઉમ્ર બરબાદ ન કર વકત ગંવાને વાલે
હાથ આતે નહીં દિન હાથસે જાને વાલે
થક ગયે બિસ્તરે ગફલતસે ઉઠાને વાલે
હાર કર બેઠ રહે સારે ઝમાને વાલે
અપની અઝમતસે તુ ઇસલામકી અઝમત ચમકા
તોબા કર કુફ્ર સે મુસલિમકે ધરાને વાલે

ઝિન્દા કર દીન કો ગર ઝિન્દગી અપની ચાહે
લે ચલ ઇમાન કો ઇમાન સે જાને વાલે
જોશે ઇસલામ નહીં મુરદા દિલુંમેં બાકી
ઝિન્દા બાશ અય દિલે મુરદા કે જીલાને વાલે
તુઝસે ફરીયાદ હે અય વાલીયે બેકસ દાવર
અલ મદદ દીન કી બિગડી કે બનાને વાલે
નહીં આતા કોઇ ઇસ દીન કા હમદર્દ નઝર
સો ગયે આહ વો સોતોં કો જગાને વાલે
પેશ જાતી નહીં કોઇ ભી નસીહત અય સદ્ર
રોકે ખુદ બેઠ રહે હમકો રૂલાને વાલે



( ૪ )

શરીઅત સે બેઝાર હર પેશવા હે
નિહાં એબ થા જો વો અબ બરમલા હે
તરક્કી મેં જીનકા કદમ બઢ રહા હે
હરેક ઇલ્મ પર જાનો દિલસે ફિદા હે
અજબ હાય આલમ મેં મેહશર બપા હે
ન રંગે મોહોબ્બત ન બુએ વફા હે
હસદકા મરઝ ઇસ કદર બઢ રહા હે
હે જાયઝ સિતમ ઓર ગીબત રવા હે
હરેક દોસ્ત ઇસરાફ મેં મુબતિલા હે
લુટેરોં કો ખુબ ઉનપે કબઝા મિલા હે
જો ના કદ્ર કે હાથ મેં ઝર લગા હે
બુઝુર્ગોંકા સરમાયા સબ લુટ રહા હે
હિમાકત કો દાનિશપે કાબુ મિલા હે
કે પાબંદીએ રસ્મ દીંસે સિવા હે

હરેક ખુદ નુમાઇકા શયદા બના હૈ
કે પીરો જવાં કા યેહી મશગલા હૈ
મેરે દર્દકો દેખ બોલે અતિબ્બા
ન ઇસકા ઇલાજ ઓર ન ઇસકી દવા હૈ
હરેક કોમ હંસ્તી હે અપની કજી પર
યે કયસી રવિશ હે યે કયસી અદા હે
ગઇ આદમીયત મિટી રસ્મે ઉલફત
વો દુખડા પુરાના હે યે દુઃખ નયા હે
અકડતે હેં ઇસિ મુફલેસી પર મુસલમાં
યે હંસનેકા મોકા કે રોંનેકી જા હે
હે બુલ બુલ કી જા ઝાગકા અબ નશેમન
ચમન કી જગા ખારકા બન ઉગા હે
કરે સદ્ર કયા કયા ગિલા કજ રવોં કા
કે ઘર ઘર ઇસી ગમસે આહો બુકા હે



( ૫ )

હક પરસ્તી કે નિશે મેં હર કોઇ સર શાર હો
યાદસે રબકી ન ગાફિલ અબ કોઇ ઝિનહાર હો
જેહલો કજ ફેહમીકા જીસકે કલ્બકો આઝાર હો
ગર મસીહા આય તો અચ્છા ન યે બીમાર હો
તુ અગર મસરૂફે હિમ્મત અય દિલે બેદાર હો
તુઝપે આસાં કામ હર ના મુમકિનો દુશવાર હો
હો ન રૂસ્વાઇ ઝમાના ગર ન બેહ કિરદાર હો
ચાહે ગર તેહસીન આલમસે તો ખુશ અતવાર હો
પુર અસર યારબ જો મેરી આહે આતશ બાર હો
જેહલ કા સર કાટને કો બર્કકી તલવાર હો

ગર તુ ચાહે કોમકા મખદુમ ઓર સરદાર હો
હાં કમર કો બાંધ ખિદમત કે લીયે તઇયાર હો
હું મે વો પુર એબ અપના એબ ગર ઇઝહાર હો
સુનકર અપના એબ હર આદીકો નન્ગે આર હો
ગુલશને આલમ મેં મેહકા કર ।મસાલે બુએ ગુલ
તેરી ખુશબુસે મોઅત્તર હર દરો દીવાર હો
ઇલ્મ વો લયલાએ દીં હે શોક મેં જીસકે કદમ
સર બ સેહરા ખાક છાને હાલ મજનું વાર હો
કોમ મેં બેકાર રેહતા હે શરીફોંકા ગિરોહ
હમ શરીફ ઉસ્કો સમઝતે હેં કે જો બેકાર હો
ખલ્ક કેહતી હે કે મુસલિમ કી નશાની હે યેહી
ગાફીલો, કમ હિમ્મતો, ના લાયકો બેકાર હો
હો અગર સોદા મુઝેતો હો ફકત સોદાએ દીં
શોક હો મુઝકો તો હાં શોકે લકાએ યાર હો
હમને ઠાનીહે કે લેં તુમસે જવાબ ઇસ્કા ઝુરૂર
તુમહો બે ગેરત જહાં મે યાકે ગેરત દાર હો
બે ખિઝાં હે હુસ્ને સીરત અય હસીને હુસ્ને ક્ષા
ફિર ખરીદારેં કી તેરે ગરમીએ બાઝાર હો
સોહબતે બદકા નતીજા બદ મીલેગા અય રફીક
હમને માના તુમ બોહોત ઝી ફેહેમ ઓર હુશીયાર હો
તેરી ઇઝઝત સે અઝીઝે ખલ્ક હો જાઇંગે હમ
અય શરીઅત તુ હમારી તુરરએ દસ્તાર હો
થે જો મેહબુબે ખલાયક હેં વો મતરૂકે જહાં
ચશ્મે ઇબરતસે તમાશા યા ઉલુલ અબસાર હો
તેરે અખલાકે ઝમીમાને કીયા આલમ તબાહ
ખલ્ક ઓર ખાલીક કા દિલ તુઝસે ન કયોં બેઝાર હો

દાગે બદનામી કો ધો અશ્કે નદામતસે ઝુરૂર
નેક નામી કે લીયે આમાદઓ તઇયાર હો
હમ શરીઅતસે લકબ પુછેં તો કેહ દેગી ઝુરૂર
કુર આતિન, તીરા દીલ, ગુમરાહો ના હિનજાર હો
અપની ખામી પર નઝર કર અપને એબું પર નિગાહ
અપની ગફલત દેખ અય ગાફિલ ઝરા હુશીયાર હો
જો મુસલમાં હમકો કેહતેહેં ગલત કેહતેહેં વો
સદ અપના હાલ હક ગોયોં સે ઇસતિફસાર હો



( ૬ )

ઝરા ગેર કોમોંકી હીમ્મત તો દેખો
ફરાવાનીએ ઇલ્મો દોલત તો દેખો
ખુદાકા કરમ ઓર ઇનાયત તો દેખો
ફિર અપને ગુનાહોં કી કસરત તો દેખો
બચી યા ગઇહે શરાફત તો દેખો
મિટી યા રહી આદમીગત તો દેખે
ઝરા વકત કી કદ્રો કીમત તો દેખો
મયસ્સર હે હનગામે ફુરસત તો દેખો
કરો ગૈરકી ગર મઝમ્મત તો પેહલે
ઉઠા આઇના અપની સુરત તો દેખો
કરો અબ ન તુમ એબ જોઇ કીસીકી
ઝરા અપની નાગુફતા હાલત તો દેખો
ધરે હાથ પર હાથ બેઠેહો બે ગમ
પે હય હાત અપની ફલાકત તો દેખો
ન શોકે તિજારત ન ઝોકે સિયાહત
અગર જીનેકી હે ઝુરૂરત તો દેખો

ન ખ્વાહિશ હુનર કી ન ફિકરે મઇશત
મઆલ ઇરકા સોચો મઝરરત તો દેખો
બદ આઅમાલીયોંને કીયા હમકો રૂસવા
અગર વાહો ચશમે બસીરત તો દેખો
નહીં તુમકો પરવાએ દુનયા વ ઊકબા
યે છાઈ હે કિસ દરજા ગફલત તો દેખો
ભલા ખુદ નુમાઇ કે દાઅવેસે હાસલ
ઝરા જોઓ દામાંકી હાલત તો દેખો
ઝબાં સે ન કેહના કે હમહેં મુસલમાં
દિલોં કી કુદુરત કસાફત તો દેખો
ન ઇઝઝતકી ચાહત ન ઝિલ્લત સે નફરત
યે કયસી બની અપની દુરગત તો દેખો
ન ખોફે ખુદા હે ન શરમે પયમ્બર
યે ઇસલામીયોંકી અલામત તો દેખો
બદી સે હે રગબત નિકોઇસે નફરત
બઢી કિસ કદર હે જહાલત તો દેખો
નસીહત સે બેઝાર નાસેહસે અન બન
કહાંતક હે પોંહચી ઝલાલત તો દેખો
ગમે કામમેં સહ જીના કઠનહે
યે કયસી પડીહે મુસીબત તો દેખો



( ૭ )

દુનિયામેં ઝીસ્ત હે તેરી જોરો જફાકે સાથ
અફસોસ દિન ગુઝરતેહેં મક્રો દગા કે સાથ
અય કોર દીદા રબ્ત ન રખ ફિત્નેઝા કે સાથ
દિલકો લગાએ બેઠાહે કિસ બે વફા કે સાથ
નફરત હે રાસ્ત બાઝોંસે અય મસ્તે કજરવી
પાયા જમાયા તુને ન સિદકો સફા કે સાથ
ઝાહિદ મેં ઔર ખુદા મેં હે પયમાને દોસ્તી
દાવા હે દુશમનીકા તુઝે પારસા કે સાથ
દિલ દાદા ખુદ નુમાઇપે રેહતા હે કયોં બશર
છોડેગા ગર ખુદી તો મિલેગા ખુદા કે સાથ
સબ ખાસો આમ આજતો બિદઅત પસંદ હેં
ઉલફત કહાં હે સુન્નતે ખેરૂલ વરા કે સાથ
ઉમરે અઝીઝ તેરી હે મસરૂફ હિરસો આઝ
આઝારે ખલ્ક હે તેરી હર હર અદા કે સાથ
દોલત પે કર ધુમન્ડ ન હશમત પે કર ગુરૂર
સીરત દુરૂસ્ત કરલે તુ ખોફે ખુદા કે સાથ
ખ્વાહીશ હે ગર નજાતકી રખ શરએ મેં કદમ
**ચલ સદ્ર** બે ખતર તુ ઇસી રેહનુમા કે સાથ



( ૮ )

જીસે અકલો દાનિશ સે બેહરા નહીં હે
મઝા ઉસ્કો રાહતકા મિલતા નહીં હે
કટી કજ રવોં મેં તેરી ઉમ્ર અય દિલ
રહે રાસ્ત કા સર મેં સોદા નહીં હે
કવી રખ તુ અંદેશએ રોઝે મેહશર
તેરે પાસ ઇમાં કા તમગા નહીં હે
નહીં હે જો તાલિબ ખુદાકી રઝાકા
કભી ઉસ્કા ઇકબાલ ચમકા નહીં હે
સદા નફસો શયતાં તેરે રાહઝન હેં
તુઝે અયસે દુશમનસે ખતરા નહીં હે
તીહી દસ્ત જાતા હે મુલ્કે અદમ કો
સફર હે બડા સાથ તોશા નહીં હે
ન દે રંજ ગીબત સે લોગોંકો હરગિઝ
યે ઇમાન દારોંકા શેવા નહીં હે
ન કર કીના બાઝીસે ખલકત કો નાલાં
કે બદતર કોઇ ઇસસે ફિતના નહીં હે
કિયા કર્ઝ દારીને મુફલિસ યહાં તક
કે ચકકી હે ઘરમેં તો ચુલા નહીં હે
ખુદા કોમે ગાફિલ કો બેદાર કરદે
કોઇ ઇસસે બઢકર તમનના નહીં હે



( ૯ )

પેહલે મુરશદ કોઈ દુનિયાકા તલબગાર ન થા
દીં ફરોશીકા કભી ગર્મ યે બાઝાર ન થા
રસ્મ આબાઇકા કોઇ ભી તરફદાર ન થા
શરએ પે ચલતે થે હુજ્જત નથી ઇનકાર ન થા
ઇલ્મસે ઓર હુનરસે કોઇ બે ઝાર ન થા
કામકો જેહેલો હુમુક કા કભી આઝાર ન થા
એક દિન વો થા કે હમમેં કોઇ બે કાર ન થા
ઇસ તરાહ કયદે મુસીબત મેં ગિરફતાર ન થા
ખેલ મેં વકત નહીં હોતા થા .અપના ઝાયેઅ
ગનજીફેસે હમેં અય દોસ્ત સરોકાર ન થા
ન બડું સે હમે ઉલફતથી ન રિન્દું સે સલામ
અચ્છે લોગોંકી રિફાકતસે હમેં આર ન થા
હમકો રેહતીથી સદા ઇલ્મો હિદાયતકી તલાશ
અયસા ગાફિલભી ન થા ગર કોઇ હુશીયાર ન થા
જીસ તરાહ આજ બને બેઠે હેં દુશમન બાહમ
પેહલે ઇસતરહાસે હમ મેં કોઇ અગયાર ન થા
હસદો બુગ્ઝ નિહાં ઓર મોહોબ્બત ઝાહીર
પેહલે ઇસતરહાસે હમ મેં કોઇ મકકાર ન થા
બલ્કે એહસાન કે એહસાન કીયા કરતે થે
અપને હમ સાયેસે બઢકર કોઇ ગમખ્વાર ન થા

ફેરદી આજ તો ગરદન પે શરીઅતકી છુરી
મનાઅ કરનેકે લીયે કયા કોઇ દીંદાર ન થા
યાદ રખના મેહી પુછેગા ખુદા મહશરમેં
તુમ મેં ઇસલામકા કોઇ ભી મંદદગાર ન થા
જેહલો નાદાનીસે હર ખેર કો શર માન લીયા
દિલ જો તારીક થા તો રસ્તા ભી હમવાર ન થા
હમને હક ગોઇ મેં હક જોઇ મેં કોતાહી કી
વરના મનઝિલ પે પહોંચના કોઇ દુશવાર ન થા
ન તો ઇઝઝતકી તલબ હે ન તરકકીકા ખ્યાલ
અપને અસલાફમેં અયસા કોઇ ઝિનહાર ન થા
હમ મેં જબ આઇ કજી હો ગયા ઇકિબાલભી કજ
આસમાં હમસે કભી બર સરે પેકાર ન થા
ગેર કી કિસ લિયે કી તુને ખુશામદ અય આદ
કયા તેરે સામને અલ્લાહકા દરબાર ન થા



( ૧૦ )

કહેતે હેં લોગ તુમમેં ઇલ્મો હુનર નહીં હે
ગેરત નહીં હે જીસ્મેં વો તો બશર નહીં હે
યે આહકા ગુનાહ હે યા કાનકી ખતા હે
હમ આહ કર રહે હેં તુમકો અસર નહીં હે
હર જાહે તેરા નવહા હરસુહે તેરા માતમ
વો કોનસી સભા હે જો ચશ્મે તર નહીં હે
અફ્સોસ ગર્મ જોશી તુઝમેં નઝર ન આઇ
પત્થર હે ઉનસે બેહતર જીનમેં શરર નહી હે
જાપાનો જરમની સે ઇઝ્ઝત કરો જો હાસીલ
ફિર કોન કેહ સકેગા તુમમેં હુન્નર નહીં હે
તાલીમ પાને વાલે ક્યા ખાઇંગે બીચારે
હેં ખેલ ઘર બોહોતસે હિરફતકા ઘર નહીં હે
જોકો ભુલાવો અપની અય સદ્ ઇનકે ગમમેં
કુચ્છ કોમકી તરક્કી ખાલાકા ઘર નહીં હે



( ૧૧ )

નહીં હૈ ગુલ બજુઝ ઇલ્મો અમલ દુનિયા કે ગુલશન મેં
ખુદારા જલ્દ ભરલો દોસ્તો તુમ અપને દામન મેં
તુમ અપને એબ ગર ઢુંઢા કરો હો જાવગે કામિલ
મગર અપસોસ હૈ તુમ ઢુંઢતે હો એબ દુશમન મેં
જો છોડો કાહેલીતો મુફલેસીકા નામ મિટ જાએ
નહીં હૈ મુફલેસી ઓર કાહેલી જાપાનો જરમન મે
કરો મેહનત તો હેં સદહા તરીકે ઝર કમાને કે
રહો બેકાર કયોં દિખલાવ જોહર અપના હરપન મેં
નુમાયશ ઓર તઅલ્લીકો હુનર સમઝે બ નાદાની
બુરા આયા નઝર યે બાંકપન આકિલકી ચિતવન મેં
તરક્કી કે ચલો મેદાંમેં તેઝ ઇતને કે હમ દેખેં
ન યે પરવાઝ તોતેમેં ન યે રફતાર ઇનજન મેં
ઉઠાદે ગાફેલોંકો ઓર જગા દે બખ્તે ખુફતા કો
ઇલાહી દે અસર ઇસ સદ્રકી ફરીયાદો શેવન મેં



( ૧૨ )

મિટ જાએ દર્દ ઇસીયાં અરમાન હે તો યે હે
રેહ જાએ દીનો ઇમાં અબ ધ્યાન હે તો યે હે
દુશમન હે ગર જહાલત ઉસસે જીહાદ કીજીએ
બસ અપની બેહતરીકા સામાન હે તો યે હે
મેહરૂમ દીનો દુનિયા કી નેઅમતોંસે હોગા
જીસને ન હક કો ઢુંઢા નાદાન હે તો યે હે
હાં તુ હદીસો કુરઆંકો હિરઝે જાં બનાલે
ઇસલામ મેં હો પુખ્તા ઇમાન હે તો યે હે
અમરો નહી સે રબકી રાઝી નહીં જો હોતે
ના પાક દિલ હેં ઉનકે કુફરાન હે તો યે હે
રખ આલેમોંસે ઉલફત કર જાહેલોંસે નફરત
ઇસલામીયોં કી અય દિલ પેહછાન હે તો યે હે
કર હક કી તુ ઇશાઅત ઝુટેકી કર મઝમમત
અમરો નહી જતા દે એહસાન હે તો યે હે
જાહિલ અગર હે મુરશદ યા ખુદ ગરઝ હે મુલ્લા
ઉસકી ન કર ઇતાઅત શયતાન હે તો યે હે
તુ દારે ઇમતિહાં મેં બેઠા હે બે તરદદુદ
હે ઇમતિહાંસ ગાફિલ નિસયાન હે તો યે હે
અય સદ્ર ઇલ્મે કુરઆં હે હર મરઝ કા ચારા
ઇસકો ન છોડ હરગિઝ દરમાન હે તો યે હે



JAM-E-MASJID BARODA.



જામેઅ મસજીદ વડોદરા.

# વડોદરાની પુરાણી જુમા મસજીદ.



## તેનો ટુંક ઇતિહાસ.



આ મસજીદ જેમાં નવેસરથી સુધારા વધારા કરીને તેને વધારે સુંદર બનાવવામાં આવી છે. ગુજરાતના આગલા મુસલમાન શાહોની પુરાણી યાદગાર છે; મસજીદના એક ખુણામાં એક જુનો સંગે મરમરનો પથરો લેખ સાથે જડેલો છે જે ઉપરથી માલમ પડે છે કે સને ૯૧૦ હીજરીમાં ખાને આઝમ ખલીલખાને આ મસજીદ બંધાવી હતી, ગુજરાતની મોતેબર તવારીખ "મીરાતે અહમદી" જોવાથી માલમ પડે છે કે પ્રીન્સ ખલીલખાન, સુલતાન મેહમુદ બેગડાનો ગાદી વારસ હતો અને પોતાના બાપ તરફથી વડોદરાનો વાલી (ગવરનર) હતો. મસજીદ બંધાઈ તેના સાત વરસ પછી એટલે સને ૯૧૭ હીજરીમાં પ્રીન્સ ખલીલખાન સુલતાન મુઝફ્ફર હલીમનો લકબ ધારણ કરી અમદાવાદના તખત ઉપર બેઠો. ગુજરાતના શાહો પછી દેહલીના શાહનશાહોના અમલ દરમયાન એ મસજીદ અસલની સર્વ ખુબીઓ સાથે કાયમ રહી, પણ અઢારમી સદી ઇસવીની શરૂઆતમાં જ્યારે શેહેનશાહ અઉરંગઝેબ ગાઝીની આંખ બંધ થઇ અને મરેઠાઓએ ગુજરાતને પોતાના તાબામાં કરી લીધું તે વખતથી ઇસ્લામી શાહોની પડતી સાથે તેમના ધારમીકપણાની પડતી શરૂ થઇ. મસજીદના ત્રસટીઓએ મસજીદની સઘળી આવકોનો ગેરઉપયોગ કરવાનું શરૂ કીધું, અને મસજીદમાં સુધારો અથવા મરામત અને તેને

આબાદ સ્થિતિમાં ચાલુ રાખવા તરફ બે દરકાર રહ્યા અહીં સુધી કે આ ખાને ખુદા (ઉપલી મસજીદ) વખતના વેહેવા સાથ માટીનો ઢગ (ખંડીયેર) થઇને પડી રહી.

જે બાદ વડોદરાની અંજુમને ઇસલામ જેમાં શેહેરના મોટા ભાગે મોતેબર ગ્રહસ્થો તથા રહીશો શામીલ છે, તેઓએ ઇત્તેફાક કરી વડોદરા હાઇ કોર્ટના જડજ મી. અબાસ શમસુદીન તૈયબજી અને નવાબ મીર સદરૂદદીન હુસેનખાન સાહેબ, આ બન્નેની આગેવાની હેઠળ સને ૧૮૯૬ માં એવો ઠરાવ કીધો કે સરવેથી પહેલાં મસજીદના બાંધકામ તરફ ધ્યાન આપવું. જે પછી સરકારી હુકમ સાથે મસજીદ ઉપરના ત્રસટીઓ તરીકે નેમાઇ મસજીદની દુકાનો જેને આગલા ત્રસટીઓ પોતાની મીલકત ગણી તેની આવક પોતાના ઉપયોગમાં લેતા હતા તે માટે વડોદરાની સરકારમાં તેમની સામે દાવો માંડયો. આ મુકદમો લાંબા વરસો સુધી ચાલ્યો અને છેવટે અંજુમન તરફના અરજદારોને ફતેહ મળી. જે પછી મોટું ફંડ ભેગું કરી આ મસજીદ પહેલાં કરતાં સરસ બંધાવી છે.

મસજીદનું બાંધકામ સને ૧૩૨૫ હીજરી સને ૧૯૦૭ ઇસવીથી શરૂ થયું. આગલા ત્રસટીઓની બે દરકારીને લીધે પાડોશી હિંદુઓએ મસજીદને લગતી દક્ષીણે તથા પશ્ચિમ તરફ આવેલી દીવાલો ઉપર પોતાનાં ઘરો બાંધી લીધાં હતાં. અંજુમને સુલેહસંપ સાથે તે મકાનો ખરીદી લીધાં. ઉત્તર તરફ જે મકાન આવેલું હતું, તે ઉપર નામદાર મહારાજા ગાયકવાડ બહાદુરના કાકાજી જનાબ ઉખાજી રાવ સાહેબનો કબજો હતો, પણ, મજકુર નામદારે પોતાના હસ્તકનું મકાન જેની કીમત રૂપીઆ ૧૫૦૦ ની

આવી હતી તે તે ખુદાની રાહ ઉપર કે જે હિંદુ અને મુસલમાન બધાંનો પરવરદીગાર છે, મસજીદને ભેટ કરી દીધું. આ પ્રમાણે મસજીદની ચારે બાજુઓ સાફ થઈ ગઇ અને મસજીદનું બાંધકામ શરૂ કરવામાં આવ્યું.

પાંચ વરસની મુદ્દત દરમ્યાન મસજીદની અંદરનો ભાગ ઘણી સુંદર રીતે તઇયાર થઇ ગયો. મસજીદની લંબાઇ ૧૦૭ ફીટ અને પહોળાઇ ૪૩ ફીટની છે. કામ સઘળુ પથરનું અને ઘણું મજબુત છે, ત્રણ મોટા ગુંબજો ઘણાં ખુબ સુરત બનાવવામાં આવ્યા છે. સંગે મરમરનો ફરશ બીછાવવામાં આવ્યો છે મેહરાબો, મીમબર સંગે મરમરના ઘણાંજ સફાઇદાર ઉમદા કારીગરી સાથે નમુનેદાર બનાવવામાં આવ્યા છે.

મેહેરાબો ઉપર કલામે મજીદની આયતો ઘણી ખુશનુમા અને સુંદર રીતે કોતરવામાં આવી છે. મસજીદનો મોટા દરવાજો પણ સંગે મરમરનો છે અને તેને કલામે મજીદની આયાતોથી શોભાયમાન કર્યો છે આ દરવાજો હમણાં ઉભો કરવામાં આવ્યો છે. જે સડકથી ૫૦ ફીટ ઉંચો છે મુંબાઇની જુમા મસજીદનો પણ આવો ખુશનુમા અને ઉંચો દરવાજો નથી, ખુદાના ફજલથી એવા એવા સંજોગો એકઠા થવા પામ્યા કે જેનો ખ્યાલ પણ કોઇને નહીં હતો. ફંડમાં કુલે રકમ રૂપીઆ એક લાખ ઉપરની એકઠી થઇ. આ રકમથી મસજીદનો અંદરનો ભાગ, મદરેસા, મુસાફરખાનું, અને બે બાજુ પાંચ પાંચ દુકાનો બે માલ સાથે તઇયાર થઇ છે. જેનો ફોટો આ સાથે શામેલ કીધો છે.



# નવાબ સાહેબના ખાસ સદ્‌ગુણોનું વર્ણન.



એમતો કુદરત તરફથી દરેક મનુષ્યને ગુણ અને અવગુણ નો ઓછો વધતો કે સરખો ભાગ મળેલો છે પણ અમારા નવાબ સાહેબને કુદરત તરફથી જે ખાસ સદ્‌ગુણોની અત્યુતમ બક્ષીસ મળેલી છે તેવી બક્ષિસ ગુજરાતમાં ભાગ્યેજ બીજા કોઇને મળી હશે. આ સ્થળે અમે તે ખાસ સદ્‌ગુણોમાંથી થોડાકનું વર્ણન કરીએ છીએ.

૧. આગલા પાનાઓમાં વડોદરા શહેરની જામે મસજીદનું જે વર્ણન આપવામાં આવ્યું છે તે મસજીદ નવાબ મીર સદરૂદ્દીન હુસેનખાન સાહેબ તથા વડોદરા હાઇકોર્ટના જડજ મી. અબ્બાસ તઇયબજી સાહેબની આગેવાની તળે તથા એહતેમામ અને સર પરસતીથી તઇયાર થઇ છે. નવાબ સાહેબે આ મસજીદની તઇયારીમાં જે ભાગ લીધો છે તે આપના અનેક સદ્‌ગુણો માંના એક સદ્‌ગુણની સાબેતી તરીકેજ લેખાશે અને ભવિષ્યની અવલાદ આપના અનેક સદ્‌ગુણોને યાદ કરવા પહેલાં આ ખાનએ ખુદાને ફરીથી આબાદ કરવાના સદ્‌ગુણને માનની સાથે યાદ કરશે.

૨. ગ્રહસ્થો ! આ દેશમાં ગુજરાતી લખવા વાંચવાનો રિવાજ વધારે હોવાથી મુસલમાનો ઉરદુ ભાષા તરફ બિલકુલ ધ્યાન આપતા નથી તે એટલે સુધી કે આ તરફ ખાનદાની અમીરો, કાઝી, મુફતી, મશાયખો, સઇયદ ઝાદા, ઇનામદાર, તાલુકદાર, સજ્જાદા વિગેરે પણ મોટા ભાગે ઉરદુ જેવી ઉત્તમ અને ઇસલામીઓને ખાસ જરૂરની ભાષાથી અજાણ છે.

આખા ગુજરાતમાં કોઇ પણ ઉરદુ માસીક કે અઠવાડીક પેપર બહાર પડતું નથી તેમજ ઉરદુ ભાષાના પુસ્તકોની એક પણ લાયબ્રેરી હસ્તી ધરાવતી નથી એવા સમયમાં નવાબ સાહેબે વડોદરા જેવા હીંદુ રાજ્યમાં ઉરદુ ફારસી અને અરબી ભાષાના હઝારો પુસ્તકો ધરાવનારી એક મોટી લાયબ્રેરીની સ્થાપના કીધી એ કાંઇ નજીવી બાબત નથી અને જે આજે નવી તઇયાર થએલી જુમા મસજીદના જમણી બાજુના હોલમાં લોકોના જ્ઞાનમાં વધારો કરી રહી છે. ગુજરાત કાઠીયાવાડમાં પાલનપુર, રાધનપુર, જુનાગઢ, ખંભાત સચીન, માણાવદર જેવા ઇસ્લામી રાજ્યો હસ્તી ધરાવે છે પણ ત્યાંએ ઉરદુ ભાષાની જોઇએ તેવી કદર નથી તેમજ ઉરદુ ફારસીની એકે લાયબ્રેરીની સ્થાપના થએલી જોવામાં આવતી નથી. બલકે વડોદરા અમદાવાદ, સુરત શહેરો કરતાં પણ વધારે મજકુર રાજ્યોમાં ઉરદુ ભાષાની બે કદરી છે.

ઉત્તર હીન્દમાં આખા દેશની માતૃભાષા ઉરદુ છે. ત્યાંના નાના મોટા બધા ફારસી ભણે છે. ગુલીસ્તાન બોસ્તાન સુધી ભણવું એક સાધારણ વાત છે. આ કારણથી ત્યાં ઉરદુ ભાષાની કદર અને તરક્કી છે. પરંતુ આ દેશમાં ગુલીસ્તાન બોસ્તાન સુધી ભણવું, ગોયા ફારસી ભાષાના પ્રોફે-સર થઇ જવા સમાન છે. તેથી અત્રે ફારસી ભાષાનો નાશ થતો જાય છે. આ કારણના લીધે આ દેશમાં ઉરદુ ભાષાની બે કદરી છે. ઉરદુ ભાષા ફારસી વિના કાંઇજ નથી.

ગુજરાતમાં ઉરદુ ભાષા અને ઇસ્લામીઓની ઝબુન હાલત હોવા છતાં નવાબ સાહેબે જે કીમતી કીતાબોનો સંગ્રહ કરી લાયબ્રેરીના રૂપમાં

કોમને અર્પણ કર્યું છે, તે કાંઇ ઓછા માનને પાત્ર નથી. વળી તે લાયબ્રેરીમાં બોસ્તાને ખ્યાલ, તીલસ્મે નુર અફશાં, તીલસ્મે હોશરૂબા, નકશે સુલેમાની અને ઇન્દર જાલ જેવી નકામી તથા નીતીને નુકસાન કરનાર કીતાબોનો સંગ્રહ નથી. પરંતુ એવી કીમતી કીતાબોનો સંગ્રહ કર્યો છે કે જે દેશ, કોમ અને ધર્મને લાભ આપનારી છે, ગુજરાતમાં આવી ઉરદુ ફારસી અને અરબીના સાહીત્યવાળી લાયબ્રેરી કાયમ કરવાનું માન સઉથી પહેલાં નવાબ સાહેબનેજ ઘટે છે. જે માટે કોમે નવાબ સાહેબનો આભાર માનવો જોઇએ.

૩. નવાબ સાહેબે લાયબ્રેરીની કીતાબોનું લીસ્ટ એવી ઉત્તમ રીતે બનાવ્યું છે કે આજ સુધી આવું લીસ્ટ બીજા કોઇએ બનાવ્યું નથી. નવાબ સાહેબે બનાવેલા લીસ્ટમાં ત્રણસો મથાળા રાખ્યાં છે. દરેક સ્વભાવ અને દરેક પ્રકૃતિનો માણુસ પોતાને મન ગમતી કીતાબ એ લીસ્ટ જોવાથી સ્હેજમાં મેળવી શકે છે. આશા છે કે હીંદની બીજી અનેક લાયબ્રેરીઓ વાળા નવાબ સાહેબના બનાવેલા લીસ્ટને જોઇ પોતાની લાયબ્રેરીઓના લીસ્ટ બનાવતા શીખશે.

૪. વડોદરામાં દીની ફારસી અને અરબી શિક્ષણનો કોઇ પણ મદરેસો નહોતો. અનેક ઇસલામી અમીરો, જાગીરદારો ધરાવનાર શહેરમાં ઇસલામી મદરેસાની ગેર હાજરી ઇસલામીઓ માટે નામોશી અને દીલગીરી ભરી કમી હતી પણ નવાબ સાહેબે એક મદરેસો કાયમ કરી એ કમીને દુર કરી છે.

૫. નવાબ સાહેબે ઇસલામીઓને બેદાર કરવા માટે સેંકડો કીમતી રીસાલા (ચોપાનીયા) અને નાદર લખાણો લખ્યા કે જે "મુસદદસે હાલી"ના

ટીકા અથવા સંપુર્ણ ખુલાસા સમાન છે. તેમાં કોમી જરૂરતો, મઝહબી અને નીતી ન્યાયની હકીકતો સિવાય બીજું કાંઇ લખવામાં આવ્યું નથી. આવા ચોપાનીયા હઝારોની સંખ્યામાં છુટથી મફત વ્હેંચવામાં આવ્યા છે.

૬. નવાબ સાહેબે અનેક નકામાં રીત રીવાજોને પ્રથમ પોતાના ઘેરથી નાબુદ કરવાની શરૂઆત કરી, અને સંઘળાઓને તેમજ ખાસ કરી નાદાનોને વગર બીકે પોતાની પેઠે કરવાને તઇયાર કર્યા જુઓ "ઇસલામકી હીમાયત, ઇસ્લિામકા અતાલીક મોહરરમની બિદઅતો" વિગેરે. નવાબ સાહેબ ફરમાવે છે કે 'નકામા રીત રીવાજોનો જડમુળમાંથી નાશ કરવો અમારા દીની ઓલમાઓની સઉથી પહેલી ફરઝ અને સઉથી પહેલું કામ હોવું જોઇએ. એટલે સઘળા કામો કરતાં આ કામ વધુ જરૂરી અને સઉથી અગત્યનું છે અને સર્વ કામો કરતાં વધુ વાજીબ છે. અગર તેઓએ તેમાં કમી કે કોતાહી કરી તો તેઓ અમારા આલિમ અને અમારા રેહબર નથી, તેઓ અમારા હમદર્દ અને અમારા ખેરખ્વાહ નથી, તેઓ અમારા મુરશદ અને અમારા દરવેશ નથી. પરંતુ અફસોસ તે અમારા આગેવાનો પોતેજ આ તોહમતમાંથી છુટી શકતા નથી. તેઓ પોતેજ ખુશી અને દીલગીરીના રીત રીવાજોમાં ફસાઇ પડેલા છે તો પછી બીજાઓને તેમાંથી કેવી રીતે મુકિત અપાવી શકશે.

ઓ ખેશતન ગુમ અસ્ત કરા રેહબરી કુનદ"

૭. નવાબ સાહેબે પોતાના લખાણો અને કીતાબોમાં પીરઝાદા તથા મશાયખીનોના માટે એટલું બધું લખ્યું કે આવી શીખામણ તથા

બોધ બીજો કોઈ ભાગ્યેજ કરી શકશે, બલકે આવી રીતે ચોખા શબ્દો આજ સુધી બીકના સબબે કોઇએ કહયા નથી. જો કે હજારો મોલવી, વાએઝ નસીહત તથા બોધ કરવાનો દાવો કરે છે અને પોતાને ઉમ્મતના રેહબર તથા શરીયતના ખાદીમ તરીકે ઓળખાવે છે પણ તે ફકત નામ-નાજ છે. જેમકે:—

બોહોત શોર સુનતેથે પેહલુ મેં દિલકા
જો ચીરાતો એક કતરએ ખુન નિકલા

૮. નવાબ સાહેબે વાએઝનો ધંધો લેઇ બેઠેલા વાએઝીન અને નામના મોલવી મુલ્લાંઓની ગુમરાહ પોલીસી અને નુકસાન કારક વાતોને ઉઘાડી કરી નાંખી અને તેઓ જે પ્રપંચથી ગરીબ ઇસલામીઓને નુકશાન કરતા હતા તે પ્રપંચ ઉપરથી પરદો ઉંચકી નાંખી હઝારો ઇસલામીઓને તેમના ફંદામાંથી છોડાવ્યા. તે લોકો પોતાના વીરૂદ્ધ થશે અને નુકશાન કરશે તેનો લગારે ખ્યાલ કર્યો નથી. આમ લોકોને તેમના તોફાનથી જાણીતા કર્યા. ખરેખર આવા નીમ મુલ્લાંઓજ અમારી ચઢતીના રસ્તામાં આડે આવે છે અને આજ લોકોએ બીજી કોમોના મુકાબલામાં વિદ્યા હુન્નર પ્રાપ્ત કરવામાં અમોને પાછળ રાખ્યા છે. આ લોકોની સ્થીતી ઘણીજ ઝબુન અને ખરાબ છે. ખરેખર આ લોકોની સ્થીતી આવી છે.

દોસ્ત હમ જાનતે જીનકો થે વો દુશમન નિકલે
રેહનુમા જીનકો સમજતે થે વો રાહઝન નિકલે

૯. નવાબ સાહેબે નોવેલો વિગેરેના લેખકો તથા વર્તમાન પત્રોના એડીટરોને પણ તેમની અજ્ઞાનતા વિગેરેથી જાણીતા કર્યા અને નુકશાન કારક લખાણો લખવાને મનાઇ કીધી. આવી હીદાયતો દેશના હકમાં

બહુજ જરૂરી અને લાભદાઈ છે. જેના તરફ નવાબ સાહેબનું લક્ષ ખેંચાયું શેખ સા'દી સાહેબે ફરમાવ્યું છે કે

સુખન ગુફતનો બિક્ર જાં સુફતન અસ્ત
ન હર કસ સઝાએ સુખન ગુફતન અસ્ત

એટલે પુસ્તક લખવાનું કામ ગમે તેવા સાધારણ માણસોનું નથી. એના માટે બહુ ઉંચા જ્ઞાનની જરૂરત છે. અને વર્તમાન પત્રના એડીટર બની બેસવું પણ અજ્ઞાનોને વ્યાજબી નથી.

૧૦. નવાબ સાહેબે કદી પણ પ્રચલીત થએલી શાઅરીની તરફ ધ્યાન આપ્યું નથી બલકે શાયરીની લાભદાઇ બાજુ અખત્યાર કરી અને શાયરોને પણ નકામી વાતો, રીન્દાના કલામ, બીભત્સ ગુફતેગુ, વિગેરે નુકશાન કારક બાબતોથી દુર રહેવા ભલામણ કરી અને વધુ પડતી પ્રશંશાના માઠા પરિણામથી ખબરદાર કર્યા.

૧૧. કેટલાક લોકો પોતાની એશીયાઇ શાયરીની જુઠ બોલવાની રીત પ્રમાણે એક રાઇનો પહાડ બનાવવામાં અને પહાડને રાઇ બનાવવામાં ખાસ ખુબી તથા લાયકાત સમજે છે તેઓએ શરીઅતે મોહમ્મદીયા અને અકાયદે ઇસલામીયાની રમુજ કરવામાં કાંઇ બાકી રાખ્યું નહોતું. તેઓ હઝરત રીસાલત મોઆબ સલ૰ ને તથા અવલીયા અલ્લાહ અને શોહદા વિગેરેને બે ધડક ખુદા કહેતા અને લખતા હતા. અથવા જે સીફતો ખાસ ખુદાની શાનને લાયક હોય તેવી સીફતો અવલીયા અલ્લાહના માટે લખતા હતા. આવી રીતે તેઓ ચાહેતો પોતાની મોહોબ્બતના જોશના સબબે અથવા શરીયત અને અકાયદે ઇસલામીયાની અજ્ઞાનતાના સબબે

લખતા હોય અથવા આંખો બંદ કરીને આગળથી ચાલી આવેલી રસ્મની પેરવી કરતા હોય પણ એકંદર રીતે આવી વાતોનો આમ લોકો ઉપર સારો અસર પડતો ન હોતો. અને શાયરોની આવી બદ ઝબાની શરીયતના હકમાં વીજળીનો કામ કરતી હતી જેના સબબે નાદાન અને જાહેલ તથા અણુસમજ ઇસલામીઓ ગુમરાહ થતા હતા. આવા શાયરોના સુધારા માટે પણ નવાબ સાહેબે કમર બાંધી અને કલમ હાથમાં લીધી. તથા ધમકાવી દબાવી અને સમજાવીને આડા રસ્તે જતાં એ લોકોને રોકયા.

વાંચકો વિચાર કરવાની જરૂર છે કે ઇસલામમાં અનેક ટોળાઓ બેદીન, બે સમઝ અને ખોટે રસ્તે ચાલનારા છે. તેઓને પોતાના દુર્ગુણોની બીલકુલ ખબર નથી તેઓ પોતાના દરેક કામને ઉત્તમ કામ સમજે છે અને જ્યાં સુધી તેમને કોઈ હાદી, રાહબર, સીધો રસ્તો બનાવનાર, સંકટોથી જાણીતો કરનાર ન મળે ત્યાં સુધી તેઓ પોતાના દસ્તુર અને રીત રીવાજને તોડી શકતા નથી તેમજ પોતાના ચલણુને ખરાબ સમજી તેને મુકી શકતા નથી. આ બાબતોને ધ્યાનમાં લેતાં અજાયબીમાં નાંખનાર આ બીના છે કે પોતાની સચ્ચાઇની હીમાયતમાં, દીનના પ્રસારમાં, શરીઅતના સુધારામાં અને ઝલાલતના ખંડનમાં કોઇની દુશમનીનો લગારે અંદેશો કર્યો નહીં. જો કે આપ પોતે એકલાજ છે અને આ બધા એકત્ર છે. પરંતુ આપનો સાથી ખુદા છે. અને તેનો રસુલ છે. એ કારણોના લીધેજ આપના પુસ્તકો જોવાથી સારા નરસાની ખબર પડે છે. આપે ઉઘાડે છોકે ખરી વાતને ખરી અને ખોટી વાતને ખોટી લખી છે. કોઈ વાક્ય ગોલ ગોલ લખ્યું નથી કે સામાવાળા માણુસને સમજવામાં હરકત

આવે. દાખલા તરીકે તાબુત, અલાવ, નાવ અને મેહદીની રસ્મોને સાફ શબ્દોમાં ખરાબ લખી છે અને વારે ઘડીએ ખરાબ લખી ભાર મુકીને જણાવ્યું છે કે અમે તેને કેમ ખરાબ ન સમજીએ. જેમાં પઇસા ટકાની હાની થવાની સાથે દીનનીપણ હાની થાય છે. તેના બનાવનારા અજ્ઞાન, બેવકુફ અને દીની બાબતોથી બે નસીબ છે. આ ઉપરથી જણાઇ આવે છે કે હકની હીમાયત અને ઇસલામની ઇશાઅત આને કહે છે જે નવાબ સાહેબે કરી છે. નહીં તો હવે ઇશાઅતે ઇસલામનું તો ફકત નામજ રહી ગયું છે. કોઇ પણ જવાંમર્દ મેદાનમાં આવીને આટલા બધા ટોળાઓની વિરૂધ્ધતા કરતો નજરે પડતો નથી. અને આવી રીતે ખરાખોટા, લાભ નુકશાનને સાફ શબ્દોમાં બતાવનાર બીજો કોઇ નથી આ ઉપરથી અમો સમજીએ છીએ કે વિદ્યા હુન્નરનો આ સાગર દુનિયાએ ઇસલામને સર સબજ બનાવવા માટે અલ્લાહની તરફથી વહી રહયો છે. ખુદાવંદે કરીમ કોમને ઓળખવાની આંખો ઇનાયત કરે.

તુઝકો પાયા તો મિટે દર્દ ઝમાને કે તમામ
તુઝકો દેખા તો ગયે સારી મુસીબત હમ ભુલ

વાચકો ! ધ્યાન પુર્વક જોવું જોઇએ કે જે માણસ શાએરોને, એડીટરો ને મોલવીઓને પીરઝાદાઓને તથા દરેક ખાસો આમ ને સરખી રીતે હીદાયત કરે છે તેની સાથે તે લોકો દોસ્તી અથવા મોહોબ્બત રાખી શકતા નથી કે જેઓ કુધારામાં સબડે છે અને મનોવિકારમાં ફસાએલા છે જે માણસ ચાહેતો તે આલેમ હોય, ફાઝેલ હોય, હકીમ હોય કે ફીલસુફ હોય દુનિઆમાં પોતાની વાહ વાહ કહેવડાવવા ચાહતો હોય તો તે

કદી પણ આખી દુનિઆને દુશમન બનાવશે નહીં અને પોતે તેમની પીડા ઓથી બે પરવા થઇને પોતાની દોલત આબરૂ આરામ વિગેરે ને આફતમાં નાંખશે નહી પણ જે અલ્લાહના નેક બંદાઓ છે તેઓ પોતાની કોમના માટે જે કાંઇ પીડાઓ કે આફતો હોય તે સઉ ઉઠાવી લેવાને તઇયાર રહે છે પણ સત્ય વાતને મુકતા નથી આવા લોકો દુનિઆમાં ભાગ્યેજ પેદા થાય છે અને સેંકડો વરસોમાં જન્મે છે જો આવા વીરલાઓ પેદા ન થાય તો ઇસલામી શરીઅતનો બગીચો ઉજડ અને વીરાન થઇ જાય, મુસલમાનોનો સાચો મઝહબ અને દીન આઇનનાં સાચા તરીકાનો દુનિઆમાં નામ નિશાન પણ રહે નહીં પણ અલ્લાહ આ સાચા દીનને જગતની જીંદગી સુધી રાખવા ચાહે છે એટલે દરેક જરૂરતના સમયે આવા વીર નરોને પેદા કરતો રહે છે.

૧૨. વળી પાક પરવર દિગાર આવા ઉત્તમ કામો, ઉંચા અને માનવંતા કુટુંબના માણસોથીજ લે છે જેમકે અમારા નવાબ સાહેબ પણ સાદાતે હુસેની હીરાતી છે. એમના વડવાઓ વરસો સુધી દીલ્લી તથા લાહોરના બાદશાહો અને શાહઝાદાઓના શિક્ષકો રહેલા છે. અને સરકાર નિઝામુલમુલ્ક આસુફજાહ પહેલા એજ હકના સબબે દીલ્લીથી પોતાની સાથે દક્ષિણમાં લાવ્યા અને નવાબનો ખેતાબ તથા મોટી મનસબ આપી આપના માનમાં વધારો કર્યો. જેમકે આપના વડીલોને સુલતાન નવાઝ જંગ અને મુનીર નવાઝ જંગ બહાદુરોના ખેતાબ આપ્યા અને વરંગુલ તથા અવરંગાબાદની સુબેદારી ઉપર નીમણુંક કરી તથા જાગીરો બખશી. અને જ્યારે આપના નવાબ કુટુંબના મુળ પુરૂષ નવાબ સઇયદ નુરૂદદીન હુસેનખાન સાહેબ હજ કરવા જવાના વિચારથી સુરત બંદરમાં આવ્યા

ત્યારે અંગ્રેજ સરકારે આપનો સારો આદર સત્કાર કર્યો અને સચીનના નવાબને સમજાવવાનું કામ સોંપ્યું જે તે દિવસોમાં ફીસાદ કરતા રહેતા હતા જ્યારે આ કામ આપે પુરૂં કર્યું ત્યારે પેશવા સરકારે સમજાવવા માટે એલચી તરીકે આપને પુને મોકલી દીધા. ત્યાં જઇને આપે એવા કામ બજાવ્યા કે જેથી રાજી થઇને અંગ્રેજ સરકારે સુરતમાં આપને જાગીરો આપી, અને નવાબ સઇયદ નુરૂદ્દીન હુસેનખાન તથા કમાલુદ્દીન હુસેનખાનને ગાયકવાડ સરકારે સરદારીના હોદ્દા આપ્યા અને વડોદરામાં બોલાવી એટલું ભારે માન આપ્યું કે પોતાની ગાદીની બરાબરમાં આપની બેઠક મુકરર કરી અને જાગીરો આપી. * ટુંકમાં એટલું કે જ્યાં ગયા ત્યાંના હાકેમો અને બાદશાહોએ આપને માન અકરામથી રાખ્યા. સાવલી પ્રગણું જેની આવક ત્રણ લાખ રૂપીઆની હતી તે લશકરના ખર્ચ માટે નવાબ નસીરૂદ્દીનને ગાયકવાડ સરકારે આપ્યું. જ્યારે મજકુર નવાબ સાહેબનો અંતઃકાળ થયો ત્યારે અમદાવાદમાં હઝરત શાહઆલમ કદ૦ની દરગાહ શરીફ જેવા પવિત્ર સ્થળમાં તુરબત શરીફની પાસેજ આપને દફન કરવામાં આવ્યા અને કબર ઉપર મકબરો ચણાવીને તેના ખર્ચ (ખતમ દરૂદ) ના માટે પ્રથમ મોજે ગત્રાલ અને ફરી મોજે કડોદરા

---

* પેશવા સરકારના દરબારમાં નવાબ સઇયદ નુરૂદ્દીન હુસેનખાનનું ભારે માન જોઇને ગાયકવાડ સરકારે તેમના દીકરા નસીરૂદ્દીન હુસેન અને કમાલુદ્દીન હુસેનને પોતાની પાસે રાખ્યા હતા. પેશવા સરકાર ગાયકવાડથી નારાજ રહેતા હતા અને ગોવીંદરાવ મહારાજને કોઇ કસુરના સબબે ગાદી ઉપરથી ઉઠાડી મુકી બીજા સરદારને વડોદરે મોકલવા ચાહતા હતા પરંતુ નવાબ સઇયદ નુરૂદ્દીનની શીફારસ તથા વસીલાથી ગાયકવાડી ખાનદાન ગુજરાતની ગાદી ઉપર બહાલ રાખવામાં આવ્યું.

ગામ આપ્યું. નવાબ સાહેબના વડીલોની કલમી તસવીર હજુ સુધી વડોદરાના રેસીડેન્ટ સાહેબની ઓફીસમાં લાગેલી છે. આ ઉપરથી સાબીત થાય છે કે અંગ્રેજ સરકાર પણ આપનું માન રાખે છે અને આપે બજાવેલી સેવાઓની યાદ હજુ સુધી ભુલવા પામ્યા નથી.

નવાબ સાહેબને મુસલમાનોના બંને ટોળાં અને બંને પારટીઓ એટલે અલીગઢ પારટી તથા દેવબંદ પારટી માનની નજરથી જુએ છે. જો કે બંને પારટીઓના વિચારોમાં આકાશ અને જમીનનો તફાવત છે છતાં એક સરખા માનથી જોવાનું કારણ શું ? તેનું કારણ બીજું કાંઇજ નહીં પણ માત્ર આપની હરદિલ અઝીઝી છે. આપે માત્ર એકજ ખીદમત કરવાનો જુમ્મો લીધો છે એટલે આપ બેઉ જાતની કેળવણીના હામી છે. તથા ખોટી રસમોને નાબુદ કરવાની ભારે કોશીશ કરે છે અને બને પારટીવાળાઓ પણ ઇસલામીઓને બરબાદ કરનારી રસમો તથા રીત રિવાજોને જડમુળથી ઉખેડી નાંખી તેનો નાશ કરવા ચાહે છે.

૧૩. આપના વિવેક, ખાતર બરદાશ અને મેહમાનદારીના સબબે હીંદના ઘણાખરા ઓલમાઓ તથા આગેવાન લોકો આપની મુલાકાત માટે હર હમેશ આવતા રહે છે અને આપ તે બધાની મેહમાનદારી પોતાના હાથે કરે છે. વળી આપે ખાસ મેહમાનોના ઉતારા માટે એક મકાન ઇ. સ. ૧૯૦૮ ની સાલમાં બંધાવ્યું છે. જેની તારીખ વડોદરા રાજ્યના પ્રખ્યાત હકીમ છોટે સાહેબે નીચે પ્રમાણે લખી છે.

હબ્બઝા નબ્વાબ સદરૂદ્દીન હુસેને ઝી શરફ
કર્દ ચું તાઅમીરે કસરે નવ બઅઝ્ને દિલ ફરેબ

## અઝ સરે ઈલિહામે શયદા બેહરે તારીખે બિના
## ગુફ્ત મેહમાં ખાનએ નવ્વાબ સદરૂદદીં અજીબ

૧૩૨૬

૧૪. મવલાના હાલીએ પોતાના મુસદસમાં શાયરો, પીરઝાદા, મોલવીઓ, અમીરો, શરીફો વિગેરેને તેમની ગેર વર્તણુંક અને તેમની બદનામ ચાલ ચલણથી જાણીતા કરવા માટે કેટલીક બેતો લખી છે જેના ઉપર નવાબ સાહેબે મોટા મોટા દફતર લખી એ બેતો ઉપર ખુલાસાવાર લેખો લખ્યા છે અને તેઓને બતાવ્યું છે કે તે ચાલચલણ તથા ગેરવર્તણુંક કઇ છે. ગુજરાતના મુસલમાનો કહે છે કે નવાબ સાહેબ મુસલમાનો ઉપર ટીકા ન કરે પણ પરકોમ ઉપર ટીકા કરે એટલે અમે તેમને પોતાના આગેવાન તરીકે સ્વીકારી લઇશું. એક દીવસે મેં આ વાત નવાબ સાહેબને કહી અને કહ્યું કે આપ મુસલમાનો ઉપર ટીકા કરવા કરતાં આર્યા અને ખ્રિસ્તીઓના ખંડનમાં પુસ્તકો લખો તો આપે ફરમાવ્યું કે "**હર કસેરા બેહરે કારે સાખતન્દ**" આર્ય અને ખ્રિસ્તીઓના ખંડનના માટે તો દેશમાં ચોમેર જોશ ફેલાયલો છે અને અનેક લખનારાઓ આ કામ કરી રહયા છે. પણ મેં એવા કામને હાથમાં લીધું છે કે બીજા લોકો બીક અને દેહશતના સબબે આ કામ ઉપર ધ્યાન આપતાં અચકાય છે. અને જો ખરી રીતે જોવામાં આવે તો જેટલી જરૂરત આજ કાલ આ કામ ઉપર ધ્યાન આપવાની છે તેટલી ભાગ્યેજ બીજા કામની હશે. પરકોમમાં ઇસલામના પ્રસારની જેટલી જરૂરત છે તેટલીજ જરૂરત આપણી કોમમાં સચાઇ નીતી, ન્યાય, શરીઅત, સુન્નત, તોહીદ, વિગેરેના પ્રસારની છે. બસ હું ખરા અંતઃકરણ

પુર્વક આ કામને કરી રહયો છું. પછી ભલેને કોઈ મારા કામને ટેકો આપે અને ચાહે તો વિરૂદ્ધતા કરે. મને તેની લગારે પરવા નથી. કોમની સેવાનું જે કામ મેં માથે લીધું છે તે ચુપકીદીની સાથે કરે જઈશ. નાદાનો અને અજ્ઞાનોને મારા મતમાં ભેળવવા માટે બીજા લોકોની પેઠે હું ખુશામદ કરવા ચાહતો નથી.

ચાકહાએ સીના મી દોઝમ બતારે ઇશ્કે ખુદ
દુખતા ગરદદ યા નગરદદ મન રફુએ મી કુનમ

નવાબ સાહેબ ફરમાવે છે કે મેં જેટલે દરજે મુસલમાનોને ગેરરસ્તે અને નકામી બાબતોમાં પડેલા જોયા તેટલા ભાગ્યેજ બીજી કોમના માણસોને જોયા હશે. તેથી મેં મારા મનમાં નકી કરી લીધું કે મુસલમાનોના દુર્ગુણ દુર કરવાનીજ હું પુરી કોશીશ કરીશ અને તેમનામાં સુધારા વધારા કરવાની જીવતોડ મહેનત કરીશ. પછી ભલેને મને અનેક સંકટોનો સામનો કરવો પડે કે દુ:ખના દરીયામાં કુદવું પડે. માણસ પોતાની જીંદગીમાં ભાગ્યેજ એક કામ પુરૂં કરી શકે છે તો ફરી તે દસ કામો ઉપર કેવી રીતે પુરતું ધ્યાન આપી શકે છે. ખરેખર આ કોમી સેવા એવા પ્રકારની છે કે જેથી મુસલમાનોને ખોટુ લાગે છે અને તેઓ મને નફરતની નજરે જોતા હશે પણ શું આ બાબતથી તેમને સુધારવાના કામથી હું હાથ ઉઠાવી લઉં? અને મારી કોમને દુર્ગુણો તથા અધોગતીના ખાડામાં પડી રહેવા દઉં? નહીં આ વાતો હમદરદી, ખેરખ્વાહી, અને રાસ્તીની વિરૂધ્ધ છે. ખરો દોસ્ત તેજ છે કે જે પોતાના દોસ્તોને બદીથી દુર રાખે અને બદીમાં પડેલા જુએ તો દીલગીર થાય તથા બદીના ખાડામાંથી પોતાની બનતી કોશીશે બહાર કાઢવાની તજવીજ કરે.

નવાબ સાહેબનાં પુસ્તકો વાંચવાથી મુસલમાનો પોતાના બધા દુર્ગુણોથી જાણીતા થઈ સુધારો કરવા તત્પર થઇ જાય છે.

૧૫. ગુજરાત દેશમાં મુસલમાનોની ત્રણ કામો વ્યાપાર વણજમાં પડેલી હોવાથી પૈસાદાર છે. જેમકે વોહરા ખોજા અને મેમણ, પરંતુ દીલગીરીની વાત છે કે આ ત્રણે કોમોની ભાષા ગુજરાતી છે તેથી તેઓ ઉરદુ ભાષાના પુસ્તકો તેમજ વર્તમાન પત્રો વાંચી શકતા નથી એટલે તે કોમોના સુધારા અર્થે નવાબ સાહેબે "તેહઝીબુલ અખલાક" ની પેઠે એક કોમી પેપર જારી કરવાનો ઇરાદો કર્યો પણ પોતાના તરફથી પેપરનું પ્રગટ કરવું મુનાસબ ન જણાવાથી મી. ઇબ્રાહીમ દાઉદ નામના મેમણ કોમના એક બાહોશ ગ્રહસ્થને પેપર પ્રગટ કરવાનો હુકમ કર્યો. અને પોતાની પાસેથી એક રકમ આપી તથા નવાબઝાદા નસરૂલ્લાખાન સાહેબ તથા જુનાગઢના વઝીર જનાબ મદારૂલ મહામ શેખ બહાઉદદીન સાહેબ સી. આઇ. ઇ. મરહુમને સીફારશ કરી મદદ અપાવી. એટલે "ઇસલામ ગેઝેટ" નામનું ગુજરાતી અઠવાડીક પત્ર અમરેલી (કાઠીયાવાડ) થી ભારે દબદબાની સાથે પ્રગટ થવા માંડયું. થોડાજ દીવસમાં તેના લગભગ બે હજાર ગ્રાહકો થઇ ગયા અને મેમણ કોમ આ પત્રને માનની નજરથી જોવા લાગી. આવી રીતે લગભગ ચાર વરસ સુધી આ પત્રમાં આવતા લખાણો કોમને લાભ આપનારા તથા કેળવણીની હીમાયત કરનારા હતા તેમજ ખુશામદ, લાલચ તથા નકામા લખાણોથી બીલકુલ પાક હોવાથી તે લખાણો અત્રેના મુલ્લા મોલવી તથા પીરઝાદા અને વાએઝોને પસંદ પડયા નહીં. કેમકે ઇસલામ કોમ કેળવાયલી બનવાથી આ લોકોની કમાઇ બંધ થાય છે. જ્યાં સુધી કોમ અજ્ઞાન છે ત્યાં સુધી

આ લોકો જેમ ચાહે તેમ તેને નીચોવી શકે છે તેથી તેઓએ કેળવણીના હીમાયતી અને કોમને બેદાર કરનાર “ ઇસલામ ગેઝેટ ” ની વિરૂધ્ધતા શરૂ કરી. અને અનેક જાતના આરોપો મુકી આ પેપરનું ખરીદવું તથા વાચવું ગુનાહ અને તેના ગ્રાહકને બેદીન તથા કાફર અને ગુમરાહ ઠરાવ્યા. આવી રીતે મેમણો જેવી ભોળી અને સાદી કોમમાં ચર્ચા શરૂ કરી અજ્ઞાન લોકોને પોતાના હાથમાં લઇ લીધા. જેથી દિન પ્રતિદીન પેપરના ગ્રાહક ઓછા થવા માંડયા અને છેવટે પેપરના માલેકોને નુકસાન થવા માંડયું એટલે તેઓએ પેપરને બંદ કરવાનો ઇરાદો કર્યો. આ વાતની નવાબ સાહેબને ખબર પડતાં તેઓએ તેમને દીલાસો તથા મદદ આપીને પેપરને બંદ કરતાં અટકાવ્યા. જ્યારે આટલી આટલી કોશીશ કરવા છતાં પેપર જારી રહયું ત્યારે પોતાના આગેવાન નીમ મુલ્લાંઓના સમજાવવાથી કેટલાક મેમણોએ પેપરના એડીટરને લાલચ આપી સમજાવ્યો કે જો તમે પેપર બંદ કરી દો તો અમે તમને વ્યાપાર માટે દુકાન કરી આપીશું અને અમારા વ્યાપારમાં ભાગ રાખીશું. તે લોકોની આ કોશીશ ફળીભુત થઇ અને તે એડીટર કોમને નુકશાન કરનારા લોકોની વિરૂધ્ધતા મુકીને તેમના મતને તાબે થઇ ગયો.

૧૬. કમનસીબીથી આખા ગુજરાતમાં અજ્ઞાનતાનો દોર જામેલો છે અને કોઇને પણ અજ્ઞાનતા દુર કરવાનો લગારે ખ્યાલ નથી. માત્ર નવાબ સાહેબને આ વાતનો ખ્યાલ આવ્યો અને તેઓએ લોકોને બેદાર કરવાની કોશીશ કરી. એટલે પહેલાં રાંદેર જીલ્લે સુરત તથા પુના શહેરમાં ઇસ્લામી પ્રેસ કાયમ થયા, પરંતુ આ બંને અનુભવ ન હોવાના સબબે થોડા દીવસમાં બંધ થઇ ગયા છતાં પણ લોકો પ્રેસ કાયમ કરવા તરફ ઢળતા

જાય છે. હાલમાં માત્ર અમદાવાદમાં બે વરસથી ખાકસારનું "હમીદી પ્રેસ" કાયમ થએલું છે અને ગુજરાતમાં ઇસલામી પ્રેસ હોવાનું માન માત્ર અમદાવાદનેજ મળેલું છે. નવાબ સાહેબનું ફરમાવવું છે કે દરેક શહેરમાં હીંદુઓની બરાબરીમાં અમારા પ્રેસ તથા અમારા પેપર હોવા જોઇએ. થોડાક ગુજરાતી ભાષામાં પણ હોય અને થોડાક ઉરદુમાં પણ હોય કે જેથી અમારૂં પલ્લું વધી જાય. ચઢતીની ઘોડદોડમાં કોઇ પણ કોમથી પાછળ રહેવું ન જોઇએ.

૧૭. નવાબ સાહેબે સ્થાપેલી લાયબ્રેરીના સબબે ગુજરાત દેશમાં મોટા મોટા લેકચરાર એટલે ભાષણ કરનારાઓ તથા ઇતીહાસ અને ફીલસુફી અને ધાર્મીક વિદ્યાઓના જાણનારા તથા કોમની બીમારીઓને પારખનારા પેદા થયા છે. જેમકે મોલવી સઇયદ મુસ્તુફા સાહેબને દાખલા રૂપે અમે પેશ કરીએ છીએ જેમના લેકચરોની વડોદરા ગુજરાતથી લઇને હયદરાબાદ દક્ષિણ સુધી ધુમ મચેલી છે. એમના લેકચરોને માત્ર મુસલમાનોજ પસંદ કરતા હોય એમ નથી બલકે કાલેજોના હીંદુ પ્રોફેસરો, તથા વડોદરાના મરેઠા કોમના અમલદારો જેઓ એમ. એ. બી. એ. સુધીના કેળવાયલા છે તેઓ પણ મોલવી સાહેબના ભાષણોની તારીફ કરે છે અને સેંકડો વખત હીંદુ કોમ તરફથી આમંત્રણ આવે છે. વળી મોલવી સાહેબ પોતાના ભાષણમાં માત્ર ઇસલામની ફઝીલત તથા ઇતીહાસના એવા બનાવોનું વર્ણન કરે છે કે જેમાં ઇસલામી બાદશાહોની ખુબીઓ તથા તેઓએ હીંદુઓ ઉપર શું શું આભારો કરેલા છે તેનો સમાવેશ થાય છે. વળી પરકોમના ધર્માંધ લોકો તરફથી ઇસલામી શાહોના સંબંધમાં જે ટીકાઓ ઇતિહાસોના પુસ્તકોમાં લખવામાં આવેલી છે તેનું વર્ણન

સારી રીતે તેઓ ખંડન કરે છે. વળી આ લાયબ્રેરીના સબબે લેકચરાર બનનાર, પુસ્તકો લખનાર તથા અખબારોના એડીટરોને કોમી ઇમારત મજબુત કરવા માટે સેંકડો દલીલો એકઠી કરવાને મળી શકે છે.

૧૮. મિત્રો ! આપણા સાચા રાહનુમામાં બે ખુબીઓ હોવી જોઇએ. એક આ કે તે અમારા દીન અને મઝહબને પુષ્ટી આપનાર હોય અને બીજું દુન્યાવી ચઢતીમાં પણ અમને કોઇ વાતથી રોકનાર ન હોય ખુદાના ફઝલથી નવાબ સાહેબમાં આ બંને ખુબીઓ હસ્તી ધરાવે છે. આપ અલીગઢની મોહમેડન કોલેજ અને અંગ્રેજી કેળવણી તરફ લોકોનું ધ્યાન ખેંચી રહયા છે અને ઇસલામી કોમમાં આબરૂદાર તથા માનવંતા હોદ્દાઓ ઉપર પહોંચેલા લોકો પેદા થાય અને દુનીયાવી માન મરતબો મેળવે એમ અંતઃકરણ પુર્વક ચાહે છે. પર કોમ અમને માનની નજરોથી જુએ એના માટે અંગ્રેજી કેળવણીની ખાસ જરૂરત છે એટલે બી. એ. એમ. એ. તથા વકીલ, બેરીસ્ટર, સોલીસીટર તથા ઇનજીનીયર અને ડાકટરની કેળવણીનો પ્રસાર અગર મુસલમાનોમાં નહીં હોય તો માનવંતા હોદ્દાઓ પર કોમમાં જશે અને તેથી બીજાઓની નજરોમાં અમે નીચા અને અજ્ઞાન જણાઇશું. આ ઉપરથી સમજવાનું છે કે ઉંચી કેળવણીની વિરૂધ્ધતા ગોયા ચઢતીની વિરૂધ્ધતા કરવા સમાન છે. વળી નવાબ સાહેબ એમ પણ ફરમાવે છે કે દીન પણ હાથથી ન જવા પામે એટલા માટે આપ દેવબંદના મદરેસા તથા નુદવતુલ ઉલમાના પણ હીમાયતી છે આપ એવો વિચાર ધરાવે છે કે અરબી શિક્ષણમાં પણ મુસલમાનોને બુલંદ દરજ્જા ઉપર પહોંચવું જોઇએ કે જેથી અમે તવહીદ તથા સુન્નત અને શરીઅતના દામનને પણ ન મુકીએ બલકે બંને ભાષાઓ ઉપર કાબુ

મેળવવામાં આવે તો અમારા પુસ્તકો અને વિચારોની મારફતે યુરોપ, અમેરીકા અને જાપાનમાં પણ ઇસલામનો પ્રસાર થઇ શકે છે પરંતુ અમારા ઓલમાઓમાંના કેટલાક હઠીલા તથા એકજ વાતના હીમાયતી અને એક વાતના વિરોધી છે તો એમ ન હોવું જોઇએ. નવાબ સાહેબના પુસ્તકો જોવાથી બંને ભાષાઓ ઉપર કાબુ મેળવવાનું શિક્ષણ મળે છે અને બંને ભાષાઓ ઉપર ધ્યાન ન આપવાના સબબે આપ કોમને મલામત કરતા રહે છે. ખુદાવંદે કરીમ જો સઘળા ઓલમા અને પેશવાઓને એવાજ હમદર્દ તથા સમયને પીછાણનાર તથા કોમના શુભેચ્છક બનાવે તોજ કોમનો બેડો પાર થઇ શકે છે નહીં તો આ કોમ દુનિઆની તબાહી તથા બરબાદીમાં ગીરફતાર રહેશે તેમજ દીની અને મઝહબી ચહતીથી પણ કમનસીબ રહેશે. નુદવતુલ ઉલમા અને અલીગઢની મોહમેદન કોલેજની હીમાયત વિના બંને કામો અબતર છે.

ખરેખર ડોકટર સર સઇયદ એહમદખાન મરહુમનું મુબારક નામ પણ કોમી હમદર્દોમાં સુર્યની પેઠે ચમકી રહ્યું છે અને તેઓએ બજાવેલી કોમી સેવાઓનો સ્વીકાર ન કરવો ગોયા ચાંદ ઉપર ધુળ નાંખવી છે તે લોકો બહુ મોટા ના ઇનસાફ અને નાશુકર છે કે જેઓ આવા આભાર કરનાર સાચા કોમી આગેવાનના આભારોને માનતા નથી. આવો સાચો હમદર્દ ફરીથી ભાગ્યેજ મળી શકશે. તેની મોહોબત અને જીગર સોઝીએ અધમતાના ખાડામાંથી અમને બહાર કાઢી દુનિયામાં સરબુલંદી તથા સુર્ખરૂઈ બક્ષી. પરંતુ જો મઝહબની રૂએ જોવામાં આવે તો નબી ફીલસુફીના ટેકામાં અને ઇમાન બિલ ગયબની બાબતમાં સર સઇયદ મરહુમે બહુ મોટી ભુલ ખાધી છે એટલા માટે અમે દીની બાબતમાં

એમને પોતાના રાહનુમા તથા હમદર્દ માની શકતા નથી. તેથી આ ખુબીનો સેહરો બીજાનાજ માથે બાંધવો પડશે. નવાબ મોહસીનુલ મુલ્ક બહાદુર મેહદીઅલીખાન અને નવાબ વિકારૂલ મુલ્ક મુશતાક હુસેન સાહેબની જીંદગી ઉપર નજર કરીએ તો તેઓ પણ સર સઇયદની પેઠેજ માત્ર એકજ બાજુએ ચાલ્યા છે. દીની સેવાઓ તેઓએ બજાવી હોય એમ જાહેર થયું નથી. ફરી અમે મવલાના શીબલીની જીંદગી ઉપર વિચાર કરીએતો એક અરબી કોલેજ જેનું નામ નુદવતુલ ઉલમા છે તેના તેઓ બાની છે જો કે આ કોલેજ કોમના હકમાં લાભ દાઇ છે અને મઝહબી વિદ્યાઓને સજીવન કરવામાં મોટી મદદગાર થઇ પડી છે. એવીજ રીતે દેવબંદનો મદરેસો પણ હઝરત મવલાના મોહમદ કાસમ સાહેબના મુબારક હાથોથી ઇસલામને સર સબ્ઝ બનાવવા માટે સ્થાપવામાં આવ્યો. પરંતુ આ બધી કોશીશો તે દેશના માટે લાભ કારક છે કે જ્યાંથી તે પાસેજ છે. ગુજરાત દેશતો દુનિયાવી અને દીની ચઢતીમાં પણ અને દીની તથા મઝહબી ઉન્નતીને જોતાં પણ નવાબ સદરૂદ્દીન હુસેનખાન સાહેબના આભાર તળેજ દબાએલો છે. અને આપના આભારો સદા યાદગાર રહી જશે કેમકે આ દેશને બંને ( દીની તથા દુન્યાવી ) જાતની ઉન્નતીનો રસ્તો આપે બતાવ્યો અને બંનેની હીમાયત માટે કોમના પઇસાદારો તથા ખેરખ્વાહોનું લક્ષ ખેંચ્યું. ગુજરાતમાં યતીમખાના, લાયબ્રેરી, અને પ્રેસ તથા કોમી પેપરની હદથી વધારે જરૂરત છે. જે આપના પુસ્તકો જોવાથી જણાશે કે આપના દરેક પુસ્તકમાં કોમની ગફલત, પેશવાઓની ખુદ ગરઝી વિગેરે બાબતો સંપુર્ણ રીતે ખુલાસાવાર લખવામાં આવી છે તો આવા પુસ્તકોનો પ્રસાર દેશને બેદાર કરવા માટે બહુજ જરૂરી છે.

આવા પુસ્તકો વાંચવાથી કોમમાં હમદર્દીનો એવો જોશ જન્મ પામશે કે હજારો કોમી કોલેજ અને મઝહબી મદરેસાઓ તથા ઇસલામી બોરડીંગ તથા યતીમખાનાની સ્થાપના થાય તો અજબ થવા જેવું નથી. પરંતુ આ પુસ્તકોના પ્રસારમાં બીજા હમદર્દોએ નવાબ સાહેબને સહાય કરવી જોઇએ. કોમની સેવા કાંઇ એકજ માણસનું કામ નથી. આ દેશમાં આવા ઉત્તમ વિચારોનો પ્રસાર થયો નથી તેનું મુખ્ય કારણ એજ છે કે એક બીજાને મદદ કરતા નથી. પણ જ્યારે તેઓ એક બીજાને મદદ કરતા શીખશે અને સારા વિચારોનો પ્રસાર થશે ત્યારે જોત જોતામાં મુસલમાનો ચઢતી દશાએ પહોંચી જશે અને તેમના બધા સંકટો નાબુદ થશે. ગુજરાતમાં ઉત્તમ વિચારો ધરાવનાર નામદાર નવાબ સાહેબ વિના બીજો કોઇ નજરે પડતો નથી. ખુદાવન્દે કરીમ આપને લાંબી નસીબવંત જીંદગી અતા કરે. અમો ગુજરાત વાસી આપની મુબારક હસ્તી ઉપર જેટલી મગરૂરી ધરાવીએ તેટલી થોડી છે. પાક પરવર દિગારે આપના જેવા હમદર્દ આગેવાન અમને આપ્યો તે માટે અમે તે પાક પરવર દિગારના આભારી છીએ.

શુક્ર સદ શુક્ર હરઆં ચીઝ કે ખાતર મીખ્વાસ્ત
આખર આમદ ઝે પસે પરદએ તકદીર પીદીદ

૧૯. નવાબ સાહેબમાં એક વધુ ખુબી આ પણ છે કે શીઆ અને સુન્નીની લડાઇને ભારે ધીઃકાર યુકત નજરેએ જુએ છે. તેમજ મુકલ્લદ અને ગેર મુકલ્લદની લડાઇને પણ આપ પસંદ કરતા નથી. (જુઓ ઇસલામકી તરક્કી) અને આવી ખુબીઓ કોમી હમદર્દોમાં હોવી ખાસ જરૂરી છે. અમારા ઓલમાઓ મોટી મોટી કિતાબો લખીને પોતાને

મહાન વિદ્વાન તથા કોમી ખેરખ્વાહ સમજે પરંતુ જો તેઓમાં આ ખુબી નથી તો તેમની વિદ્વતા તથા પુસ્તકોનો ઢગલો નકામો છે. અલબત સર સઇયદ એહમદખાનમાં પુરતી રીતે આ ખુબી હતી કે જેઓએ એકજ મસજીદમાં બંને ફીરકાઓને નમાઝ પઢાવી. આવો દાખલો અલીગઢ કોલેજ સીવાય બીજી કોઇ જગ્યાએ જોવામાં આવ્યો નથી. આ ખુબી ઇતીહાસીક પુસ્તકો જોયા વિના પ્રાપ્ત થઇ શકતી નથી. ઇતિહાસ કર્તાઓએ લખ્યું છે કે શીઆ સુન્નીની દુશમનીએ બગદાદની જાહો જલાલી અને શાનો શવકત વાલી મહાન સલતનતને નાબુદ કરી નાંખી, અરબોની હકુમત નેસ્તો નાબુદ થઇ ગઇ, ઇસલામી વ્યાપારને મોટામાં મોટું નુકશાન પહોંચ્યું. ચીનથી અરબ સુધી જે જે કાફલાઓ આવતા જતા હતા તેમને ઇરાનની હકુમતે બંદ કરી દીધા; અમોએ સારી પેઠે અનુભવ મેળવ્યો છે કે સુન્ની ઓલમા અગર શીઆ લોકોથી છેડછાડ કરતા રહ્યા તો શીઆ લોકો અમારા પંથનો સ્વીકાર કરશે નહીં અને અગર શીઆ ઓલમા સુન્ની લોકોના માટે પગથી તે માથા સુધી જોર કરે તોએ સુન્નીઓ શીઆ બની શકતા નથી, ફરી બંને જણાંની મહેનત ફોગટ અને વગર ફાયદાની છે. આ કરતાં તો તેઓ પારકી કોમોની પેઠે પોત પોતાના પંથના લોકોના નૈતિક સુધારા અર્થે કોશીશ કરે તો વધુ લાભ થઇ શકે છે.

૨૦, કોઇ કોમી શાયરે હમદર્દીના સંબંધમાં એક ઉરદુ નઝમ લખી છે જે નવાબ સાહેબના હાલને પુરેપુરી બંધ બેસતી હોવાથી અમે તેને અહીં ઉતારી લઇએ છીએ.

કલ ખીરદ ઓર જહાલતમેં સે કીસ્સા દેખા
એક કો એકસે કરતે હુવે ઝગડા દેખા

બાત મતલબકી સમઝમેં મેરે આઇ જો વહાં
દુસ્સે મેને ખડે હોકે તમાશા દેખા
બોલી ઝુંઝલાકે જહાલત યે ખીરદસે નાદાં
કોમ પર મરતે તુઝે મેને હમેશા દેખા
ગેરકે વાસ્તે તકલીફ ઉઠાના બેસુદ
ફાયદા ઇસમે બતા તુને ભલા કયા દેખા
અપને આરામકો બરબાદ કરે ગેર પે જો
મેંને એહમક કોઇ દુનિયા મેં ન અયસા દેખા
ધુન જો રેહતી હે તુઝે કોમકી રેહતી હે અબસ
કોતા બીં કોઇ ઝમાને મેં ન તુઝસા દેખા
જબ તુઝે દેખા પરેશાન મીલા કોમ પે બસ
સરપે ટોપી ન તેરે પેરમેં જુતા દેખા
હે સુરાહી મેં તેરી કોમી તરકકીકી શરાબ
કોઇ દુનિયામે ન ગાહક કહીં ઇસકા દેખા
તેરી પટ પડતી રહી ગેર કે આગે હરદમ
કભી સીધા નહીં પડતે હુવે પાસા દેખા
એક મેં હું કે નહીં કોમકી કુછ ફિક્ર મુઝે
બાલ ઇસ ફિક્ર મેં અપના નહીં બીકા દેખા
અપને આરામસે મતલબ હે મુઝે કોમસે કયા
આફીઓકા તો જહાંમેં બેહી શેવા દેખા

સુનકે યે બાત ખીરદ તેશમેં આઇ બેહદ
હમને ભી ચેહરે પે આતે હુવે ગુસ્સા દેખા
થી જો ફેહમીદા અયાં કી ન કુદરત એકદમ
ગોરસે અપને મુખાલિફકા સરાપા દેખા
સમઝી નાદાન હે ક્યા જાને ભલા કોમકા દર્દ
પી ગઇ ગુસ્સે કો દિલમેં જો ઉબલતા દેખા
સોચ કર કર્ઝે નસીહત કો શુરૂ કી તકરીર
સચ બતા ક્યા મુઝે ઇસ રાહમેં તનહા દેખા
લે સલફસે મેં ગીનાતી હું તુઝે તુ ગીનલે
કિતને લોગોંકો ઇસી બાતકા શયદા દેખા
ક્યા નહીં જાનતી દુનિયા મેં રસુલે અકરમ
જીન કે રૂતબે સે ન બઢ કર કોઇ રૂતબા દેખા
ફૂખ્ર કી બાત હે વો ભી થે ઇસી કોશીશમેં
હાથમેં ઉનકો લીયે કોમકા ઝન્ડા દેખા
બાદ મેં સારે સહાબાથે ઇસી કોશીશ મેં
જીનકી મેહેનત કા ઝમાને ને નતીજા દેખા
શર્ક સે ગર્બ તલક કોમકો ચમકાહી દીયા
ઓજ પર કોમકે ઇકબાલકા તારા દેખા
જો કરે કોમકી ખીદમત તો વોહી હે મખદુમ
બે ખેવઇયે કે કભી પાર ન બેવા દેખા

૨૧, આગળ જણાવ્યા પ્રમાણે નામદાર નવાબસાહેબની ખાસ મદદ અને કોશીશથી "ઇસલામ ગેઝેટ" નામનું ગુજરાતી અઠવાડીક પત્ર પ્રગટ થયું હતું અને તેણે પોતાની ટુંક જીંદગીમાં કોમની ભારે સેવા બજાવી લોક પ્રિયતા મેળવી હતી પણ ૫રીતે બંદ થઇ ગયું હતું. આવા એક ઉત્તમ પત્રના બંધ થવાથી કુદરતી રીતે બધા કોમી ખેર ખ્વાહોને દીલગીરી ઉપજી હશે પણ હવે બધા ખેર ખ્વાહોને ખુશી થવું જોઇએ કે મજકુર "ઇસલામ ગેઝેટ" પેપરે અમરેલી ખાતેથીજ મી. અબદુલ્લા ઇસ્માઇલ નામના બાહોશ લેખકના અધીપતી પણાં હેઠળ "ઇસલામીક ન્યુસ" નામ ધારણ કરી દર અઠવાડીએ બહાર પડવા માંડયું છે. ખુદાવંદે કરીમ અમારા નવાબ સાહેબની કોશીશોના પ્રતાપે પ્રગટ થતા પત્રને ચઢતી દશાએ પહોંચાડે અને તે સાચો કોમી રાહબર નીવડે.



# નવાબ સાહેબના પુસ્તકો સંબંધે અમારો અદના અભીપ્રાય.



મીત્રો ? દુનિઆ મરદાં પરસ્ત છે, કોઇ પણ બુઝુર્ગની તેની જીંદગીમાં જેટલી કદર નથી થઇ તેટલી તેના દુનીયા ઉપરથી ઉઠી જવા બાદ થઇ છે. એવીજ રીતે નવાબ સાહેબ બહાદુરે જે કોમી સેવાઓ બજાવી છે તેની કદર ચાલુ સમયમાં જોઇએ તેવી નહીં, પણ ભવિષ્યમાં પુરતી કદર થયા વગર રહેવાની નથી. મને દુનિઆ ચાહે તે કહે પણ હું ખરેખર અંતઃકરણ પુર્વક કાંઇ પણ બનાવટ વિના કહીશ કે નવાબ સાહેબનો રંગ ઇમામ ગઝાલી તથા ઇમામ ફખરૂદદીન રાઝીના જેવો છે કેમકે આપના લખાણ અને પુસ્તકોનો પાયો બહુ બુલંદ છે. સમયની જરૂરતો ને જોતાં આપના પુસ્તકોમાં ઇસલામની હીદાયતોનો પુરેપુરો સબક અને શરીયતની રેહબરીનો પાઠ છે. તેમજ આમ રીતે સર્વેમાં એકે અવાજે પસંદ પડેલાં છે કેમકે આપનાં પુસ્તકો મુસલમાનોના અંતરમાં ઘર કરી રહ્યાં છે અને પોતાની ખેંચાણ શકિતથી બધા લોકોના દીલને પોતાની તરફ ખેંચી રહ્યાં છે. જે કોઇ માણસ ખાસ લાભ મેળવવાના વિચારથી નજર નાંખે છે, તે તરતજ આપના પુસ્તકોનો શયદા બની જાય છે. દુનિઆને શીખ આપવા માટે ચાલુ સમયમાં મોટા મોટા પુસ્તકોની જરૂરત નથી, કેમકે આમ રીતે લોકોને ઇલ્મ પ્રાપ્ત કરવાનો ઉત્સાહ નથી. જેથી મોટા પુસ્તકોના વાંચવાથી ધબરામણ છુટે છે અને નાના પુસ્તકો તથા ચોપાનીયા વાંચવા તરફ ધ્યાન આપતા જણાય છે. જ્યારે તેઓ એક ચોપાનીયું વાંચે છે ત્યારે

વાંચવાનો શોખ વધતો જાય છે, અને બીજા ચોપાનીયા વાંચવાની ઇચ્છા જન્મ પામે છે. વાંચનનો શોખ વધારવા માટે અને વાંચનનો પ્રસાર કરવા માટે આ યોજના ઘણીજ આવકારદાયક સાબેત થઇ છે. તેથી લોકો ઇમામ ગઝઝાલીની "એહયાઉલ ઉલુમ અને કીમીયાએ સઆદત" ની જગ્યાએ નવાબ સાહેબના પુસ્તકો વાંચે છે આ કારણથી મેં નવાબ સાહેબને ઇમામ ગઝઝાલીના હમરંગ કહેલા છે. વળી જે માણસથી ખુદાના બંદાઓને શિક્ષણ મળે તેજ આ સમયનો ગઝઝાલી લેખાવો જોઇએ. જે પુસ્તકો લોકપ્રિય નીવડે અને જે પુસ્તકોથી ઇસલામને પુષ્ટી તથા હીદાયતની મદદ મળે તેજ પુસ્તકો આ સમયની "એહયાઉલ ઉલુમ અને કીમીયાએ સઆદત" છે. અત્યારે મેં જે કાંઇ જોશ અને ઉત્સાહમાં લખ્યું છે તે માનવાને દુનિઆ તઇયાર ન હોય તો મને માફ કરે, જે વાત સાચી અને ખરી હતી તે મેં લખી છે. હું મારા અંતર ઉપર કાબુ મેળવી શકયો નહીં જેથી જે સાફ અને સાચું હતું તે લખી દીધું. મારી આ વાતને ચાલુ અજ્ઞાનતાના સમયમાં ભલેને ટેકો ન મળે પણ મને પુરતી ખાત્રી છે કે ભવિષ્યની અવલાદ મારી આ વાતને પુરતો ટેકો આપી નવાબ સાહેબના પુસ્તકોથી જેવો જોઇએ તેવો લાભ ઉઠાવશે.

વાચકો! લગાર વિચાર કરી જુએ કે હઝરત ઇમામ ગઝઝાલી અલયહે રેહમતના સમયમાં કોમી ખસલતો, બિદઅતો અને નુકશાન કારક રીત રીવાજોને દીન તથા મઝહબનો ભાગ જાણવો અને સુફીઓનો આવી વાતોને ટેકો આપવો સ્વપનામાં પણ નહોતું. (તેઓને શી ખબર કે આવું થશે) નહીં તો તેઓ પોતે આ વિષયમાં મોટા મોટા પુસ્તકો લખી જતાં. આ ઉપરથી સમજવું જોઇએ કે "એહયાઉલ ઉલુમ

અને ફીમીલાએ સઆદત" માં ચાલુ સમયને જોતાં જે કમી હીદાયતની રહેવા પામી હતી, તે પુરી કરવામાટે તેમના જેવાજ એક બુઝુર્ગની ખાસ જરૂરત હતી. જે ચાલુ સમયમાં નવાબ સાહેબની મુબારક જીંદગી પુરી પાડે છે. આ ઉપરથી હું આવા સાચા કોમી રાહબરને ગઝઝાલીના હમ રંગ લખું તો તે કોઇબી રીતે ઉતારી પાડવા જોગ નથી. હદીસ શરીફમાં આવેલું છે કે "દર સદીમાં એવા લોક મારી ઉમ્મતમાં જન્મ પામશે, જેઓ ઇસલામને નવેસરથી જીવતો કરી પુષ્ટી આપશે." આ હદીસ શરીફને જોતાં જો કોઇ મારા કહેવા ઉપર ટીકા કરે તો તે અદેખો અને ના ઇનસાફ ગણાશે. આવા અદેખા અને ના ઇનસાફોની ટીકાઓથી કોઇ પણ બચવા પામ્યું નથી, કે હું બચવા પામીશ.

વ્હાલાઓ! અમારો દીન હઝરત રીસાલત મોઆબ સલ૦ ના સમયમાં સંપુર્ણતા ( કામીલ ) એ પહોંચી ચુકયો છે. તે કાંઇ અપુર્ણ કે અધુરો દીન નથી કે જેમાં નવા રીત રીવાજો દાખલ કરવામાં આવે અને તેને સવાબ સમજીને લોકો ફરઝ તથા સુન્નતની પેઠે અમલ કરવા લાગે. જે લોકો નવા તરીકા અને રીત રીવાજોને દીન બતાવે છે અને પોતાનો મઝહબ સમજે છે તેઓ બંને ગુમરાહ છે. તેઓએ હઝરત રસુલે અકરમ સલ૦ ના તઅલીમ કરેલા દીને ઇસ્લામને અપુર્ણ સમજી તેમાં પોતાની તરફથી એટલા માટે વધારો કર્યો કે દીન સંપુર્ણતાએ પહોંચે એવા લોકો ખરી રીતે જોતાં દીનના ખેર ખ્વાહ અને હમદર્દ નથી.

નવાબ સાહેબે તે ઇસલામના રક્ષણના માટે કલમ ઉઠાવી છે, જેને હઝરત રીસાલત મોઆબ સલ૦ પોતાની જીંદગીમાં અપુર્ણ નહીં પણ

સંપુર્ણતાએ પહોંચાડી ગયા છે. અને પાક પરવર દીગારે પોતાના કલામમાં જેના કામીલ હોવાની બશારત આપી છે કે "અલયોમા અકમલતો લકુમ દી ન કુમ વ અતમમતો અલયકુમ નેઅમતી વ રેદીતો લકમલ ઇસલામા દીના.

નવાબ સાહેબના લખેલા પુસ્તકોમાં અસલ સાચા દીનની હીમાયત અને પેરવીની હીદાયત મળે છે. હજુર રસુલે અકરમ સલ૦ ના ફરમાન અને શિક્ષણ તથા તરીકાને દીની તરીકા બતાવ્યા છે તથા તેમાં પોતાની તરફથી વધારો કરનારાની સારી પેઠે ખબર લઈ દુનિઆને તેમનાં પ્રપંચથી જાણીતી કરી છે. દુનિઆમાં હઝારો વાએઝ કરનારા, ઓલમાએ દીન, મશાએખીન, પીરઝાદા દુરવેશી બાનાવાલા, તસવ્વુફનો દાવો કરનાર, શરીઅતના તાબેદાર, કાઝી, મુફ્તી, મુલ્લા વીગેરે લોકો પોત પોતાને માનનારાઓ ઉપર એટલો બધો કાબુ ધરાવે છે કે જો તેઓ પોતાના મુરીદો અથવા પોતાને માનનારા લોકોને જે કાંઇ કહી દે તે પથર પર કોતર્યા બરાબર લેખાય. જો તેઓ ચાહતા તો કેટલીક નુકસાન કારક રસમો બંદ થઇ જાત. પણ અફસોસ સદ અફસોસ તેમના વાઅઝ અને લખાણુમાં હીદાયતની વાતો મોજુદ નથી બળકે ઉલટા તેઓ દીન પ્રતી દીન બીદઅતોને ટેકો આપે છે. આ જોઇ અમારૂં મન શાક્ષી પુરે છે કે લોકોએ સચાઇને મુકી દીધી અને સચાઇનો રસ્તો બંદ કરી દીધે છે તો આવા સમયે નવાબ સાહેબ સાચા રસ્તા ઉપર બોલાવતા હોવાથી તેઓ ઇસલામના હાદી અને રાહનુમા તથા શાહ વલી ઉલ્લાહ મોહદ્દીસે દેહેલવી તથા હઝરત ઇમામ ગઝઝાલી રહે૦ના પુરેપુરા હકદાર જાનશીન છે.

કેટલાક આ વાત સાંભળવા પસંદ કરતા નથી કે આજ કાલના હમદર્દોની આગલા સમયના બુઝુર્ગો તથા ઓલમાઓથી સરખામણી કરવામાં આવે. પણ તેઓ કુદરતના બાઅદકુમ અલા બાદ ને ભુલી ગયા છે. શું:તેઓ ઇલમી ફઝીલતને પણ નબુવ્વતની પેઠે કોઇ બુઝુર્ગ ઉપર ખતમ થએલી સમજે છે ? જે કોઇ એમ સમજતા હોય તેઓ મોટી ભુલમાં પડેલા છે. તેઓએ આવા અકીદાથી તવબા કરવી જોઇએ. અલબતાં જો કોઇ એમ કહે કે બીદઅતોના ખંડનમાં શાહ ઇસમાઇલ સાહેબ શહીદ અને નવાબ સીદદીક હસનખાન સાહેબે પણ ઘણાં પુસ્તકો લખ્યા છે તો તેનું આ કહેવું બરોબર છે અમે એ વાતથી ઇનકાર કરતા નથી પરંતુ તેમના પુસ્તકો સામાન્ય રીતે લોકપ્રિય નીવડયા નથી કેમકે તેઓએ બીદઅતોનું ખંડન કર્યું નથી બલકે અપ શબ્દો લખીને લોકોને ઉશકેરી મેલ્યા છે. વળી કેટલાક ઓલમાઓએ તકલીદનેજ ખરાબ લખી છે તેથી મુકલ્લેદીનમાં તેમના પુસ્તકનો સ્વીકાર કરવામાં આવ્યો નથી. પરંતુ મત્રલાના નવાબ મીર સદરૂદદીન હુસેનખાન સાહેબના લખવાનો ઢંગજ જુદો છે. આપ માત્ર બીદઅતોનું ખંડન કરીનેજ બેસી રહયા નથી પણ મુસલમાનોમાં જે જે બુરાઇઓ આપને નજરે પડી છે તેનું ખંડન કર્યું છે અને શાએરો, આલેમો, ફકીરો, જાહેલો વીગેરે બધાને સ્વપ્નામાંથી બેદાર કર્યા છે. નુકસાન કારક રીવાજ અને ના લાયક ચાલ ચલણુને દુર કરવાની કોશશ કરી છે. જ્યારે એક અમુક માણસ પોતાની બુરાઇઓનું ખંડન જોઇને લગાર ઉંચો જીવ કરે છે ત્યારે તે બીજા માણસની બુરાઇઓનું વર્ણન અને ખંડન જોઇને સંતોષ પામે છે. છતાં પણ કેટલાક લોકો નવાબ સાહેબની સચાઇથી ખોટું માની આપના

વિદ્વતા ભર્યા લેખો ઉપર ટીકા કરવા લાગે છે એ ખરેખર અયોગ્ય છે. આવી રીતે ટીકા કરનારાઓ લખાણથી લાભ ઉઠાવી શકતા નથી અને નુકસાનમાં રહે છે. દાખલા તરીકે શાયરોમાંથી કોઇ પણ શાયર પોતાના અલંકાર યુકત તથા ફસાહતથી ભરપુર શેઅરોના સબબે નીતી ન્યાયમાં બગાડો થાય છે હુસ્ન પરસ્તી તથા આશક મીઝાજીનો પાઠ અમારાથી શીખે છે મનોવીકારના સેવક, વ્યભીચારના ગુલામ, રીંદ અને આઝાદ બની નિર્લજતા ભરી જીંદગી ગુજારે છે. પરહેઝગારી અને પારસાઇ પર લજ્જા, શરમ અને ખુદાની બીક ઉપર બદમાશી ને સરસાઇ આપે છે એમ કદી પણ કબુલ કરશે નહીં પરંતુ તેઓ ઓલમાઓની ધીઃકારયુકત હીલચાલનો જરૂર સ્વીકાર કરીને કહેશે કે આ લોકો એક બીજાને લડાવવામાં એક બીજાને કાફર કહી દોઝખી બતાવવામાં અને પોતાની વાત બધાના મોંઢે કબુલ કરાવવાની વેતરણમાં મંડી પડેલા છે. જાહેરમાં દુનિયાને નાપાક તથા મડદાલ બતાવે છે પણ પોતાના માટે ગમે તેવી રીતે પઇસા એકઠા કરવાની કોશીશ કરે છે. જે શિક્ષણ આપવું જરૂરી છે તેનો એક શબ્દ પણ કહેતા નથી પોતાની કોમમાં બદી, બદમાશી અને નીચ કૃત્યોનો પ્રસાર થઇ રહ્યો છે, છતાં એક શબ્દ પણ બોલતા નથી. નવાબ સાહેબે આવી રીતે ચાલુ સમયના નીચ ઓલમાઓ માટે પોતાના પુસ્તકોમાં જે કાંઇ લખ્યું છે તે વાંચીને શાઅરો તેને પસંદ કરે છે અને શાઅરોમાં જે ખરેખરા દુર્ગુણો છે તેના સંબંધમાં જે કાંઇ લખ્યું છે તે વાંચીને ઓલમાઓ તેને પસંદ કરે છે.

પછી આજકાલના બનાવટી સુફીઓ મુરશીદો વિગેરેના ચાલ ચલણ ઉપર લખતાં નવાબ સાહેબ જણાવે છે કે આ લોકો ઢોલ સારંગીના સાદ

ઉપર નાચવા કુદવા તથા કબરો આગલ ગુણીકાઓને નચાવવામાં ગુનાહ સમજતા નથી તેમજ ખરાબ જાણતા નથી પરંતુ દુનિઆના સચ્ચાઇ પસંદ કરનારા સઘળા લોકો આ વાતને દીનો મઝહબની તદન વિરૂદ્ધ સમજે છે અને સારી પેઠે જાણે છે કે હઝરત ખ્વાજા મોઇનુદદીન ચીસ્તી રહે૦ તથા ખ્વાજા અલાઉદદીન સાબિર રહે૦નો તરીકો નથી. આ ઉપરથી સમજવું જોઇએ કે આવા સુફી તથા મુરશદ લોકો જુઠા તથા બનાવટી છે તેઓ દુનિઆની આંખોમાં ધુલ નાંખી પોતાની બુઝુર્ગીનો સ્વીકાર કરાવવા ચાહે છે અને અજ્ઞાનોના સરદાર બની દુનિઆમાં મોજ મજા ઉડાવે છે.

રીશે દરાઝે શેખમેં હે ઝુલમતે ફરેબ
ઇસ મક્ર ચાંદની પે ન કરના ગુમાને સુબ્હ

સુફીઓના બાબમાં નવાબ સાહેબે જે કાંઇ લખ્યું છે તે જ્યારે શાએરો અને ઓલમા વાંચે છે ત્યારે તેઓ નવાબ સાહેબના લખાણની ભારે પ્રશંસા કરે છે. એવીજ રીતે સુફી લોકો જ્યારે ઓલમા લોકોના સંબંધમાં વાંચે છે ત્યારે મરહબા તથા સલ્લે અલાના નાઅરા બુલંદ કરે છે.

જ્યારે નવાબ સાહેબના પુસ્તકો દરેક જણ વાંચે છે અને તેમાં પોતાની બુરાઇઓ વાંચે છે ત્યારે દીલગીર થાય છે પરંતુ જ્યારે તેમાં બીજા ટોલાની હકીકત વાંચે છે ત્યારે કહે છે કે બીલકુલ દુરસ્ત લખેલું છે. જે કાંઇ લખ્યું છે તેમાં લગારે ફરક નથી. આવી રીતે જ્યારે કોઇ માણસ વિચાર પુર્વક બીજાની હકીકત વાંચી નવાબ સાહેબના લખાણની પ્રશંસા કરે છે. ત્યારે તે પોતાની હકીકત ઉપર ધ્યાન આપે છે અને નવાબ સાહેબે જે કાંઇ અમારા માટે લખ્યું છે તે દુરસ્તો બજા છે જે વખત

તે પોતાના ગુસ્સાને દુર કરી ઇનસાફ અને ઉંડી નજરે ફેસલો કરે છે. કે ખરેખર નવાબ સાહેબે અમારા માટે પણ વ્યાજબીજ લખ્યું છે. તે વખતે તેના અંતરમાં મારેફત અને હકીકતનો નુર ચમકવા માંડે છે અને દર્દે દીલ પેદા થાય છે. તથા અંધકારના જે પરદાં પડેલાં હોય છે તે દુર થઇને તે માણસ ખરા માર્ગ ઉપર આવી જાય છે.

આ અદના સેવકે દરેક ફીરકાના સમજુ માણસોથી જુદી જુદી વખતે મુલાકાત લઇને નવાબ સાહેબના લખેલા પુસ્તકોના સંબંધમાં તેમનો અભીપ્રાય પુછયો છે તો કેટલાકોએ ગુસ્સે થઇને જવાબમાં કહ્યું છે કે અમારા માટે નવાબ સાહેબે સારૂં લખ્યું નથી તે વખતે મેં તેમને કહ્યું કે ફલાણા લોકોના માટે નવાબ સાહેબે કેવું લખ્યું છે. તે આપે વાચ્યું ? ફરી જયારે તેઓએ બીજાના સંબંધમાં વાંચ્યું ત્યારે તેઓ ખુશી થઇને બોલ્યા કે ખરેખર બીલકુલ સાચું લખ્યું છે. એટલું બધું સાફ સાફ લખ્યું છે કે ચાલુ સમયમાં આટલું સાફ સાફ બીજો કોઇ લખી શકશે નહીં ત્યારે મેં કહ્યું કે બસ આપના માટે પણ એમજ સમજી લેવું જોઇએ; તેથી ગુસ્સાને દુર કરી ઇનસાફથી જે કાંઇ લખ્યું છે તે વાંચો. તેઓએ જે ટીકાઓ કરી છે તેના ઉપર વાદ વિવાદ કરો અગર ખોટું લખ્યું છે તો તે સાબીત કરી આપો હું માની લઇશ અને તે સાથે એ પણ બતાવો કે નવાબ સાહેબે આપના સંબંધમાં કઇવાત ખોટી અને કઇ વાત ખરી લખી છે. આવાત સાંભળીને તેમને ઉપર પુરતો અસર થયો અને જયારે તેઓએ નવાબ સાહેબના પુસ્તક વાંચ્યા ત્યારે શરમીંદા થઇને ચુપકીદી પકડી લીધી. આ ઉપરથી દરેક માણસે સમજવું જોઇએ કે ગુસ્સાની સ્થીતીમાં પુસ્તક વાંચવું નહીં બલકે નિસપક્ષપાત પણે ઇનસાફની સાથે અને પોતાના દુર્ગુણો

ને ધ્યાનમાં રાખીને વાંચે તો ઇનશાઅલ્લાહ નવાબ સાહેબના બાહોશી ભરેલા લખાણની કદર કર્યા વિના રહેશે નહીં.

બીજું બીજા આલેમોના પુસ્તકોમાં અમોએ પરકોમના સદાચાર વિચાર અને સદગુણોની પ્રશંસા જોઇ નથી કેમકે અમારો દુરાગ્રહ (મઝહબી અદાવત) અમારી આંખોને કોઇના પણ સદગુણો જોવાની રજા આપતો નથી પણ નવાબ સાહેબના પુસ્તકોમાં અમોએ પર કોમના સદાચાર વિચારનું વર્ણન વાંચેલું છે તેથી નવાબ સાહેબના પુસ્તકો બીજા આલેમોના પુસ્તકોથી આ ખાસ વાતમાં સરસાઇ ધરાવે છે. પરકોમના સદ્ગુણોનું વર્ણન કરવાથી લખનારનો એ મુદ્દો હોય છે કે અમારી કોમ એ કોમની સ્થીતીથી સબક શીખે. તે લોકોના સદગુણો જોઇ પોતાના દુર્ગુણોથી દુર રહે અને સદગુણોમાં સરસાઇ ભોગવવાની કોશીશ કરે. આ ઉપરથી સાબીત થાય છે કે મવલાના ઇસમાઇલ શહીદ તથા નવાબ સીદદીક હસનખાન સાહેબ વીગેરેના પુસ્તકો નવાબ સાહેબના પુસ્તકોની પેઠે લાભકારી નથી તેથી તે લોકપ્રિય પણ નીવડયા નથી. અલબતાં મવલાના હાલી, સર સઇયદ એહમદખાન, નવાબ મોહસીનુલ મુલ્ક તથા મોલવી નઝીર એહમદ ખાનના પુસ્તકો લાભકારી છે અને તે નવી રૂઢીના કેળવાયલાઓને ઘણાંજ પસંદ પડેલા છે. આ ઉપરથી સમજવું જોઇએ કે નવાબ સાહેબ માત્ર મોલવી બનીને પુસ્તક લખતા નથી પરંતુ એક નિસપક્ષપાત આલીમ અને અદાલતના જડજ બનીને અપરાધી તથા નિર અપરાધીનો ફેસલો ઇનસાફની રૂએ કરે છે પછી ભલેને અપરાધી કાફીર હોય કે મુસલમાન. જડજને ફરીઆદી તથા ગુનેહગારની કોમની જરૂર હોતી નથી ફક્ત તેને તો ઇનસાફ કરવું જરૂરી હોય છે. ટુંકમાં એટલુંજ

કે જે કામ તથા સેવા નવાબ સાહેબ બજાવી રહ્યા છે તે બીજા આલેમોએ બજાવી છે એમ કહેવું તદ્દન ગેર વ્યાજબી છે કેમકે મજકુર આલેમોના પુસ્તકોમાં એક ખોડ છે જેથી તે લોકપ્રિય નીવડી શકતા નથી અને આપના પુસ્તકો ખુદાના ફઝલથી એક ખેંચાણ શકિત ધરાવે છે જેથી દરેક માણસ તેને વાંચીને તેનો પ્રેમી બની જાય છે અને શિક્ષણ પામે છે.

વળી આપના લખાણુમાં આ ખોડ નથી કે ફીલસુફીની હીમાયતમાં સર સઇયદ એહમદ ખાનની પેઠે ઇસલામી અકાયદના કટકે કટકા કરીને રાખ્યા હોય. વળી આ ખોડ પણ નથી કે નવાબ સીદ્દીક હસનખાન સાહેબની પેઠે તકલીદ તથા અઇમ્મએ મુજતહેદીનની પેરવીને ગુનાહ ઠેરવ્યો હોય અને આ ખોડ પણ નથી કે હઝરત રસુલે અકરમ સલ૦ ની બુઝુર્ગીની શાન તથા અફઝલીયતમાં પોતાની કોતાહ કલમીથી મવલાના ઇસમાઇલ શહીદ સાહેબની પેઠે નાદરૂસ્ત શબ્દો લખીને સુફીઓ તથા જાંનિસારો અને આમ મુસલમાનોને ઉશકેરી દીધા હોય. નવાબ સાહેબે તો અમારા દુર્ગુણો અને અમારી ખોડ ખાંપણોનું વર્ણન લખી અમને ઉશકેર્યા છે. તો આવી રીતે લખવું મસલેહત વિરૂદ્ધ નથી. એ ઉપરાંત લખાણુની જે પદ્ધતી છે તે ખાસ પ્રશંસા પાત્ર છે. નવાબ સાહેબને જે લખવાની શકિત મળેલી છે તે ખાસ ખુદાની બક્ષીશ છે.

શાહેદાં નેસ્તકે ઉ મુવે મીયાને દારદ
બંદએ તલઅતે આં બાશ કે આને દારદ

ખરેખર તે બુઝુર્ગો પણ પોતાના વખતના મુજદદ તથા સુન્નતના હામી, શરીઅતના ફીદાઇ અને ઇસલામના મોઆવીનો મદદગાર હતા. એમની ખોડ ખાંપણ કાઢવી જાણે તે અમારીજ ખોડ ખાંપણ છે. કહેવત

છે કે નાહનું મોહદું ને મોટી વાત, પણ સેવકે જે કાંઇ લખ્યું છે તે મન ઘડત લખેલું નથી બલકે આમ લોકોમાં જે ચર્ચા ચાલે છે તેજ લખી છે આ વાત ઉપર વીવાદ ચલાવવાનું કામ અમે ઇનસાફ પસંદ અને ઉંડી નજર નાંખનાર ગ્રહસ્થોને સોંપીએ છીએ. તેઓ જે મત ઉપર આવે તેજ ખરો મત છે. માટે બીજા લોકોએ આ બાબતમાં પોતાનું મોઢું બંદ રાખવુંજ મુનાસબ છે.

નવાબ સાહેબે કેટલાક ચોપાનીયા પ્રાથમિક (શરૂઆત) કેળવણી પામતા બાળકો માટે લખ્યા છે જે વાંચીને ઘરડા લોકો પણ લાભ લઇ રહ્યા છે. સ્કુલોના વારસીક ઇનામના મેલાવડાઓમાં ઇનામ તરીકે આપવા યોગ્ય આપે ચોપાનીયા લખ્યા છે જેમાંના કેટલાકના આ નામ છે, જન્નતકા બ્યાન, દોઝખકા બ્યાન, બરઝખકા બ્યાન, નમાઝકા બ્યાન, રોઝેકા બ્યાન, કુરઆનકા બ્યાન, હજકા બ્યાન દોઆકા બ્યાન, કુરઆનકા બ્યાન, આ પુસ્તકો ખરેખર મુસલમાનોને ઘણાંજ લાભ આપનારા છે. પરવર દિગાર ઇસ્લામી ભાઇઓને આ પુસ્તકો વાંચવાની અને તેને સમજી તે ઉપર અમલ કરવાની સદ બુધ્ધી આપે. અને તેના લખનારને તેનો બદલો આપી દારેનનો સવાબ ઇનાયત કરે અને અમારી રાહનુમાઇના માટે સદા તત્પર રાખે. તથા આપની ફેઝ પહોંચાડનાર કલમવડે હીમાયતના દરીયા વ્હેવરાવે. ખુદાવંદે કરીમ અમો આજેઝ બંદાઓનો બેડો પાર કરી દીની તથા દુન્યાવી મુશકેલીઓ આસાન કરે. આમીન, સુમ્મા આમીન.

ઈ દોઆ અઝ મનો અઝ જુમલા જહાં આમીન બાદ.



# બઝમે કુદરત.

હાથ આતા નહીં અયસા કોઇ મઝમું મુઝકો
જીસકે લીખનેકો ન દે દીદએ તર ખું મુઝકો

દુનિઆની બધી મેહફીલોમાં સમયના ફેરફારનો અસર થાય છે અને તેથી તુટફાટ થવાનો સંભવ રહે છે પરંતુ ખુદાએ સ્થાપેલી મેહફીલ જેમાં સમયના ફેરફારના સબબે દરરોજ એક નવોજ રંગ પેદા થતો રહે છે તે હમેશા આબાદ રહી અને આવીજ રીતે કયામત સુધી આબાદ રહેશે આ એવી મેહફીલ છે કે જેની જાહોજલાલી કોઇના મટાડવાથી મટી શકતી નથી. અમારી મેહફીલોમાં દીલગીરી ભરેલા બનાવો અને શોકાતુર અકસમાતો થવાથી તુટફાટ પડી જાય છે પણ બઝમે કુદરત એવા બનાવો ના સબબે વધુને વધુ ખીલતી જાય છે. અમારી સંગતનો કોઇ પણ સ્નેહી દુર્ભાગ્યે અમારાથી જુદો પડીને જુદાઇનો ઝખ્મી બને છે તો વરસો સુધી અમારી મેહફીલો સુનસાન થઇ જાય છે. અમારા એશ આરામના સ્થળો કોઇ ઝીન્દા દીલ સ્નેહીના મરણના સબબે વરસો સુધી શોકાગ્રહ બની જાય છે. પરંતુ જરા ઓહળી નજરે જુઓ, ખાસ સદમાઓનો વિચાર દુર કરી દુનિઆમાં આમ નજર નાંખો તો તમને જણાશે કે તેની જાહોજલાલીમાં લગારે ફરક પડયો નથી બલકે નવી વંશના બે ચાર જોશીલા ઝીન્દા દીલ લોકોના સબબે દુનિઆના આનંદો વધુ ચઢતી દશાએ પહોંચી જાય છે. એક શાયરે કહ્યું છે કેઃ—

દુનિઆ કે જો મઝે હેં હરગીઝ વો કમ ન હોંગે
ચરચે યેહી રહેંગે અફસોસ હમ ન હોંગે

જે કોઇ માણસે આ કહ્યું છે તે બહુજ વ્યાજબી છે. બઝમે કુદરત હમેશા આવી દીલ ચસ્પીઓથી ભરપુર આબાદજ રહેશે. પણ અફસોસકે અમે નહીં હોઇએ. અને અમારી જગ્યાએ સમય અમારા બદલામાં એવા માણસો પેદા કરશે કે અમારી વાતો મેહફીલવાળાઓને ફીકી અને મઝા વિનાની લાગશે.

ટુંકમાં એટલુંજ કે આ મેહફીલ કદી પણ ખાલી રહી નથી. કોઇ ન કોઇ એવો રહયો છે કે જે આ બઝમને રોનકદાર બનાવતો રહે. આ ઉપરથી આ વાત સાબીત થાય છે કે–

હિકમત સે કુછ યે અપના ખાના તીહી નહીં
અબ ભી હેં ઇસમે લાખ સીકન્દર ભરે હુવે

ગુજરાત દેશમાં ઇસલામી જાહોજલાલીના સમયે કેવા કેવા માનવંતા આલેમો, ફાઝેલો અને અવલીયા અલ્લાહ ગુજરેલા છે કે જેમના સદગુણથી ભરેલા કારનામાઓ અમે તવારીખમાં જોઇએ છીએ તથા વૃતાંતોમાં વાંચીએ છીએ ત્યારે પોતાની મેળે તેમના માટે અમારા અંતરમાં માન પેદા થાય છે. અત્યારે પણ તેમની શાનો શવકત તથા જાહોજલાલીની ગવાહી તેમનાં બુલંદ મકબરાઓ તથા મોટા મોટા ગુંબજોની શાનદાર શવકત આપી રહી છે. આજે તેઓ અમારામાં રહ્યા નથી તો શું થઇ ગયું? શું ગુજરાત દેશ આવી પવિત્ર હસ્તીઓથી ખાલી છે? નહીં કદી નહીં, ખુદાવંદે કરીમ હમેશાં આવા લોકોને પેદા કરતો રહે છે. પરંતુ અમારી કોમ મડદાં પરસ્ત છે.' તે મરનારાઓને માનની નજરથી જુએ છે પણ ઝીન્દાદીલોની તેમની ઝીનદગીમાં કદર કરતી નથી. તે ઉંચા બુલંદ બુરજોની આશક છે પણ તે બાકમાલ જીવતા માથાઓની

આશક નથી કે જેમના મર્ણ પછી આ ગુંબજે તઇયાર કરવામાં આવ્યા છે બસ આ અમારી પડતીની નિશાની છે. પડતી દશામાં આવી પડેલા લોકો જ્યારે એક જગ્યાએ શાન્તીથી બેસે છે અને સમય તથા દેશની બુરાઇઓનું દફતર ખોલે છે તે વખતે તેમનો દાવો હોય છે કે સમય પડતીની તરફ ઢળી રહયો છે. પરંતુ જો ખરી રીતે જોવામાં આવે તો પડતી તેમની ગફલતો તથા આરામ તલબીઓના પરિણામથી આવે છે. દુનિઆતો પોતાની ચાલમાં ચઢતીની તરફજ જઇ રહી છે માટે જો તમે ચઢતી દશાએ પહોંચવા ચાહતા હો તો આવા બાકમાલ સજ્જનોનો દામન પકડી લો, આવા પવિત્ર આત્માઓનો દરેક વાતમાં સાથ આપો. એમની કદર કરો. તમારી પોતાનીજ બે કદરી તમને ચઢતી દશાએ પહોંચવા દેતી નથી તમે શા માટે સમયને પડતી દશા તરફ ઢળતો બતાવો છો. સમયની બુરાઇઓમાં પોતાની કીમતી જીંદગી ગુજારનાર લોકો! તમે લગાર બઝમે કુદરતને તો જુઓ કે તે કેટલી બધી દીલકશ અને શોભાયમાન છે. તમારા અંતરમાં તે વાતજ નથી કે તમે આ વસ્તુઓની કદર કરી શકો. આ એવી વસ્તુઓ છે કે જે માણસાઈ જોશને વધારે છે, તબીયતમાં લાભદાઇ ઉત્સાહને જન્મ આપે છે કે જે વડે સારા પરિણામ આવ્યા અને ભવિષ્યમાં પણ સારા પરિણામ આવતા રહેશે.

નવાબ મીર સદરૂદદીન હુસેનખાન સાહેબની મુબારક હસ્તી ગુજરાતના માટે અકસીરનો અસર ધરાવે છે તમે આવા કોમી બુઝુર્ગના કીમતી વિચારોથી લાભ ઉઠાવો. તેઓ મુસલમાનોના સાચા ખેરખ્વાહ અને હીતેચ્છુ છે. તેઓએ કોમની બજાવેલી સેવાઓની કદર કરો. આવા હીતેચ્છુઓ દુનિઆમાં ભાગ્યેજ જન્મે છે. માટે આવી સોનેરી તકનો લાભ ઉઠાવો.

નવાબ સાહેબ ઇસલામીઓને ચઢતી દશાએ પહોંચાડવા માટે સલાહ આપે છે કે અમદાવાદ જેવા ઇસલામી વસ્તીવાળા શહેરમાં મઝહબી કેલવણીના બે મોટા મદ્રેસાઓ સ્થાપવા જોઇએ એક બાળકો માટે અને બીજો બાળાઓ માટે અને તે મદ્રેસાઓની સાથે બોરડીંગ હાઉસ પણ હોવા જોઇએ. અમદાવાદમાં લગભગ પચીસ ત્રીસ હજાર મુસલમાન મીલે મજુરો છે. જો તેઓ દર માણસ દીઠ વારસીક એક રૂપીઓ આપેતો ઘણીજ સહેલાઇથી દર વરસે પચીસ ત્રીસ હજારની ગંજાવર રકમની વારસીક આવક થઇ શકે છે. બલકે ધીમે ધીમે તેમાં વધારો થશે વળી શહેરના બીજા લોકો પણ આ કામમાં મદદ કરેતો એકંદર આવકથી ઉપર જણાવેલા બંને મદ્રેસાઓની સ્થાપનામાં કાંઇ શક રહેતો નથી. અંગ્રેજી કેલવણીના મદ્રેસાઓની જરૂરત નથી કેમકે નામદાર સરકારના તરફથી અંગ્રેજી મદ્રેસાઓ મોજુદ છે. માત્ર મઝહબી કેલવણીના મદ્રેસાઓ હોવા જોઇએ વળી અમદાવાદ જેવા ઇતીહાસીક શહેરમાં બાદશાહી મસજીદોની કાંઇ ખોટ નથી. એવી એવી શાનદાર મસજીદો વેરાન અને ઉજડ મોજુદ છે કે જો તેમાં હઝારો વિદ્યાર્થીઓનો બંદોબસ્ત કરવા ચાહે તો સ્હેલાઇથી થઇ શકે છે. મસજીદોમાં મઝહબી કેલવણી આપવામાં આવેતો તે કોઇબી રીતે વાંધા ભરેલું નહીં ગણાય. તેથી મદ્રેસાની ઇમારત બાંધવા પાછળ જે ગંજાવર ખર્ચ કરવો પડે છે તે કરવો નહીં પડે અલબતાં બોરડીંગ હાઉસના માટે સાધારણ ખર્ચની જરૂર પડશે તો તે મજકુર આવકમાંથી થઇ શકે છે. અમદાવાદ અને બીજા સ્થળોના મુસલમાનોની એવી ઝબુન હાલત થઇ ગઇ છે કે જેનું વર્ણન કરતાં કંપારો છુટે છે. જે લોકો પોતાને મુસલમાન કહેવડાવે છે અને રસુલે અકરમ સલ૦ની ઉમ્મતમાં હોવાનો દાવો કરે છે.

તેઓ બાદશાહી સમયની શાનદાર મસજીદોમાં ઉઘાડે છોગે જુગાર રમે છે. જુઠ બોલે છે, તોફાન મસ્તી કરે છે અને એવી રીતે તેઓ ખાનએ ખુદાની બે હુરમતી કરે છે. તેથી જો એવી મસજીદોમાં નવાબ સાહેબની સલાહ પ્રમાણે મદ્રેસાઓની સ્થાપના થાયતો ખાનએ ખુદાની હુરમત સચવાશે અને કાંઇ પણ ખર્ચ વિના મુસલમાનોને શાનદાર ઇમારતો મળી શકશે.

નવાબ સાહેબની આ કીંમતી સલાહ કેટલી બધી આવકાર દાયક અને ફાયદો આપનારી છે તે સમજુ સજજનો સ્હેલાઇથી સમજી શકે છે. કાંઇ અમદાવાદના મુસલમાનો માટેજ નવાબ સાહેબની આ કીમતી સલાહ નથી બલકે જે જગ્યાના મુસલમાનો આ સલાહનો સ્વીકાર કરે તેને ફાયદો પહોંચી શકે છે. આ કામમાં સંપની પણ ઘણીજ જરૂર છે. સંપ વિના કાંઇ પણ થઇ શકતું નથી માટે એક બીજાની સાથે સંપ કરી આ સુચના ઉપર અમલ કરવો જોઇએ. ખુદા કરેને મુસલમાન ભાઇઓ આ કીમતી સલાહ ઉપર વિચાર કરે અને ખુદાવંદે કરીમ તેમને આ પ્રમાણે કરવાની તોફીક આપે આમીન.



# ગુજરાતના મુસલમાનોના સંબંધમાં નવાબ સાહેબના કીમતી વચન.



નામદાર નવાબ સાહેબના કીમતી બોધ વચન અને પવિત્ર વિચારો જે સોનાના અક્ષરે લખવા લાયક છે અને જેને અમારા માનવંતા મીત્ર મોલવી સય્યદ મુરતુઝા સાહેબે પોતાની કલમી બ્યાઝ (નોંધપોથી)માં લખી રાખ્યા છે તેમાંના કેટલાક અત્રે કોમને લાભ પહોંચે એટલા માટે ઉતારી લઇએ છીએ. આશા છે કે ઇસલામના હમદર્દો નવાબ સાહેબની કીંમતી સુચનાઓ ઉપર અમલ કરી પોતાની એકત્ર કોશીશથી ગુજરાત તથા દક્ષિણુ વાસી ઇસલામીઓને ચઢતી દશાએ પહોંચાડવા માટે કોશીશ કરશે.

૧. નવાબ સાહેબ ફરમાવે છે કે ગુજરાતના પીરઝાદા અને મશાયખીનો ઉર્દુ ભાષાથી બે ખબર છે અને અરબી તથા ફારસીને પણુ સલામ કરી ચુકયા છે તેથી જો કોઇ પત્ર વ્યવહાર કરવા ચાહે છે તો માત્ર ગુજરાતીમાં કરી શકે છે. તેઓ પોતાની કોમી ભાષા પણુ ભુલી ગયા છે. તેઓ પોતાના ઇતિહાસ તથા લીટરેચર અને ગઝલથી બે ખબર છે જાણે તેઓ શરીરનો તદ્દન નકામો ભાગ છે માટે કોમી ભાઇઓએ તેમનાથી કોઇ પણુ પ્રકારના લાભની આશા રાખવી ન જોઇએ. બલકે તેમની જહાલતના નુકસાનથી સાવચેત રહેવું જોઇએ. ભવિષ્યમાંઆ લોકો ચઢતી દશાએ પહોંચે એ માટે માત્ર તેઓએ પોતાના બાળકોને અરબી તથા ફારસીની ઉંચી કેળવણી અપાવવી જોઇએ અને તે બાદ થોડી ઘણી અંગ્રેજી

ભણાવવી. અરબીની ઉંચી કેળવણી માટે તેઓએ દેવબંદ અથવા નુદવા વીગેરે અરબી મદરેસાઓ તરફ ધ્યાન આપવું જોઇએ. ત્યાંથી ફઝીલતની સનદ મેળવ્યા બાદ અગર અંગ્રેજીની સંપુર્ણ કેળવણી લેવામાં આવે તો કાંઇ હરકત જેવું નથી.

૨. નવાબ સાહેબ ફરમાવે છે કે ગુજરાતના આલેમો અને વાએઝોએ અંદર અંદરની લડાઇથી પરહેઝ કરવું જોઇએ અને અદાવત તથા દુશમનીને દુર કરી સંપના સાથે હળી મળીને કોમી બેહતરી તથા ભલાઇના કામો તરફ ધ્યાન આપવું જોઇએ. એટલે કેટલાક ઓલમાઓ અરબી, ફારસી ભણાવવાનો ધંધો કરે તથા ઠેક ઠેકાણે અરબી મદરેસાઓની સ્થાપના કરે. કેટલાક ઓલમાઓ આર્યા તથા ખ્રીસ્તીઓની સાથે વાદવિવાદ કરતા રહે તથા મુસલમાનોને મીશનરીઓના પંજામાં જતાં બચાવે. કેટલાક ઓલમા કોમના બેહુદા આચરણ તથા નકામા ખર્ચના ખોટા રીવાજોની બુરાઇઓનો વાઅઝ કહેતા રહે. કેટલાક ઓલમા અખબાર, ચોપાનીયા વીગેરે જારી કરી કોમની ફરજ બજાવે. કેટલાક ઓલમા જુદી જુદી ભાષાઓનું જ્ઞાન મેળવી તે ભાષાઓમાં મઝહબી કીતાઓના તરજુમા કરી કોમને લાભ પહોંચાડે તથા દેશની ચારે બાજુએ ઇસલામના પ્રસારના માટે મુસાફરી કરતા રહે અને એક બીજાના કામોમાં મદદ આપે. પીરઝાદા લોકો પણ કેળવણી પામ્યા બાદ આ સ્તુતી પાત્ર કામો હાથમાં લે, આ કામો વીના બીજા કોઇ પણ કામ તરફ લગારે ધ્યાન આપે નહીં તેઓએ ખાસ કરીને પોતાના મુરીદો તથા માનનારાઓના સુધારા તથા રાહનુમાઇ પર કમર બાંધીને તઇયાર થઇ જવું જોઇએ.

૩. નવાબ સાહેબ ફરમાવે છે કે ગુજરાતના જે અમીર ઉમરાવો તથા રાજ્ય કર્તાઓ છે તેઓ પણ ઉરદુ ભાષા તરફ ધ્યાન આપતા નથી તેથી ઉરદુ ભાષાની પડતી થઇ રહી છે કેમકે તેમના રાજ્યમાં ન તો ઉરદુના મદરેસાઓ છે ન લાયબ્રેરીઓ અને ન તો અખબાર છે તેમજ તેઓ કોમી કામોથી તદન ગાફેલ અને મઝહબી બાબતોથી બીલકુલ અંજાણ છે. આ કારણોના લીધે ઉરદુની બેકદરી છે અને ઉરદુની બેકદરી હોવાથી ઇસલામને નુકસાન થઇ રહયો છે પરંતુ તેમને તેની લગારે ખબર નથી. માટે ઇસલામી અમીરો અને રાજ્ય કર્તાઓને જોઇએ કે અરબી ફારસીના મદરેસા પોતાના દેશમાં જારી કરે અને દેવબંદ તથા નુદવામાંથી તેમના માટે મુદરરીસો તથા વ્યવસ્થા કરનારાઓ બોલાવે. તેઓએ પોતાના બાળકોને પણ પોતાની કોમી ભાષાથી અંજાણ રાખવા જોઇએ નહીં. ઉરદુ ભાષાને સંપુર્ણતાએ પહોંચાઢવા માટે અરબી ફારસીની ખાસ જરૂર છે માટે ઉરદુ ના બદલામાં ફારસી અરબી મદરેસાઓ પોતાના રાજ્ય તથા હકુમતમાં જારી કરવા જોઇએ કેમકે આમ થવાથી ઇસલામને મદદ મળવાની સાથે મુસલમાનો એક શકતીવાન કોમ બનશે. જ્યાં સુધી મુસલમાનો પોતાના બુઝુર્ગોનો ઇતીહાસ અને અરબ કોમનો ઇતીહાસ તથા ભુગોળ અને મઝહબથી જાણીતા નહીં થાય તેમજ જ્યાં સુધી પોતાના બુઝુર્ગોને દીનના પુસ્તકો વાંચવાથી બે નસીબ રહેશે ત્યાં સુધી તેઓ કોઇ પણ જાતની ઉન્નતી કરી શકશે નહીં. તે એક મુવેલા શબની અને વગર આત્માના શરીરની પેઠે છે. પોતાના રાજ્યના બાળકોને સ્કોલરશીપ આપી કેળવણીના માટે અલીગઢ કોલેજ તથા નુદવતુલ ઉલમા અને દેવબંદ મોકલવા જોઇએ જ્યારે તેઓ ત્યાંથી પુરેપુરૂં શિક્ષણ મેળવીને આવશે ત્યારે તેમને પોતાના રાજ્યમાં શિક્ષકોનું કામ સોંપવુ જોઇએ.

૪. નવાબ સાહેબ ફરમાવે છે કે કોમના અમીરો માત્ર હીઝ હાઇનેસ કેહવડાવવાથી માનના હકદાર નથી કેમકે આ ખેતાબ તો તેમને વારસામાં મળેલો છે. અગર તેઓ મુસલમાનોની બેહતરી અને બે ઇઝઝત ગરીબ કોમને ઇઝઝત દાર ન બનાવે અને જાહેલ કોમને વિદ્યા હુન્નરનું શિક્ષણ ન અપાવે તો તેઓએ કોમની ઇઝઝતની પરવા ન કરેલી હોવાથી કોમની તરફથી પણ તેમને કોઈ માન મળી શકતું નથી.

૫. નવાબ સાહેબ ફરમાવે છે કે ,કોમના અમીરોએ ઉરદુની લાયબ્રેરીઓ, અખબાર, તથા મદરેસાઓ પોતાના રાજ્યમાં જારી કરવા જોઇએ. એટલુંજ નહીં બલકે ઉરદુની ઉન્નતીના માટે હીંદુસ્તાનમાં જે લોકો કોશીશ કરી રહ્યા છે તેમની મદદ કરવાને પણ ફરઝ સમજે તથા જે લોકો હીંદુસ્તાનમાં ઇસ્લામી સેવા બજાવી રહ્યા છે તેમની પણ મદદ કરે. વળી જે વિદવાનો વિદવતા ભર્યા ઉતમ પુસ્તકો લખે અથવા તરજુમો કરીને પ્રગટ કરે તેમની મદદ કરવાથી પણ દુર રહેવું ન જોઇએ.

૬. નવાબ સાહેબ ફરમાવે છે કે, મને આ વાતનો સખત સદમો છે કે ગુજરાત દેશમાં કોઇ પણ માણુસ કોમી કામમાં મારાથી સલાહ લેતો નથી તેમજ કોઇ સખી માણુસ ખેર ખેરાતની વખતે આ રૂપીઆ કઈ જગ્યાએ ખર્ચ કરવામાં આવે તે બાબે પુછતો નથી, ન તો કોઇ રાજા રજવાડા કે હીઝ હાઇનેસ મને બોલાવીને કોમના ફાયદાની હું વાત તેમને સમજાવું તે બાબે તક આપતા નથી તેમજ રાજ્યમાં જે જરૂરી કામો તેમને કરવાના છે તેમને સુચનાઓ કરૂં. વગર બોલાવે કોઇને ત્યાં જવું વ્યાજબી નથી કેમકે એમ થવાથી વાતનો અસર થતો નથી. કદાચ તેઓ મને આ કામના માટે ન બોલાવે તો ખેર પણ આ કામના માટે હીંદુસ્તાનમાં

બીજા અનેક લોકો મોજુદ છે જેઓ રાત દીવસ કોમી કામોમાં મચેલા છે. એવા લોકોને બોલાવી પોતાની પાસે રાખે અથવા તો પોતે એમની સેવામાં જાય કે જેથી અનેક લાભ થવાની આશા છે.

૭. નવાબ સાહેબ ફરમાવે છે કે ગુજરાતની કેટલીક અંજુમનોએ અંજુમનના પ્રમુખ બનવાની મને દરખાસ્ત કરી પરંતુ જ્યારે તેઓએ મારી સુચનાઓ ઉપર થોડો ઘણો પણ અમલ ન કર્યો તો મેં એ હોદાનું રાજીનામું આપી દીધું. તેઓએ મારી સુચનાઓ ઉપર અમલ ન કર્યું તેનું મુખ્ય કારણ અંદર અંદરતું કુસંપ છે. નવાબ સાહેબ પોતાના ભાષણ કે શીખ આપતી વખતે ઘણું કરીને આ શેર ભણે છે.

સર કુનમ શિકવા અગર તાબ શનીદન દારી
સીના બિશગાફમ અગર તાકતે દીદન દારી

---

ફુગાંમેં આહમેં ફરીયાદમેં શેવનમેં નાલેમેં
સુનાઉં દર્દે દીલ તાકત અગર હો સુનને વાલેમેં

---

સુને હોંગે ચમનમેં સેંકડો નાલે હઝારોં કે
કલેજા થામ લો અબ દિલ જલે ફરીયાદ કરતે હેં

---

૮. નવાબ સાહેબ ફરમાવે છે કે અમારી કોમના નવજવાન શખ્સો, દારૂ અને બીજા નીશા તથા વ્યભીચારથી દુર રહે અને ઓલમાઓ, હમદર્દો વીગેરેની ઈઝત કરે, તેમની સંગતથી તેમનામાં ઇસલામી હમદર્દી, હમીયત, અને ગેરતે દીની પેદા થઇ જાય તો તેમનાંથી મુસલમાનોને

બેહદ ફાયદા પહોંચી શકે છે. જુઓ હીંદુ રાજાઓમાં કેવા કેવા સદગુણોના ભંડાર રાજાઓ મોજુદ છે અને તેઓ કોમી લાગણીથી કેવા ભરપુર છે" જે રઇસ લોકો દુર્ગુણોમાં પડેલા છે તેમને ત્યાં નીચ લોકોનેજ જગ્યા મળે છે, તેથી તેમને ભલાઇના કામો બતાવનારા તથા પવિત્ર વિચારો દર્શાવનારા અને બુલંદ નજર ધરાવનારા માણસો મળતા નથી. અગર ભોગ જોગે કોઇ એવો માણસ મળી જાય તો પણ નીચ લોકો તેમને ત્યાં ટકવા દેતા નથી. વળી કેટલાક રઇસોને ખુશામદી કુટણાઓ અને એવાજ નીચ લોકોથી મોહોબ્બત થઇ જાય છે કેમકે બુદ્ધીવાન, આલેમ તથા નેક સ્વભાવ ધરાવનારાઓથી નીચ કામ થતા નથી જેથી તેઓ રઇસો ઉપર કાબુ મેળવી શકતા નથી. રઇસોને જોઇએ કે તે આવા નેક માણસોને પોતાની પાસે રાખે અને ખુશામદની લગારે આશા રાખે નહીં બલકે તેમની પાસેથી શુભ સલાહ અને ઉમદા શીખની આશા રાખે જરુરી ભલેને તેમની ભલી વાતો ઉપર અમલ ન કરે પરંતુ શાંન્ત સ્વભાવથી તેમની વાતો સાંભળે અને કોઇના ભરમાવવાથી તેમની નાલાશી ન કરે કેમકે તેઓ પોતાની લગાર પણ નાલાશી જોશે તો એક મીનીટ પણ તેમની પાસે ટકશે નહીં.

૯. નવાબ સાહેબ ફરમાવે છે કે દરેક હીઝ હાઇનેસથી મારી અરજ છે કે તેઓએ હકુમત તથા દોલતના અભીમાનને તજી દેવું જોઇએ તથા એશ અશરતમાં બેખુદ તથા મતવાલા ન બનવા જોઇએ જેવી રીતે તમારા બાપ દાદા આ વસ્તુઓ દુનિઆમાં મુકી ગયા અને કાંઇ પણ સાથે નથી લઇ ગયા તેવીજ રીતે તમે પણ કાંઇ સાથ નહીં લઇ જાઓ એટલા માટે જ્યાં સુધી બની શકે ત્યાં સુધી સદાચાર વિચારથી ચાલો, નીતી, ન્યાય

ધારણુ કરો, લોકોની ભલાઇ કરો, આવાતો તમારી પાછળ યાદગાર રહેશે અને આખેરતમાં ખુદાવંદ તઆલાની રૂબરૂ સુર્ખરૂ કરશે. અત્યારે તમોને જે કાંઇ કુદરત તરફથી બક્ષિશ થએલી છે તે માત્ર તમારી અજમાયશ અને પરિક્ષાના માટે છે. વેષ્યાઓના ઘર ભરવા માટે તથા નીચ ખુશામદી અને કમીનાઓની ખાતર બરદાસના માટે પઇસો ટકો મલ્યો નથી બલકે ઇસલામની સેવા અને વિદ્યા હુન્નરના પ્રસાર તથા દુનિઆની ભલાઇ કરી અલ્લાહ તઆલાની રજામંદી હાસલ કરવા માટે મળેલો છે.

રૂસ્તમ રહા ઝમીંપે ન બેહરામ રેહ ગયા
મરદોંકા આસમાં કે તલે નામ રેહ ગયા

૧૦. નવાબ સાહેબ ફરમાવે છે કે કોમના અમીરોમાં મને એક વધુ બીમારી માલમ પડી છે અને તે એ છે કે તેઓમાં અંગ્રેજી કેળવણીના સબબે અખબાર તથા પુસ્તકો વાંચવાનો થોડો ઘણો શોખ જન્મ પામ્યો છે પરંતુ તેઓ જ્યારે અખબાર જુએ છે તો તે અંગ્રેજી તથા તેનો એડીટર ખ્રિસ્તી હોય છે અને જ્યારે પુસ્તક વાંચે છે ત્યારે તે પણ અંગ્રેજી અને તેનો લખનાર પણ ખ્રિસ્તી હોય છે. આવી રીતે દર વખતે ગેર કોમના લખેલા લેખો વાંચવાથી ઇસલામી હમીયત તથા દીની હીમાયતનો જોશ મટી જાય છે બલકે એશીયાટીક આચરણમાં પણ ફેર પડી જાય છે. જ્યારે તેઓને પુછવામાં આવે છે કે તમે ઇસલામી અખબાર કેમ વાંચતા નથી ત્યારે તેઓ જવાબ આપે છે કે અંગ્રેજી અખબારોમાં તાજા ખબરો અને બનાવો છપાય છે અને તાર મારફતે ખબરો મંગાવવામાં આવે છે પણ ઇસલામી અખબારો તેમ કરતા નથી. આ વાતનો જવાબ અમારી પાસે આ છે કે અમારા ઇસલામી અખબારોનો ગજો નથી કે તેઓ અંગ્રેજી

અખબારોનો મુકાબલો કરે પરંતુ જો તમો લોકો મદદ આપો તથા ધ્યાન પહોંચાડો તો તેમની હાલત સુધરી શકે છે. જ્યારે આપને એ અખબારો થી હમદર્દી નથી તો ફરી તેમની આવી દશાનો દોષ આપના ઉપર આવે છે. પર કોમના લેખ વાંચવાથી આપનો સ્વભાવ બદલાય છે અને બીજી અંજાણી કોમની પેઠે તમે પણ ઈસલામથી દુર થતા જાવ છો. સઇયદ અકબર હુસન સાહેબ અલાહબાદ વાળાએ પોતાના એક શેરમાં આવા આચરણ ઉપર ટીકા કરતાં કહેલું છે કેઃ—

બુટ ડોસનને બનાયે મેંને એક મઝમું લીખા
મુલ્કમેં મઝમું ન ફેલા ઓર જુતા ચલ ગયા

સારાંશ એ છે કે અમારા ભાઇઓની નજરમાં ડોસનના બુટની જેટલી કદર છે તેટલી કદર અમારા લેખોની તથા અમારા અખબારોની પણ નથી. અફસોસ.

૧૧. નવાબ સાહેબ ફરમાવે છે કે અંગ્રેજી સાહીત્યના મુકાબલામાં અમારૂં ઉરદુ સાહીત્ય કાંઇ પણ ગણત્રીમાં નથી એ હું સારી પેઠે જાણું છું જેમકે સમુદ્રના માછલાં તલાવમાં રહેવાથી ખુશ નથી તેવીજ રીતે જેણે અંગ્રેજી પુસ્તકો વાંચ્યા છે તેને ઉરદુ કીતાબો વાંચવાથી તસલ્લી થતી નથી. આ ઉપરથી મારૂં કહેવું એમ નથી કે તમે અંગ્રેજી વાંચન ન કરો અથવા અંગ્રેજી અખબારો ન વાંચો પરંતુ આ વાત સારી પેઠે યાદ રાખો કે પરકોમના લેખકોએ ઇસલામ તથા ઇસલામી સુલતાનોની હલકાઇ કરવામાં કાંઇ પણ બાકી નહીં રાખ્યું હોય. તેમનાથી જ્યાં સુધી બની શક્યું છે ત્યાં સુધી તેઓએ પોતાનો દબદબો બતાવવાની અને

ઇસલામીઓનો હમદઓ ઘટાડવાની કોશીશ કરી છે એટલે તેમના પુસ્તકો વડે અમને અમારા વડવાઓના સાચા કારનામા મળી શકશે નહીં. તેથી અમે ઉરદુ સાહીત્યની તરફ ધ્યાન આપવાને લાચાર બનીએ છીએ અને અમારા ઓલમાઓના પુસ્તકો તથા લખાણો તથા અખબારો જોવા જરૂરી છે. બલકે અમારા ઓલમાઓ તથા હમદર્દોની હીમત વધારવા સારૂ મદદ આપવી તથા ઉરદુ સાહીત્યની મદદ કરવી અમારા ઉપર ફરજ છે અને આવી જરૂરી વાતથી ગફલત કરવી ગોયા પોતાના હાથે ઇસલામને નુકસાન કરવું છે.

**૧૨.** નવાબ સાહેબ ફરમાવે છે કે કોમના પઇસાદાર આગેવાનો પોતાના બાળકોના માટે અંગ્રેજ શિક્ષકો (ટયુટર) રાખી તેમને ઇસ્લામથી અંજાણ બનાવી રહયા છે. તેઓને જોઇએ કે કોઇ કાબેલ હમદર્દ ઇસલામ મોલવીની શિક્ષકની જગ્યાએ નીમર્ણુક કરે કે જેથી તેઓમાં નાહનપણથીજ ઇસલામી હમીયત અને કોમી હમદરદી જન્મ પામે અને જવાનીમાં ઇસલામથી અંજાણ ન રહેવા પામે.

**૧૩.** નવાબ સાહેબ ફરમાવે છે કે પાલનપુર, રાધનપુર, જુનાગઢ, માણાવદર, માંગરોલ, સચીન, વાડાસીનોર તથા બાંટવા રાજ્યોમાં અરબી તથા દીનીયાતનાં શિક્ષણ માટે એક એક મદરેસો સ્થાપવો જોઇએ અને તેને દેવબંદ અથવા નુદવાની શાખા બનાવવો જોઇએ. જે રાજ્ય કર્તાઓ તથા રઇસોને દીનની હમદરદી તથા મોહોબ્બત નથી તેઓના માથે દીનને મટાડવાનો આરોપ સદાના માટે રહેશે. જો કે આ લોકો ધન્યવાન છે અને તેમના ઉપર ઇસલામનો બહુ મોટો હક છે તેથી આ હકથી મોઢું ફેરવવું તે ગોયા ખુદા રસુલથી મોઢું ફેરવવા બરાબર છે.

અગર કોઈ માણુસ એમ કહે કે નવાબ સાહેબ તો મૌલવીઓની ખુશાઇ તથા શરારતની શીકાયત કરે છે અને ફરી દેવબંદની હીમાયત તથા દેવબંદની ઠેક ઠેકાણે શાખાઓ સ્થાપવાની સલાહ આપે છે તેનું શું કારણ? તેમજ અરબી ભણીને અમારા ઓલમા મોલવી શા કામના છે તેમની જાતથી કુસંપ સીવાય કોમને શું શું લાભો પહોંચવાની આશા છે. આ વિચાર સઘળા નવી ફેશનના અંગ્રેજી કેળવણી પામેલાઓનો છે. પરંતુ આનો જવાબ સાંભળો ? કોમને નમાઝ રોઝાનું શિક્ષણ આપવા, ઇસલામ ઉપર કાયમ રાખવા, આઝાદી તથા નાસ્તિક પણાંની આલમગીર આફતોથી બચાવવા માટે આવા લોકોની પણ ખાસ જરૂરત છે. અગર આ લોકો નહીં હોય તો અમારી મસજીદો વીરાન થઇ જશે. અમારા દીલોમાંથી ખુદા રસુલની મોહોબ્બત નીકળી જશે. આમ થવાથી અમારા દીલ વીરાન થઇ જશે અને જાહેલ તથા અભણ લોકો મસજીદોના પેશ ઇમામ તથા મોલવી અને વાઅઝ બનીને અજ્ઞાનો ઉપર સરદારી કરવા લાગશે. જેમકે ગુજરાતમાં આવા અનેક દાખલાઓ મોજુદ છે. તેથી દરેક શહેરમાં દીનીયાત તથા અરબીનો એક એક મદરેસો કાયમ કરવો જોઇએ. મદરેસો કાયમ થવાથી એમ ન સમજવું કે શહેરના બધા મુસલમાનો દીનીયાતની કેળવણી લેવા લાગી જશે. નહીં, બલકે અમારામાંથી કેટલાક લોકો એ કેળવણી પામીને તઇયાર થવાથી તેમનું એ કામ હશે કે નમાઝ રોઝા, હલાલ હરામના મસઅલા, મસજીદની સંભાળ તથા ચાકરી વીગેરે કરશે. તેમનું કામ હશે કે આર્યા તથા ખ્રિસ્તીઓનું ખંડન કરશે જેથી ઇસલામના ઉપર હુમલાઓ થાય તો તે દુર થઇ શકે વળી તેઓમાં કેટલાક એવા ચળકતા હીરા હશે કે કોમની સેવા બજાવવામાં

શાહ વલીઉલ્લાહ, શાહ અબ્દુલ અઝીઝ દેહેલવી રહે૦ મોલવી મોહમદ કાસમ સાહેબ, મવલાના અબ્દુલ હઇ સાહેબ લખનવીની પેઠે નીવડશે. ચાલુ સમયમાં પણ ખુદાના ફઝલથી અરબી જાણનારાઓમાં મવલાના અશરફઅલી સાહેબ થાનવી, મવલાના એહમદ હસન સાહેબ અમરોહવી મવલાના અબ્દુલ હક સાહેબ હકકાની જેવા તથા બીજા અનેક આલેમો મોજુદ છે. અગર આ લોકો કોમમાં ન હોય તો મુસલમાનો કોની પાસે ફતવા લેવાને જશે અને જેમના દીલોમાં દીની મોહોબ્બતની મોજો ઉઠી રહી છે તેઓ કઇ જગ્યાએ જશે અને કોની સંગત તથા ઉલફતથી શાંતતા મેળવશે. હઝારો ગામોમાં દેવબંદના અસંખ્ય મોલવીઓ ફેલાયલા છે. જેથી ગામડાના ખેડુત લોકોને ઇસલામના ઉસુલથી આગાહી અને બાનીએ ઇસલામ સલ૦ ની મોહોબ્બતનો સબક મળે છે, અલબતાં આ ઓલમાઓના ટોળામાં જે દુર્ગુણો, દુરાગ્રહ, હઠધર્મી અને ખુદ ગરઝી તથા હક પોશીની વાતો પેદા થઇ ગઇ છે તેનાથી દુર રાખવા માટે તથા એ નાબુદ કરવા માટે કોશીશ કરવી જોઇએ તથા એ તદબીર વિષે વિચાર કરવો જોઇએ. પણ એમ કહેવું કે અરબીના મદરેસાઓજ નાબુદ કરી દેવા એ બહુ મોટી ભુલ છે. ગુજરાતમાં જે લોકો પોતાની મેળે વાએઝ અને મોલવી બનીને પ્રખ્યાત થઇ જાય છે તથા આમ લોકોને પોતાની મતલબના માટે શીકાર બનાવે છે તેમનો બદોબસ્ત પણ અરબી મદરેસાઓની સ્થાપનાથી થઇ શકશે કેમકે જ્યારે દીની ઇલમનો પ્રસાર થશે ત્યારે ઇલ્મી સનદ વિના મસજીદના પેશ ઇમામ, તથા નીકાહ ખ્વાનીના માટે કાઝી બની શકશે નહીં અને વાએઝની મજલીસના માટે જાહેલ તથા નાદાન નીમ મુલ્લાંને મીમબર કે ગાદી ઉપર જગ્યા મળશે નહીં

નવી રોશનીવાળા આ લોકોની બુરાઇઓને જુએ છે પણ ભલાઇઓને જોતા નથી એ ઇનસાફથી વિરૂધ્ધ છે.

૧. આર્યા અને ખ્રિસ્તી મીશનરીઓને હીંદુસ્તાનમાં કોણ હાર આપે છે?

૨. બુઝુર્ગોને દીનના પુસ્તકો અને ઇલ્મે દીનની મોતેબર કીતાબોનો ઉરદુમાં કયા લોકોએ તરજુમો કર્યો છે અને હાલ પણ કરી રહયા છે?

૩. મસજીદોમાં નમાઝ રોઝાની ચર્ચા અને કુરઆન ભણવાનો બંદોબસત કોના હાથમાં છે?

૪. ગામડાઓમાં ખુદા રસુલનું વર્ણન, દીની મસલાઓની ચર્ચા કોના સબબથી થાય છે? શું અમારા અંગ્રેજી કોલેજોના ડીગ્રી પામેલા નવજુવાનો તથા વકીલ બેરીસ્ટરો, અને ઇનજીનીયર સાહેબો કરશે?

બરીં અકલો દાનીશ બ યાબદ ગીરીસ્ત

ચાલુ સમયના મોલવીઓ બેશક બદનામ છે પરંતુ તેઓજ ઇસલામના હાથ પગ છે. તેઓ વિના કોઇ મેહેલ્લો, કોઇ ગામ, કોઇ મજલીસ ખાલી ન રહેવી જોઇએ. તેમની શરમ ભરેલી ચાલચલણની રોક ટોક નવી રોશનીવાળા કરશે અને નવી રોશનીવાળાના નાસ્તિક પણું, આઝાદી તથા બે દીનીની રોક ટોક ઇસલામના ઓલમાઓ કરશે. આવી રીતે બંને બાજુના લોકો એક બીજાની ભલાઇના માટે કોશીશ કરે પણ તેમની બરબાદી તથા પાયમાલીની હદ સુધી ન પહોંચી જાય. હવે ચાલુ સમયના ગુજરાતના રાજ્ય કર્તાઓ જેઓ રાજકોટ કોલેજ, ઇંદોર કોલેજ કે અજમેરની મેયો કોલેજના કેળવાયલા તથા સનંદ પામેલા છે તેઓ ઓલમાએદીન અને અરબી મદરેસાઓને એટલા માટે સારી નજરે જોતા નથી કે નવી રોશનીના લોકો તેમના

વિરૂદ્ધ છે અને તેઓ પોતે પણ પોતાને નવી કેળવણી પામેલાઓમાં ગણે છે. જેમકે.

આં ચીઝકે દર કાને નમક રફત નમક શુદ

એ લોકોના મુસાહીબો અને સલાહકારો પણ નવી રોશનીના હોવાથી તેમને સાચી વાતનો સમજાવનાર અને અરબી મદરેસાઓની જરૂરત તથા તેના ફાયદાઓથી જાણીતો કરનાર કોઇ પણ માણસ નથી. કેમકેઃ–

કુનદ હમ જીન્સ બાહમ જીન્સ પરવાઝ

કબુતર બા કબુતર બાઝ બા બાઝ

આ કારણના લીધે રઇસ લોકો અંગ્રેજી મદરેસાઓ વિના પુર્વની તથા દીની કેળવણીના મદરેસાઓની તરફ બીલકુલ ધ્યાન આપતા નથી. બલકે તેમની મજલીસમાં જ્યારે પણ આ વાતની ચર્ચા ચાલે છે તો ચારે બાજુથી આ અવાજ આવે છે કે અરબી મદરેસા નકામા છે બેકાર છે એમની હસ્તીથી કાંઇ ફાયદો નથી એમાં રૂપીઆ ખર્ચવા બીલકુલ નાદાની અને ભુલ છે. આવી વાતો સાંભળીને અરબી મદરેસાનું ધ્યાન રહેતું નથી. તેઓ બીલકુલ બે પરવા થઇ જાય છે. પરંતુ આહ ! શું ઇસલામને આમ બે યારો મદદગાર મુકી દેવામાં આવશે અને શું ખરેખર અમારા દેશમાં અરબી મદરેસાઓ જરૂર વગરના અને નકામા છે ? નહીં, બીલકુલ નહીં, દેશમાં જેટલી જરૂરત અંગ્રેજી મદરેસાઓની છે તેટલીજ જરૂરત અરબી મદરેસાઓની છે. નુદવા તથા કોલેજ બંનેની જરૂરત છે. હું જેવી રીતે આનો હીમાયતી છું એવીજ રીતે તેનો પણ છું. મારી પેઠે દરેક મુસલમાને અરબી ઇસલામી મદરેસાની સલામતી તથા ખેરખ્વાહી તથા ચઢતી દશાએ પહોંચવાની કોશીશ કરવી જોઇએ. અને

તેની પડતીથી દીલગીર તથા રંજીદા રહેવું જોઇએ. ખાસ ગુજરાતમાં આ વાતની ઘણીજ કમી છે અને એજ કારણના લીધે હું મારા કોમ વતન ભાઇઓથી નારાજ છું અને લડતો રહું છું.

૧૪. નવાબ સાહેબ ફરમાવે છે કે સમય વીતી રહયો છે ઇસલામ મટી રહયો છે. અગર મટી જવા બાદ કોમ જાગૃત થઇ અને તેને હોશ આવ્યો તો ફરી શા કામનું? હું સાચું કહું છું કે ફરી એમનાથી કાંઇ પણ નહીં થઇ શકે. બસ આ દીલગીરીના સબબે મારૂં જીગર કપાઇ રહ્યું છે, મારી આંખોથી અશ્રુધારા વહી રહી છે. ખુદા તે કોમ ઉપર રહેમ કરે જેને પોતાની નાજુક હાલતનું લગારે ભાન તથા અફસોસ નથી.

ગુલશને ઇસલામમેં યારો ખીઝાં આનેકો હે
હાં ખબર લો જલ્દ અબ યે મેહમાં જાનેકો હે

૧૫. નવાબ સાહેબ ફરમાવે છે કે આમ ઇસલામી બીરાદરોએ મારી બે શીખામણ યાદ રાખવી જોઇએ. એક એકે મોહરમ શરીફમાં જેટલા રૂપીઆ લોકો તાજીઆદારીમાં બરબાદ કરે છે તે રૂપીઆ અનજુમનો, મઝહબી મદરેસાઓ, યતીમખાનાઓ વીગેરેની મદદમાં અગર ખર્ચ કરે તો એક મોટા ગુનાહથી અમારો પઇસો બચીને એક મોટા સવાબના કામમાં ખર્ચાશે. જેનું પરિણામ દુનિઆમાં ઇસલામની તરક્કી તથા આખેરત માં ખુદા રસુલની ખુશનુદી છે. બીજું એકે જેટલા રૂપીઆ લગ્ન પ્રસંગે હીંદુઓ જેવા રીત રીવાજોમાં ખર્ચ થાય છે તે જો પોતાના બાળકોની કેળવણીની પાછળ ખર્ચ કરવામાં આવે તો એક બરબાદી તથા ગુનાહથી છુટકારો થવાની સાથે અવલાદ ના હકોની જાળવણી તથા ફરજ બજાવેલી ગણાશે. જે કોમને પોતાના લાભ અને નુકશાનની ખબર નથી કે કયા

કામમાં લાભ અને કયામાં નુકસાન છે તે કામની ગણત્રી માણસોમાં નહીં પણ જાનવરોમાં થવી જોઇએ.

૧૬. નવાબ સાહેબે ફરમાવ્યું કે મોહરમમાં તાજીઆ બનાવવાનો રીવાજ તયમુરની ઇજાદ છે અને ખુશી તથા ગમીના હીંદુઓ જેવા રીત રીવાજો અકબરની ઇજાદ છે એટલે અકબર અને તયમુર જેવા મુગલ બાદશાહોને પોતાના પેશવા બનાવી લીધા અને ઇસલામના હાદી તથા પેશવા હઝરત રસુલે અકરમ સલ૦ અને અસહાબે કિરામ તથા એહલે બયત રદી૦ તથા તાબેઇન, તબે તાબેઇન, અઇમ્મએ મુજતહેદીન, અઇમ્મએ મોહદદિસીન તથા સુફીઆએ કીરામ રહે૦ ની પેશવાઇ અને રાહનુમાઇને પુરતી ન સમજ્યા. તેઓએ ઇસલામનું કાંઇ પણ માન ન રાખ્યું. ઇસલામ કયામતના દીવસે ફરીયાદ કરશે કે આ લોકોએ મને ઝલીલ કર્યો અને મારી સાથે ખરાબ વર્તણુંક ચલાવી તથા મારા પર મોટા જુલમ કર્યો.

૧૭, નવાબ સાહેબે ફરમાવ્યું કે અકબર અને તયમુર કોણ હતા? જરા ઇતીહાસમાં તેમના કારનામા વાંચો. એટલે જણાશે કે આ બંનેથી ઇસલામ અને મુસલમાનોને નુકસાન વિના લગારે લાભ પહોંચ્યો નથી. અફસોસ આવા જુલમી, બેદીન અને બે હમીયત બાદશાહોને મુસલમાનો પોતાના દીની મામલાઓમાં હાદી, રાહબર અને પેશવા બનાવે. અલબતાં એક ફતેહમંદ અને ભાગ્યશાળી હોવાની રૂએ જોવામાં આવે તો તે જુદી વાત છે પણ અમારા મઝહબનો એવો ઉસુલ કયાં છે કે બાદશાહોની ઇજાદ અને તરીકાને મુસલમાનો પોતાનો દીન તથા મઝહબ બનાવી લે અને ખુદા તથા રસુલના બીજા એહકામોની પેઠે ફરઝ તથા વાજીબ

મુજી છે. અફસોસ આ કેટલો બધો અંધેર છે કે બેદીનોના તરીકાને શરીઅતે મોહમ્મદી ઉપર સરસાઇ આપવામાં આવે છે.

ગર સલફ દેખેં હમારે ઝિન્દા હો કર અબ હમે
આયે નિસબત ઓર કરાબતસે હમારી ઉનકો આર

૧૮. નવાબ સાહેબે ફરમાવ્યું છે કે અમારા ઓલમા અને વાએઝીન દાઢી તથા મુછના સંબંધમાં ભાર મુકીને વાઅઝ તથા નસીહત કરે છે પણ શું તેમને ખબર નથી કે અકબરી તથા તેમુરી રસ્મોએ ઇસલામને કેટલો બધો કમજોર કરી દીધો અને મુસલમાનોની કેટલી બધી દોલત આરસ્મમાં બરબાદ થઇ રહી છે. જે કામથી દુનિઆ પણ બરબાદ અને દીન પણ તબાહ થતો હોય તેનું વર્ણન જીભ ઉપર પણ લાવતા નથી. શું મુસલમાનોના બધા કામ શરીઅત અને ખુદા રસુલની ઇચ્છા પ્રમાણે છે? શું દાઢી બોડાવવી અને લબો વધારવાનુંજ માત્ર શરીઅતની વિરૂધ્ધ છે? અફસોસ હઝાર અફ્સોસ. અગર અમારા મુલ્લા લગાર બુધ્ધિ પુર્વક કામ લેશે તો મુસલમાનોમાં તેમને હજારો ખોડ ખાંપણો અને શરીયત વિરૂધ્ધ રીત રીવાજો નજરે પડશે. જ્યારે વાઅઝમાં આવી વાતો ઉપર ટીકાઓ કરવામાં આવતી નથી તો લોકો તેને ખોડ તેમજ દીનને નુકસાન પહોંચાડે છે એમ સમજતા નથી.

જીસ દીનકે દાવેસે સબ અદીયાન થે મગલુબ
અબ મોઅતરિઝ ઉસ દીન પે હર હિરઝા દરાહે

૧૯. નવાબ સાહેબ ફરમાવે છે કે તાવને દુર કરવા માટે કવીનાઇન અકસીર દવા છે અને જખ્મોને રૂઝવવા માટે આઇડોફ્રામ દવા અનુભવ ઉપરથી રામબાણ સાબીત થઇ છે એવીજ રીતે શીતળાનો ઇલાજ શીતળા

કાઢવાથી થાય છે. આ ત્રણે કલાઓ સમજાણ અને અનુભવ સીખ્ય છે. પણ કોઇ મુર્ખ પોતાની કમ અકલ અને બદ નસીબીના સબબે કહેકે અમને આ દવાઓની જરૂરત નથી અમે તો કાનુન બુ અલી સીના અને તીબ્બે અકબરમાં જે દવા ન લખેલી હોય તે નહીં કરીએ. હવે આવા માણસને માટે શું કહેવું જોઇએ ખરેખર તેને મુર્ખજ કહેવામાં આવશે. બસ આવીજ સ્થીતી અમારા નાદાન અને બીન અનુભવી વાએઝીન અને નસીહત કરનારાઓની છે. જેઓ મુસલમાનોની બીમારીની દવા હઝરત મવલાના રૂમની મસનવીમાં શોધે છે અને સમજે છે કે આ મસનવી તથા પુર્વજોના પુસ્તકો દવારાએ મુસલમાનોમાં સુધારો થઇ શકશે. હું કહું છું કે આવી રીતે કદીપણ સુધારો થશે નહીં કેમકે તેમના સમયમાં આજ કાલના રીત રીવાજો નહોતા અને અકબરી તથા તેમુરી કાઇદાનો ક્યાંયે પતો નહોતો, અને તેમુરે દુનિઆમાં પગ પણ મુક્યો ન હોતો, ફરી વીચારવું જોઇએ કે મસનવીનો વાઅઝ ચાલુ સમયની બીદઅતોને કેવી રીતે રોકી શકે છે.

બાઝારમેં નિકલે હેં દિરમ લેકે પુરાને
ઓર સિકકા રવાં શહેરમેં મુદદતસે ન્યાહે

૨૦. નવાબ સાહેબે ફરમાવ્યું છે કે જેવી રીતે તલવાર તીર વીગેરે જુના પુરાણા હથીયાર ચાલુ સમયની બંદુકો તોપો તથા બમના ગોલાનો મુકાબલો કરી શકતા નથી અને જેવી રીતે જુના વ્હાણો અને તેના શઢ આગબોટો, સ્ટીમરો વીગેરે ઉપર દરીઆઇ મુસાફરીમાં સરસાઇ ભોગવી શકતા નથી એવીજ રીતે ચાલુ સમયના રીત રીવાજોનો મુકાબલો કરવા માટે પુર્વજોના પુસ્તકોથી કામ ચાલી શકતું નથી. આમ કહેવાનો મતલબ

એ નથી કે પુર્વજોના પુસ્તકો નકામા છે નહીં, બીલકુલ નહીં, ખુદાની કસમ અમે તેમને પવિત્રતાના તાજ સમજીએ છીએ અને તેમના પુસ્તકોથી લાખો કરોડો લોકોને ફાયદા પહોંચ્યા છે તથા સામાન્ય રીતે બધામાં એમના પુસ્તકોનો સ્વીકાર થઇ ચુકયો છે. જો કદાચ તેમના જોડાની રજ અમને મળી જાય તો અમે તેને સુરમો બનાવીએ, પરંતુ આજ કાલ જે પવન ફુંકાઇ રહયો છે તે જુદો છે અને તેનો ઇલાજ પણ જુદો છે. એટલા માટે નસીહત કરનારા તથા વાએઝોએ નવીન આફતોનો મુકાબલો નવીન યુકિતઓ અને હથીઆરોથી કરવો જોઇએ અને પોતાના વાઅઝનો ઢંગ બીલકુલ બદલી નાંખવો જોઇએ. જે લડાઇમાં તલવારની જરૂરત ન હોય તો બંદુક ઉઠાવવી જોઇએ અને જ્યાં તલવારથીજ કામ ચાલી શકતું હોય અને દુશમન ઉપર ફતેહમંદી મેળવવામાં આવશે એમ જણાતું હોય તો ત્યાં તલવારથીજ કામ લેવું જોઇએ. આ ઉપરથી એમ ન સમજવું કે મસનવી શરીફ બીલકુલ બેકાર ગોખલામાં રાખી મુકવા જોગ છે. નહીં, નહીં, મસનવીમાંથી પણ ચાલુ સમયને બરના અશઆર ચુંટી લઇને, બીદઅતો તથા તેમુરી અને અકબરી રીત રીવાજોને નાબુદ કરવાના વાઅઝમાં વાંચવા જોઇએ. આવી રીતે બધા પુર્વજોના પુસ્તકોમાંથી ચાલુ સમયને લાભ કારી બાબતો એકઠી કરી વાઅઝમાં કહેવી જોઇએ કે જેથી ઘણાંજ ફાયદાઓ થવાની આશા છે. ખુદા અમારા વાએઝો અને નસીહત કરનારાઓને સદ બુધ્ધિ આપે.

૨૧. નવાબ સાહેબે ફરમાવ્યું કે ચાલુ સમયના ગુજરાતી પીરઝાદા અને આલેમો પણ શરીઅત વિરૂધ્ધની રસ્મોના પાબંદ જણાય છે. તેથી

આ લોકોના તરીકા તથા ચલણનો અસર આમ લોકો ઉપર ખરાબી તથા બરબાદીથી ભરેલો થાય છે. માટે સઉથી પહેલાં આ લોકોએ ખરાબ રસ્મો ને તજવી જોઇએ આ કામ કાંઇ મુશકેલ નથી, પરંતુ આ લોકોને મુશ-કેલ ગણાય છે કેમકે એમના દીલોમાં ખુદાની બીક નથી, કોમની બરબાદીનો સદમો નથી, શરીઅતના કમજોર થવાની દીલગીરી નથી, ઇસલામની મોહોબ્ત નથી, આખેરતના હીસાબની ચીંતા નથી, ચઢતીનો વિચાર નથી, પડતીનો અંદેશો નથી અને મુસલમાનોની દોલત બરબાદ થાય છે તેનો પણ અફસોસ નથી એટલાજ માટે એ લોકોમાં ખરાબ રીત રીવાજોનો મુકાબલો કરવાની હીમત નથી.

૨૨. નવાબ સાહેબે ફરમાવ્યું કે મેં એક પીરઝાદાને દોસ્તીની રૂએ પુછ્યું કે તમે આ રીત રીવાજોને સારા જાણો છો કે ખરાબ ત્યારે તેઓ બોલ્યા કે અમે ખરાબ સમજીએ છીએ આ સાંભળી મેં કહ્યું કે જ્યારે આ રસ્મો ખરાબ છે ત્યારે તમે તેને કેમ મુકી દેતા નથી. તમોને આવી રસ્મોના પાબંદ જોઇ બીજા લોકો પણ મુકતા નથી. અગર આજે તમે મુકી દોતો બધા લોકો મુકી દેશે. આ ઉપરથી તેઓએ જવાબ આપ્યો કે અમારા દીલમાં એમ થાય છે કે અમે આ વાતો મુકી દઇએ પરંતુ ફરી કેટલાક વિચારોના સબબે અમારી હીંમત ચાલતી નથી. મોટો વીચાર તો આ છે કે અમારા જે મુરીદો છે અને જેઓ અમને બુઝુર્ગ સમજે છે તેઓ કહેશે કે આ રીત રીવાજમાં એવી તો કઇ ખોડ ખાંપણો અને બુરાઇઓ જોઈ કે તેને મુકી દીધી. અગર અમે તેમને તેના નુકસાનોથી જાણીતા કરીશું તો તેઓ આ ટીકા કરશે કે તમે જાણતા હતા છતાં અત્યાર આગમચ આ રસ્મોની કેમ પાબંદી કરતા રહ્યા? તે વખતે અમને અમારી

ભુલનો સ્વીકાર કરવો પડશે. વળી તેઓ આ પણ કહેશે કે તમારા બાપ દાદાએ આ રીત રીવાજોને નાબુદ ન કરતાં કેમ જારી રાખ્યા? તે વખતે અમને કબુલ કરવું પડશે કે એ તેઓની ભુલ હતી. આવી રીતે ભુલ કબુલ કરવાથી અમારા માટે તેમના મનમાં જે માન છે તેમાં કમી થશે અને તેઓ સમજશે કે શરીઅત તથા ખુદા રસુલની વિરૂદ્ધ રીત રીવાજો ઉપર અત્યાર સુધી અમારા પીરો મુરશદ કારબંદ હતા તેથી તેઓ ગુમરાહ છે. અને અત્યાર સુધી અમે એક ગુમરાહને પીરો મુરશદ સમજતા રહ્યા પરીણામ એ આવ્યું કે મુરીદોના મનમાં જે માન હતું તે નાબુદ થઇ ગયું અને આવી રીતે રીવાજોને મુકતાં બાપ દાદાના નામને બટો લાગે છે તથા આમદમાં પણ ફેર પડી જાય છે. માટે હવે આપ પોતેજ ફરમાવો કે આવું અપમાન અમે કેવી રીતે સાંખી શકીએ. પીરઝાદા સાહેબે વાત તો સાચી કહી, અંતરનો ભેદ છુપાવ્યો નહીં પણ તેમને મેં જવાબમાં કહ્યું કે ખુદાને રાજી રાખવા માટે બધી જાતના નુકસાનો અને અપમાનો ઉઠાવવા જોઇએ અને કયામતની બે ઇઝઝતીને એ કરતાં મોટી સમજવી તથા મુસલમાનોની બે ઇઝઝતીને એ કરતાં વધારે સમજવી જોઇએ. અગર પોતાની બે ઇઝઝતી થવાથી મુસલમાનો નુકસાન કરનારા રીત રીવાજો અને બે ઇઝઝતીથી બચતા હોયતો પોતાની ઇઝ્ઝત અને આબરૂ મુસલમાનો ઉપર કુરબાન કરી દેવી જોઇએ. જુઓ દુનિઆમાં એવા લોકો પણ ગુજર્યા છે કે જેઓએ ઇસલામના માટે પોતાની જાન માલ આલ અવલાદ, એશ આરામ, આબરૂ ઇઝઝત વીગેરેની પરવા કરી નથી, જીવ કરતાં કોઇ પણ મોટી વસ્તુ નથી પરંતુ તેઓએ પોતાના જીવોને આફતમાં ફંસાવી દીધા. દુનિઆતો ફકત પરિક્ષાની જગ્યા છે. પરંતુ તમને એમાં ફતેહમંદીની લગારે ચીંતા નથી

તમારી સમજ અને બુધ્ધી કોણ જાણે કેવી છે. ખરેખર તમે બીકણ છો. પર કોમના લોકો જેમને તમે કાફર તથા ખુદા રસુલના દુશમન કહો છો તેઓ કોમી હમદરદીમાં કેવા કેવા સંકટો ઉઠાવે છે? તેઓ માન આબરૂ અને એશ આરામને તજવાને સુખ સમજે છે. તમે કોમના પેશવા અને પીરઝાદા થઇને આવા નીચ વિચારોમાં ફસાએલા છો. મુરીદોની બીકથી બેહાલ થઇ રહ્યા છો. શરમ, શરમ, શરમ.

૨૩. નવાબ સાહેબે ફરમાવ્યું કે અકબરી તથા તૈમુરી રીત રીવાજોની બેડીઓ કોમના પગોમાં પડેલી છે અને તેથી તેમના હાથ પગ જકડાઇ ગયા છે. જે કોઇ માણુસ મુસલમાનોને આ રસ્મોની કેદમાંથી મુકતી અપાવે તેજ કોમનો રાહબર, હમદર્દ તથા સાચો આભાર કરનારો છે આ કામ પીરઝાદા તથા વાએઝો કરી શકે છે બીજા કરી શકતા નથી એટલા માટે ઓ પીરઝાદા તથા વાએઝો! મુસલમાનોની હાલત ઉપર દયા લાવો, આવા કટા કટીના સમયે તેમની દસ્ત ગીરી કરો, તેમને આફતો-માંથી ઉગારો, તેમની ખેર ખ્વાહી અને મિત્રતાની સાબેતી આપો. અને ઓ મુસલમાનો! ઇસલામ તમારાથી રીસાતો જાય છે તેને મનાવવાની કોશીશ કરો. કયાં છે ઇસલામના જાં નિસાર અને કયાં છે ઇસલામના મદદ ગાર! કયાં છે આખેરતને ચાહનાર અને કયાં છે આશેકાને મોહમ્મદ સલ૦! ઇસલામની દસ્તગીરીથી તેઓએ કેમ હાથ ઉઠાવી લીધો છે. તેઓ કઇ જીભથી પોતાને મુસલમાન કહે છે. ઓ જુઠા મુરશદો અને જુઠા દાવા કરનારાઓ! કોની બીકથી તમે ઘરમાં છુપાઇ બેઠાં છો અને કોના ડરથી મોઢુ બતાવતા નથી. ખુણામાં પડીને કેમ ઉંઘી રહ્યા છો? એવી તો કઇ લાલચ છે કે તમે આવડી મોટી નેકીથી દુર રહયા છો?

સાંભળો સાંભળો:—

રગોં મેં દોડને ફિરને કે હમ નહીં કાયલ
જો આંખહીસે ન ટપકે તો ફિર લહુ કયા હે

આ સ્થળે નવાબ સાહેબ બહાદુરના બોધ વચનોમાંના થોડાક લખી જીવન ચરિત્રને સમાપ્ત કરવામાં આવે છે. મોલવી સઇયદ મોહમ્મદ મુરતુઝા સાહેબ નવાબ સાહેબના બધા બોધ વચનો એકઠા કરી રહ્યા છે અને પુસ્તકના આકારમાં બહાર પાડવા ચાહે છે. ખુદા તેમની એ આશા પુરી કરે.



# નવાબ મીર સદરૂદદીન હુસેનખાન સાહેબ બહાદુરે લખેલા ઉરદુ પુસ્તકોનું લીષ્ટ.



નવાબ સાહેબે કોમની અનેક સેવાઓ બજાવવાની સાથે સેંકડો પુસ્તકો લખ્યા છે જેમાંના થોડાક પુસ્તકોના નામ અમે નીચે લખીએ છીએ. મજકુર પુસ્તકોમાંના કેટલાક પુસ્તકોનું ગુજરાતી ભાષામાં તરજુમો થઇ ગયો છે અને તે સાધારણ રીતે ગુજરાતી જાણનાર પ્રજામાં ઘણુંજ લોક પ્રિય નીવડયા છે. બાકીના પુસ્તકોનો પણ તરજુમો થઇ રહયો છે જે એક પછી એક બહાર પાડવામાં આવશે. આ પુસ્તકો ઉપરાંત લગભગ એકસો પુસ્તકો નવાબ સાહેબે લખી રાખ્યા છે અને હજુ એવા પુસ્તકો લખવાનું કામ જારી છે. જો આવીજ રીતે લખવાનું કામ જારી રહયું તો નવાબ સાહેબના પુસ્તકોની સંખ્યા સેંકડો ઉપરથી વધીને હજારો ઉપર પહોંચી જશે. ખુદાવંદે કરીમ આવા હમદર્દે કોમ વીર નરને સલામત રાખે.

અમોએ નીચે નંબર વાર પુસ્તકોના નામ દર્શાવ્યા છે અને તે કઇ જગ્યાએ મળે છે તે પણ લખી દીધું છે જેથી મંગાવનારને મંગાવવામાં અગવડ પડે નહીં.

**નંબર પહેલાના પુસ્તકોનું લીસ્ટ.**

| | |
|---|---|
| ગુલદસ્તએ લેકચર | ગુલદસ્તએ ફયઝ |
| ગુલદસ્તએ રિફાહ | ગુલદસ્તએ ફલાહ |
| ગુલદસ્તએ તમીઝ | ગુલદસ્તએ શોઉર |

ગુલદસ્તએ મુનાફે — ગુલદસ્તએ ઓલુમ

ગુલદસ્તએ માલુમાત — ગુલદસ્તએ તાલીમ

આ પુસ્તકો નીચે લખેલા ગ્રહસ્થે છપાવ્યાં છે માટે તેમને ત્યાંથી મળી શકશે.

હકીમ ખ્વાજા અલીખાન અફ્‌ગાની બુકસેલર.
ઠે. હાલ બાઝાર અમરતસર પંજાબ.

નંબર બીજાના પુસ્તકોનું લીસ્ટ.

ઇસલામકે અકાયદ — ઇસલામકી ખુબીયાં

ઇસલામકી ફઝીલત — ઇસલામકી સદાકત

ઇસિલામ કે નવાહી — ઇસલામકી તરક્કી

ઇસલામ કે અતાલીક — ઇસલામકી તાઅલીમ

ઇસલામ કે હસનાત — ઇસિલામકી હીમાયત

ઇસલામી હુકુક

નંબર ત્રીજાના પુસ્તકોનું લીસ્ટ.

ઇસલાહુલ બશર — ઇસલાહુલ ફાસેકીન

ઇસલાહુલ મુઝનબીન — ઇસલાહુલ મોઅમેનીન

ઇસાહુલ લાએબીન — ઇસલાહુલ મોઅતેદીન

ઇસલાહુન નોફુસ — ઇસલાહુલ મુબસ્સેરીન

નંબર બીજા તથા ત્રીજાના પુસ્તકો નીચે લખેલા ગ્રહસ્થે છપાવ્યાં છે જે તેમના સરનામાથી મળી શકશે.

મોલવી કુતુબુદ્દીન સાહેબ.
નામી પ્રેસ કટરએ અબુ તુરાબખાન—લખનઉ.

## નંબર ચોથાના પુસ્તકોનું લીસ્ટ.

બયમે અખલાક કી પહેલી કીતાબ
,, ,, દુસરી કીતાબ
,, ,, તીસરી કીતાબ
,, ,, ચોથી કીતાબ
,, ,, પાંચમી કીતાબ
,, ,, છઠી કીતાબ
,, ,, સાતમી કીતાબ

દાનાઇકા સબક ભાગ પહેલો
,, ,, ભાગ બીજો
,, ,, ભાગ ત્રીજો

નંબર ચોથાના પુસ્તકો નીચે લખેલા છાપખાનામાંથી પ્રગટ થયા છે ત્યાંથીજ મળી શકશે.

**કરીમી પ્રેસ.**

**કાઝી અબદુલકરીમ નુરમોહમ્મદની દુકાનમાં**
**કોલસા મોહોલ્લા પાયધુની મુંબાઇ**

## નંબર પાંચમાના પુસ્તકોનું લીસ્ટ.

| | |
|---|---|
| કાલલ્લાહ | કાલર રસુલ |
| કોલલફુકુહા | પીરે શરીઅત |
| ખુદાકી પેહછાન | વલીકી પેહછાન |
| મોહરરમકી બીદઅતે | મોહરરેમાતે મોહરરમ |
| ઇનસાનકી ફઝીલત | |

**નંબર છઠાના પુસ્તકોનું લીસ્ટ.**

| | |
|---|---|
| ઇલાજે ઝુલ્મ | ઇલાજે હિર્સ |
| ઇલાજે માઅસીઅત | ઇલાજે હસદ |
| ઇલાજે ખુદબીની | ઇલાજે નાદાની |
| ઇલાજે ગફલત | ઇલાજે જહાલત |
| સમરએ જહાલત | નતીજએ જહાલત |

નંબર પાંચમા તથા છઠાનાં પુસ્તકો નીચે લખેલા ઠેકાણેથી મળી શકશે.

**મોલવી અશરફહુસેન તથા ફઝલહુસેન સાહેબો.**
**અલ મુશીર અખબારના માલીકો.**
મુરાદાબાદ

**નંબર સાતમાના પુસ્તકોનું લીસ્ટ.**

આમાલની કસોટી ભાગ પહેલો

| | | |
|---|---|---|
| ” | ” | ભાગ બીજો. |
| ” | ” | ભાગ ત્રીજો. |
| ” | ” | ભાગ ચોથો. |
| ” | ” | ભાગ પાંચમો. |

| | |
|---|---|
| નગમએ સદ્ર | નાલએ સદ્ર |
| તોહફએ સદ્ર | નુમુદ ઓર તકવા |

ઇલમે તરીકતકી પહેલી કીતાબ

ઇલમે તરીકતકી દુસરી કીતાબ

આ પુસ્તકો હજુ પ્રગટ થવા બાકી છે.

## નંબર આઠમાના પુસ્તકોનું લીસ્ટ.

| | |
|---|---|
| નમાઝકા બ્યાન | રોઝેકા બ્યાન |
| ઝકાતકા બ્યાન | હજકા બ્યાન |
| કુરઆનકા બ્યાન | દોઆકા બ્યાન |
| જન્નતકા બ્યાન | દોઝખકા બ્યાન |
| બરઝખકા બ્યાન | મેહશરકા બ્યાન |
| તકવાકા બ્યાન | |

મજકુર પુસ્તકો નીચેના ગ્રહસ્થે છપાવ્યા છે જે નીચેના સરનામેથી મળશે.

**મુનશી શેખ હુસેન આશિક.**

**માલેક હમીદી પ્રેસ કાલુપુર ટોપીવાલેકી પોલ.**

**અમદાવાદ.**

## નંબર નવના પુસ્તકો નું લીસ્ટ.

| | |
|---|---|
| જમાલે તવહીદ | કમાલે તવહીદ |
| વિસાલે તવહીદ | નિહાલે તવહીદ |
| ઉસુલે તવહીદ | ફીલીદે તવહીદ |
| નસીમે તવહીદ | શમીમે તવહીદ |
| લિકાએ તવહીદ | વિલાએ તવહીદ |
| લિવાએ તવહીદ | ઝિયાએ તવહીદ |

આ પુસ્તક હજુ સુધી છપાયા નથી પણ અનકરીબ છપાઇને બહાર પડશે.

**The Mosque and Khanquah of Hazrat Syed Shah Ghulam Husain Saheb Kadri, Awrangabad** (Deccan.) .



હઝરત સઇયદ ગુલામ હુસેન શાહ સાહેબ કાદરી રહે૦ની મસ્જીદ અને ખાનકાહ શરીફ અવરંગાબાદ (દકન)

# હજરત કુત્બે ઝમાં સૈયદ શાહ ગુલામ હસન કાદરી ૬૯૦ અવરંગાબાદીનું વૃતાંત.

# હઝરત કુત્બે ઝમાં સઈયદ શાહ ગુલામ હસન કાદરી કદ્દ૦ અવરંગાબાદીનું વૃત્તાંત.



નવાબ મીર સદરૂદ્દીન હુસેનખાન સાહેબ અવરંગાબાદમાં આવેલા હઝરત કુત્બે ઝમાં સઇયદ શાહ ગુલામ હસન કાદરી કદ્દ૦ ની ખાનકાહના સજ્જાદાનશીન હોવાથી પાછળ જણાવ્યા મુજબ મજકુર હઝરતનું ટુંક વૃતાંત ફારસી ઉપરથી ગુજરાતીમાં નીચે ઉતારી લેવામાં આવે છે.

જુન્નેરના રહીશ અને અવરંગાબાદમાં દફન થએલા હઝરત સઇયદ ગુલામ હસન કાદરી કદ્દ૦ નો સિલસિલો અને તેમની ફઝીલત તથા સદ ગુણો વિગેરેની હકીકત ખરી સાબીતીઓથી સાબીત થઇ ચુકી છે કે તેઓ સઇયદોના વડીલ હસનીઉલ કાદરીના નામે પ્રખ્યાત છે અને હઝરત ગવસુલ આઝમ પીર દસ્તગીર મીરાં મહીયુદ્દીન શેખ અબદુલ કાદર જીલાની રદી૦ની અવલાદમાં એકવીસમી પેઢીએ છે. ખરી સાબેતીઓથી જણાય છે કે હઝરત શેખ સઇયદ શાહ ગુલામ હસન કાદરી બિન સઇયદ શહાબુદ્દીન કાદરી બિન સઈયિદ ઇસહાક કાદરી બુખારી અલજુન્નેરી છે આવીજ રીતે એમના નસબનો સીલસીલો ખરી સનદોથી હઝરત ગવસુસ સકલેન શેખ અબદુલ કાદર જીલાની રદી૦ સાહેબે કશ્ફો કરામાતથી મળે છે.

શાહજહાં બાદશાહના શાહઝાદગીના સમયે સઇયદ ઇસહાક કાદરી સાહેબ બુખારાથી જુન્નેરમાં આવ્યા અને તે વખતે તેઓ એક કામિલ

બુઝુર્ગ તથા ઝાહેર અને બાતિનના કમાલાત રાખનારા લેખાતા હતા. લાંબી જીંદગી ભોગવ્યા બાદ આપનો જુન્નેરમાં અંતકાળ થયો ખુદા તઆલા તેમના ઉપર રહેમત નાઝિલ કરે. તેઓ ત્યાંજ દફન થએલા છે. તેઓ પોતાની પાછળ ચાર દીકરા મુકી મરી ગયા હતા. સઉથી મોટાનું નામ સઇયદ યાકુબ જેઓ આબેદ હતા તેમને કાંઇ અવલાદ થઇ નથી. બીજાનું નામ સઇયદ શહાબુદ્દીન ત્રીજાનું નામ સઇયદ અબદુલ કાદર અને ચોથાનું નામ સઇયદ અબદુર રઝાક હતું. અલ્લાહ તઆલા એ સઘળાઓ ઉપર રેહમત નાઝિલ કરે. સઇયદ શહાબુદ્દીન કદ૦ પોતાની પાછળ સઇયદ શાહ ગુલામ હસન નામનો એક દીકરો મુકીને ગુજર્યા. સઇયદ શહાબુદ્દીન માત્ર ખુદા ઉપર તવક્કલ કરનારા હોવાથી ભાઇઓમાં તકરાર ન થવા પામે એ વાતનો વિચાર કરી પોતાની મીલકતનો ઇનામ તથા રોજીનો પોતાના મોટા ભાઇ સઇયદ યાકુબ સજ્જાદાને આપી દીધો અને પોતે ખુદાના યાદમાં રહેવા લાગ્યા. તેમની વફાત જુન્નેરમાં થઈ અને પોતાના પીતાની પંગાથી દફન થયા.

નકલ છે કે જુન્નેર શહેરમાં ફોલ્લાનો રોગ ફેલાયો. તે બીમારી એવી હતી કે માણસની. છાતીમાં ફોલ્લો થતો અને તેથી માણસ મરી જતો. જ્યારે આ બીમારીના સેંકડો માણસો ભોગ થઈ પડયા ત્યારે છેવટે ત્યાંના રહીશો આપની સેવામાં દોઆના માટે હાજર થયા એટલે આપે ફરમાવ્યું કે તમો બધાના બદલામાં તે ફોલ્લાનો રોગનો મેં સ્વીકાર કરી લીધો આ કહેતાંની સાથેજ આપની છાતીમાં ફોલ્લો નીકળ્યો અને આપ તેના સદમાંથી ત્રણ દીવસ માંદા રહી વફાત પામ્યા અને જુન્નેર વાળાઓએ આ રોગથી છુટકારો મેળવ્યો. હઝરત સઇયદ શહાબુદ્દીન

ના સય્યદ ગુલામ હસન દીકરા હતા. ગરીબીના સબબે બાળવયમાં તવક્કલ ધારણ કરી ગુજરાતની તરફ નીકળી પડયા અને ઘણાં વરસ સુધી ગુજરાતમાં રહયા તે સમયે અમદાવાદ શહેરમાં રુય્યદ શાહ અલી રઝા રહે૰ નામના એક કામિલ વલી બુઝુર્ગ રહેતા હતા તેમનાં મુરીદ થયા. શાહ અલી રઝા સાહેબે કુરઆને મજીદની તફસીર ઇલ્મે તસવુફમાં ઘણીજ સારી બ્યાન કરેલી છે અને તે એવી છે કે ભાગ્યેજ તેની જોડી નીકળી શકે. સય્યદ શાહ ગુલામ હસન સાહેબે પોતાના પીરની ભારે સેવા ચાકરી કરી અને બાતેની નેઅમત મેળવવાને ભાગ્યશાળી થયા. લાંબા સમય સુધી પીરની પાસે રહેવા પછી તેઓએ પોતાને વતન જવા માટે રજા લીધી અને આલમ અલીખાનની હકુમત દરમ્યાન અવરંગાબાદ પધાર્યા. સય્યદ સાહેબની બુઝુર્ગીનો દબદબો અને દરવેશીનો રૂઆબ ઘણોજ હતો તેથી આલીમ, જાહીલ, અમીર, ગરીબ, ફકીર વીગેરે કોઇ પણ માણસ આપની સામે એકદમ વાત કરી શકતો નહોતો.

શરૂઆતથી આપને વાંચનનો શોખ અતીશ્ય હોવાથી જુદા જુદા વિષયોની સાત હઝાર કીતાબો આપના કુતુબખાનામાં મોજુદ રહેતી હતી. આપની બોલવાની ઢબ એવી અસર કારક હતી કે મોટા મોટા વિદવાનો પણ સાંભળીને દંગ રહી જતા હતા. અવરંગાબાદ શહેરમાં આપ એક કામિલ અને પ્રખ્યાત બુઝુર્ગ હતા. જીંદગીની શરૂઆતથી તો આખર સુધી ભારે દબદબાની સાથે રહયા અને અવરંગાબાદમાંજ વફાત પામ્યા તથા પોતાની ખાનકાહમાંજ દફન થયા. આપના વફાતની કોઇએ તારીખ લખી છે જેમાં આ મીસરામાંથી વફાતનો સને નીકળે છે. જેમકે—**આશિકે હક બહક શુદે મુલહક** ( હિજરી સને ૧૧૮૧ )

સઇયદ ગુલામ હસન સાહેબ જ્યારે અવરંગાબાદમાં પધાર્યા ત્યારે ઘણીજ ગરીબ અવસ્થામાં હતા. આગળ કહ્યું તેમ આલમ અલીખાનની હકુમત દરમ્યાન શહેરથી બહાર કુતુબ પુરામાં પોતે મુકામ રાખ્યો. જોગ જોગે આલમ અલીખાન પોતાના ઉસ્તાદ મોલવી ઉપર કોઇ વાંકના લીધે ઘણોજ ગુસ્સે થયો હતો અને તેણે સોગન ખાધા હતા કે જ્યાં સુધી હું એ મોલવીને મારી નહિ નાખું ત્યાં સુધી ખાણું ખાઇશ નહીં અગર કોઇ માણસ તેની ભલામણ કરશે તો હું જાણીશ કે તેણે મારો બાપ બનવાનો દાવો કીધો છે એટલે હું તેની પુરેપુરી ખબર લઇશ. આ વાતની ખબર મળતાંજ ગરીબ મોલવી બીકના લીધે હોશ હવાસ ભુલી ગયો અને તે સમયના દરેક મશાયખની સેવામાં આશરો મેળવવા માટે હાજર થયો પણ દરેક મશાયખે તેને પોતાના આશરામાં લેવાથી ઇનિકાર કરી દીધો. પણ જોગજોગે પેલા મોલવીની સઇયદ ગુલામ હસન સાહેબથી મુલાકાત થઇ ગઇ એટલે પોતે મોલવીની બધી હકીકત સાંભળીને બોલ્યા કે "હું તમને ખુદાના ભરૂસે આશરો આપું છું, કેમકે હું પોતે અંજાણ્યું અને લાચાર છું" આટલું ફરમાવ્યા બાદ સઇયદ સાહેબે મોલવીને પોતાના ઘરમાં જગ્યા આપી. જ્યારે આલમ અલીખાનને આ વાતની ખબર પડી ત્યારે તેણે મોલવીને પકડી લાવવા માટે માણસો રવાના કર્યા. માણસો તરતજ સઇયદ સાહેબના ઘેર ઉપર આવ્યા અને મોલવીને સ્વાધીન કરવાને કહયું. એટલે સઇયદ સાહેબે જવાબ આપ્યો કે "મોલવી મારી પાસે છે તે અહીંથી કયાંએ જઇ શકતો નથી. પણ હું પહેલાં આલમ અલીખાનની પાસે જાઉં છું અગર તે મારી વાત સાંભળશે તો ઠીક નહીં તો હું મોલવીને હાજર કરી દઇશ." આ સાંભળી ભારે તકરાર અને ગરબડ

કર્યા બાદ માણસો પાછા ગયા એટલે પોતે આલમ અલીખાનના મહેલ તરફ રવાના થયા. તે વખતે આલમઅલીખાન મહેલમાં હતો. જ્યારે સઇયદ સાહેબ મહેલના દરવાજા ઉપર પહોંચ્યા અને મહેલમાં દાખલ થયા ત્યારે ત્યાં પહેરા પર ઉભેલા દરવાનો અને ચોકીદારોએ તેમને રોક્યા નહીં જેથી આપ સીધા દીવાનખાનામાં જઇને ખાસ બેઠક ઉપર બેસી ગયા. આલમ અલીખાનને જ્યારે આપના આવવાની ખબર થઇ ત્યારે તેણે સેવામાં હાજર થઇને કહયું કે "જો આપ મોલવીની સીફારશ કરવા આવ્યા હોવ તો હું તે કબુલ કરનાર નથી." સઇયદ સાહેબે જવાબમાં ફરમાવ્યું કે "હા, હું એજ કામના માટે આવેલો છું પણ તમે મારી પાસે બેસો" આલમ અલીખાન અદબની સાથે બેસી ગયો. થોડીવાર સુધી ચુપકીદી પથરાઇ અને તે બાદ સઇયદ સાહેબે ફરમાવ્યું–"હું ભુખ્યો છું માટે આપણે બંને સાથે બેસીને ખાણું ખાઇએ એવી ઇચ્છા થાય છે." આલમ અલીખાન બોલ્યો કે "મેં સોગન ખાધેલા છે માટે જ્યાં સુધી મોલવીને મારી નહીં નાંખુ ત્યાં સુધી ખાણું નહીં ખાઉં અને જે કોઇ સીફારશ કરશે તે જાણે મારો બાપ છે." આ વાતચીત દરમીયાન સઇયદ સાહેબના માટ ખાણું આવ્યું એટલે સઇયદ સાહેબે કહયું. "**અલ કાઝેમીનલ ગયઝા વલ આફીના અ નનનાસ વલ્લાહો યુહીબ્બુલ મોહસેનીન** (એટલે એ ગુસ્સાને દુર કરનારા અને માણસોના પાપોને માફ કરનારા, અલ્લાહ તઆલા નેકી કરનારાઓથી મોહોબ્બત રાખે છે.) શું મારા કરતાં તમારો બાપ સારો હતો? નહીં હોય." આટલું બોલી આલમ અલીખાનનો હાથ પકડીને ખાણામાં નાંખ્યું. આલમ અલીખાને સઇયદ સાહેબની ખાતર મોલવીનો ગુનાહ માફ કર્યો અને પોતાની

હકુમતમાંથી બહાર કાઢી મુકવાનો હુકમ કર્યો અને તે પછી સઇયદ સાહેબનું ઘણુંજ માન રાખી તેમની સાથે બેસીને ખાણું ખાધું. તે દીવસ પછી સઇયદ સાહેબની બુઝુર્ગીની ચઢતી થઇ. આપનો દરબાર શાહાના હતો અને બધા લોકો આપના પાકા મોતકિદ હતા. મોટા મોટા અમીર અને મોટા મોટા મશાયખો આપના મકાન ઉપર આવતા હતા. ગરીબોની મુશકેલો દુર થતી હતી. આલમ અલીખાનની પછી અઝદુદદવલા ઇવઝખાન આપનો મોઅતકેદ થયો અને મસજીદ તથા ખાનકાહ બનાવવા માટે અગણિત રૂપીઆ નજર કર્યા એટલે સઇયદ શાહ સાહેબ કદ૦ એ બહુ મોટી મસજીદ તથા આલીશાન ખાનકાહ બંધાવી. અઝદુદદવલાને શાહ સાહેબની ઉપર અતી મહેરબાન જોઇ અદેખાઓએ અઝદુદદવલાને ભંભેરવો શરૂ કર્યો એટલે તે શાહ સાહેબથી નારાજ થઇ ગયો. નકલ છે કે સઇયદ સાહેબ અને અઝદુદદવલાની વચ્ચે એટલે સુધી નારાજી વધી પડી કે અઝદુદદવલાએ શાહ સાહેબ મોસુફને મારી નાંખવાનો હુકમ કર્યો અને લડાઇના માટે તઇયાર થઈ ગયો તથા મોરચાઓ બાંધ્યા તે વખતે સઇયદ સાહેબ ફકીરો તથા પોતાના માણુસોની સાથે મસજીદની અગાસી ઉપર બેઠા હતા. ભાગ જોગે મસજીદની નીચેના હુજરામાં સઇયદ સાહેબનો લડાયક દારૂખાનું ભરેલું હતું તેની ખબર અઝદુદદવલાને થઇ ગઇ એટલે તેણે તે દારૂખાનામાં આગ લગાડવાનો હુકમ આપી દીધો. આ ઉપરથી તેના નોકર ચાકરોએ લાગ જોઇને તેમાં આગ લગાડી દીધી. પણ ખુદાવંદે કરીમના હુકમથી આગે દારૂખાનાના કુપ્પાના ઢાંકણા તરફ જોર કર્યું અને તેનું બળ દરવાજાની તરફ ફરી ગયું જેથી તે દરવાજો તોડીને બહાર નીકળી ગઇ એટલે બધું મસજીદનું મકાન સલામત રહેવા

પામ્યું, આથી સય્યદ સાહેબ અને તેમના બધા માણસો બચી ગયા. આ વાત જોઇને અઝદુદદવલાએ તવબા કરી અને સય્યદ સાહેબની બુઝુર્ગીનો ઇકરાર કર્યો તથા પહેલાં કરતાં વધુ મોઅતકેદ થઇ ગયો. તેઓએ આસુફજાહના વખતમાં બહુ મોટું માન મેળવ્યું કેમકે નવાબ સાચા અંતઃકરણ પુર્વક આપને માનતો હતો અને નિઝામુદદવલા નાસિર જંગ પણ આપનો સાચા દિલથી મોઅતકેદ હતો તથા રાત દીવસ આપની શેવામાં હાજર રહેતો હતો આ ઉપરથી નવાબ આસુફજાહ તથા સય્યદ સાહેબની વચ્ચે અણબનાવ થવા માંડયો. નકલ છે કે એક દીવસ સય્યદ સાહેબે કોઇ માણસને ચીઠી લખી જેમાં અણબનાવના સબબે નવાબ આસુફજાહને અબુલ કુફ્ફાર લખ્યું. ભોગ જોગે આ ચીઠી નવાબ ના હાથમાં પહોંચી ગઇ એટલે ઘણોજ ગુસ્સે થયો અને સંદેશો મોકલ્યો કે તમોએ મને અબુલ કુફ્ફાર લખ્યો છે તો જો આ વાત સાચી હોય તો ખેર નહીં તો એનો બદલો તમે જોશો. એના જવાબમાં સય્યદ સાહેબે કહયું કે બહુ સારૂં જુમ્માના દીવસે ચોકની મસજીદમાં તમામ આલમા તથા મશાયખોની રૂબરૂ આ વાતની સાબેતી આપીશ. અગર હું સાબતી ન આપું તો તમે મુખતાર છો જે તમારા મનમાં આવે તે કરજો. આસુફજાહ શરેશરીફનો પાબંદ તથા સદગુણી અને હુશીયાર માણસ હતો એટલે સલાહ મશવેરત કરીને કહયું. અગર સય્યદ સાહેબે આ વાત બધા માણસોની વચ્ચે સાબીત કરી આપી તો શરમીંદગી અને બદનામી વિના બીજું કાંઇ નહીં મળે અને જો હું કાફર સાબિત ન થયો તો સય્યદ સાહેબના મારી નાંખવાથી શું મળશે? બદનામી વિના બીજું કાંઇ પ્રાપ્ત નહીં થાય.

સઇયદ સાહેબ રાતદીવસમાં એક કુરઆને મજીદ ખતમ કરતા હતા અને દલાએલુલ ખેરાતનો ખતમ તથા હિસ્ને હસીનનો ખતમ તથા દસ હઝાર દુરૂદશરીફ તથા દસ હઝાર કલમએ તઇયબા તથા બીજા વીરદ વઝીફાનો મામુલ ફરમાવતા હતા અને સવાર તથા અસરની નમાઝ પછી વઝીફાથી પરવારી હુજરામાંથી બહાર નીકળતા હતા. માત્ર બે ઘડી બહાર બેસવા બાદ ફરી ઇબાદતમાં લીન થઇ જતા હતા સઇયદ સાહેબ દુરવેશીનો ઘણો સામાન રાખતા હતા અને શાહોની પેઠે તવકકલ વાલા હતા આપને ઘણી આવક હતી. નકલ છે કે જ્યારે સઇયદ સાહેબ બહાર નીકળતા હતા ત્યારે તેમના બન્ને ખીસા અશરફી તથા રૂપીઆથી ભરી જતા હતા એટલે તેઓ બધું પોતાની દીકરીને આપી દેતા હતા. અને દીકરી તરતજ અનાથો નીરધાર લાચારોને વ્હેંચી આપતા હતા અને રાત સુધી ઘરમાં એક પાઇ પણ રહેવા પામતી નહોતી, એવીજ રીતે દરરોજ આપને આવક થતી હતી. સઇયદ સાહેબ ઘણાંજ રોઆબદાર માણસ હતા જે માણસ તેમની સામે જતો તે દમ દબાના સબબે બોલી શકતો નહોતો. નકલ છે કે પુનાના સરદાર રઘુનાથ રાવે અવરંગાબાદ શહેર ઉપર ઘેરો નાંખ્યો અને છેવટે સુલેહ થઇ ગઇ. રઘુનાથ રાવની સાથે પુનાનો કાઝી હશમતુલ્લા ખાન પણ હતો એટલે રઘુનાથ રાવે કાઝીની સાથે શહેરમાં ગાય નહીં કાપવાનો હુકમ મોકલ્યો મજકુર કાઝીએ શહેરના સઘળા મશાયખો અમીરોની સામે રઘુનાથ રાવનો સંદેશો જાહેર કર્યો એટલે બધા જણાએ કહ્યું કે તમે સઇયદ સાહેબની સેવામાં હાજર થઇને આ વાત કહો આ ઉપરથી કાઝીએ કહ્યુ કે મારા જાણવામાં આવ્યું છે કે સઇયદ સાહેબ કોઇની સાથે માન મરતબાથી મળતા નથી માટે જો તેઓ મને માન આપીને મળવાનું કબુલ કરે તો હું એમની પાસે જાઉં જ્યારે આ વાતની સઇયદ સાહેબને ખબર મળી ત્યારે આપે

માન આપવાનું કબુલ કર્યું એટલે કાઝી સઇયદ સાહેબની સેવામાં જવાને રાજી થયો. સઇયદ સાહેબ મસજીદમાં બેઠા હતા કે એટલામાં કાઝી આવ્યો જે વખતે કાઝીએ સઇયદ સાહેબનો ચહેરો જોયો તે વખતે તેનું શરીર ધ્રુજવા માંડયું અને આવી રીતે ધ્રુજતાં ધ્રુજતાં આપની સામે હાજર થઇને દુરથી આદાબ બજાવી લાવ્યો એટલે આપે તેને પોતાની પાસે તેડયો પણ બીકના લીધે તે આપની પાસે જતો નહોતો છેવટે આપે તેને બોલાવીને પોતાની પાસે બેસાડયો અને દીલાસો આપ્યો. કાઝી આપના પગ ઉપર પડી ગયો અને કાંઇ બોલી શકયો નહીં અને એમને એમ કાંઇ કહ્યા વગર પાછો ચાલ્યો ગયો. પાછો જઇને રઘુનાથ રાવને કહ્યું કે તમે આ વિચારને મનમાંથી કાઢી નાંખો અહીંના સઇયદ ગુલામ હસન સાહેબ કાદરીની મોજુદગીમાં તમારાથી કાંઇ નહીં થાય અને બળવો થઇ જશે. તથા તેમના લીધે તમારાં લશકરમાં પણ અશાન્તી ફેલાશે. આ સાંભળી રઘુનાથ રાવે પોતાનો વિચાર માંડી વાળ્યો. સઇયદ સાહેબના અંતકાળ પછી એમના બે ફરઝંદ રહ્યા અને સઇયદ જમાલુલ્લાહ અને બીજા સઇયદ ઇસહાક હતા સઇયદ ઇસહાક મોટા દીકરા રીંદ મશરબ તથા લા વલદ હતા અને સઇયદ જમાલુલ્લાહ સાહેબ જાહેર અને બાતેનના કમાલાતમાં પુરા હતા અને તેમના કામ તથા આચાર વિચાર ઘણાંજ ઉતમ હતા. એમને ગુલામ એહમદ હસન નામના દીકરા હતા જેઓ ઘણાંજ સમજુ અને લાયક હતા તેમના ચેહરા ઉપર બુઝુર્ગીના ચીન્હો જાહેર હતા. તેઓએ હીજરી સને ૧૨૧૪ની સાલમાં આ દારે ફાનીથી આલમે જાવેદાનીની તરફ કુચ કર્યું.

ઇરશાદુલ તાલેબીન નામની કીતાબમાં હઝરત સઇયદ શાહ ગુલામ હસન કાદરી જુન્નેરી અવરંગાબાદી કદ્દ૦ નો ખાનદાની સીલસીલો

સહી સનદોની સાથે જનાબ હઝરત ગવસુલ આઝમ શેખ અબદુલ કાદર જીલાની કદ૦ થી મળે છે જે નીચે મુજબ છે.

## હઝરત મીરાં મહીયુદ્દીન સઇયદ અબદુલકાદર જીલાની કદ૦

૧ સઇયદ તાજુદદીન અબદુર રઝાક, ૨ સઇયદ ઇમામુદદીન અબી સાલેહ, ૩ સઇયદ મહીવુદદીન અબી સાલેહ, ૪ સઇયદ શહાબુદદીન, ૫ સઇયદ શરફુદદીન યહયા, ૬ સઇયદ શમશુદદીન, ૭ સઇયદ અલાઉદદીન અલી, ૮ સઇયદ બદરૂદદીન, ૯ સઇયદ શહાબુદદીન, ૧૦ સઇયદ અબદુલ બાસિત, ૧૧ સઇયદ અબુલ કાસમ, ૧૨ સઇયદ મોહમ્મદ, ૧૩ સઇયદ અબદુલ્લા, ૧૪ સઇયદ રૂકનુદદીન, ૧૫ સઇયદ સદરૂદદીન, ૧૬ હાજી ઇલીયાસ, ૧૭ સઇયદ હમીદુદદીન, ૧૮ સઇયદ યાકુબ, ૧૯ હઝરત સઇયદ ઇસહાક કાદરી, ૨૦ સઇયદ શહાબુદદીન, ૨૧ સઇયદ ગુલામ હસન કાદરી. આપ અવરંગાબાદમાં દફન થયા છે. આપની ઝવજા (પત્નિ) ઉમ્મતુલ જબ્બારથી ત્રણ દીકરીઓ અને બે દીકરા હતા. એક સઇયદ ઇસહાક કાદરી અને બીજા સઇયદ જમાલુલ્લાહ કાદરી હતા. સઇયદ જમાલુલ્લાહ કાદરી ની પત્નિ હફીઝા બેગમ નવાબ સાહેબની દીકરી હતા. સઇયદ ગુલામ હસન સાહેબ કાદરીની દીકરીઓના નામ. મનજુ બેગમ, ઉમ્મતુલ ફાતિમા, ઉમ્મતુલ હફીઝા. સઇયદ જમાલુલ્લાહ સાહેબને એક દીકરા હતા. જેમનું નામ સઇયદ ગુલામ એહમદ હસન કાદરી હતું જેઓએ સને હીજરી ૧૨૧૪ ની સાલમાં અવરંગા બાદ ખાતે અંતકાળ કર્યો. અને મનજુ બેગમને સઇયદ અઝમતુલ્લાહ કાદરીથી પરણાવ્યા હતા.

## શજરો નીચે મુજબ છે–

હઝરત મવલાના સૈયદ શાહ ગુલામ હુસન કાદરી! ક૬૦

- સૈયદ ઇસહાક કાદરી લાવારસ.
- સૈયદ જમાલુલ્લાહ કાદરી.
  - સૈયદ મોહમદ હસન કાદરી.
    - ઉમ્મતુલ્લાહ બીબી.
      - નવાબ બદરૂદ્દીન હુસેન.
        - નવાબ વજીહુદ્દીન હુસેન.
          - નવાબ મીર સદરૂદ્દીન હુસેન. સજ્જાદાનશીન.

**Sardar Nawab Alimardan Khan Saheb Bahadur of Poona,**

First Class Sardar of Deccan.



(કુરસી ઉપર બીરાજેલા) સરદાર નવાબ અલીમરદાન-ખાન સાહેબ બહાદુર, પુના.

દખનના ફર્સ્ટ કલાસ સરદાર.

# નવાબ મીર સદરૂદ્દીન હુસેનખાન સાહેબના મમાવા (નાના) નવાબ અલીમરદાનખાન સાહેબ ફર્સ્ટ ક્લાસ સરદાર ઑફ દખનની વંશાવળી.



# નવાબ અલી મરદાનખાન સાહેબ ગારદીના કુટુંબનું ટુંક વૃતાંત.

આ વૃતાંત નવાબ મીર સદરૂદીન હુસેનખાન સાહેબ બહાદુરના મમાવા (નાના) નવાબ અલી મરદાનખાન સાહેબના કારવારી ખાનદાનનુ છે. એઓ પોતે સહીયુન નસબ સૈયદ છે, અને વળી ખરી સનદોથી હઝરત ઇમામ જાફર સાદક રદી૦ ના વંશમાં છે, એમના પુર્વજો અરબસ્તાનના બગદાદ શરીફ શહેરમાં મોટા હોધ્ધાઓ ઉપર હતા વળી એમણે વિદ્વતા માં મોટી પ્રખ્યાતી મેળવી છે, ઇરાકના ગવરનર હજાજ બીન યુસફે સૈયદો ઉપર ગુજારેલા જુલમના કારણે એઓએ પોતાના કુટુંબને સૈયદ હોવા છતાં શેખ તરીકે જાહેર કરી, બગદાદને સદાના માટે સલામ કરી, હિંદુસ્તાન આવવાનો ઇરાદો કર્યો અને ત્યાંથી નીકળી હિંદુસ્તાનમાં કારવાર જીલ્લામાં પોતાનું રહેઠાણુ કર્યું, જેથી એઓ કારવારી લકબ ધરાવી એમના નામ સાથે કારવારી શબ્દનું જોડાણ કર્યું. કારવારનું બીજું નામ સદાશીવગઢ પણ છે, જે સમયે વિજાપુરમાં સુલતાનનું રાજ્ય થયું, કે સુલતાને નવાબ સાહેબના પુર્વજોની વિદ્વતા અને પરેહજગારીના સબબે એમને શાહી, ઇનામ ઇકરામ આપીને કાજીના હોદા ઉપર નિમણુંક કરી. આ હોદો મજકુર ખાનદાનમાં લાંબા સમય સુધી રહયો. તે પછી નિઝામ હયદ્રાબાદ અને પેશવા દરબારમાં પણ આ ખાનદાનનો સંબંધ જોડાયો હતો જેમકે એમના ખાનદાનમાંથી એક ગ્રહસ્થ નામદાર નિઝામના પાયદળ લશકરમાં અમલદાર હતા અને બીજા ગૃહસ્થ પેશવાઇ લશકરની એક પલટણના

કમાન્ડર હતા. નવાબ મુઝફ્ફરજંગ નામના એક ગ્રહસ્થ થયા છે જેઓએ પેશવા દરબારની ભારે નીમકહલાલી તથા બહાદુરીથી સેવાઓ બજાવેલી છે જેની સંપુર્ણ વીગત કેટલાક જુના લેખો અને મી. ગ્રાન્ટ ડફના લખેલા મરાઠા ઇતીહાસ નામના પુસ્તકના બીજા ભાગમાં મળી આવે છે. અફસોસ આવા બહાદુર ગ્રહસ્થ પોતાના દીકરા દીલાવર જંગની સાથે પોતાના કેટલાક દુશમનોના પ્રપંચના ભોગ થઇ પડયા. એમની કબરો હજુ સુધી સીવીલ લાઇન્સ પુનાની પાસે ગાર પીર ઉપર આબાદ છે.

આ ખાનદાન હીંદુસ્તાનમાં આબાદ થયું તે પછી શમસુદદવલા બબર જંગ બહાદુર નવાબ ઇબ્રાહીમખાન સાહેબ નામના ગ્રહસ્થે બધા કરતાં વધુ નામના મેળવેલી છે. આપે બુસી નામે ફ્રેન્ચ જનરલના હાથ નીચે લડાયક કેળવણી લીધી હતી, અને પુરેપુરી લશકરી તાલીમ લીધા બાદ નિઝામ સરકારની ચાકરીમાં જોડાયા. પરંતુ કેટલોક કાળ વિત્યા બાદ એ નોકરીથી જુદા થઇ ગયા એટલે તરતજ પેશવા સરકારે પોતાને ત્યાં બોલાવી લીધા. એમની લશકરી બાહોશી અને બહાદુરીએ કમનસીબ સદાશીવરાવ ભાઉ અને તેના પાટવી કુંવર વિશ્વાસ રાવના મનમાં જે માન પેદા કર્યું હતું તે ઇતિહાસના વાચકોથી અંજાણ રહેવા પામ્યું નથી. નવાબ ઇબ્રાહીમખાનના ઉદગીર ઉપર નિઝામથી મુકાબલા, મરેઠાઓ તરફના એહમદશાહ અબદાલીની સાથે બહાદુરી ભર્યા હુમલા, એમનું પકડાઇ જવું અને છેવટમાં કરપીણ રીતે કતલ થવું એ એવા બનાવો છે કે જેથી મી. ગ્રાંટ ડફના ઇતીહાસના પાનાઓ ભરેલા છે.

પાણીપતના મેદાનમાં એહમદશાહ અબદાલીની સાથે મુકાબલો થયો તે વખતે એહમદશાહ અબદાલીએ નવાબ ઇબ્રાહીમખાનને હમ કોમ અને

હમ મઝહબ હોવાની યાદ અપાવી પોતાની તરફ ફેરવી લેવાની ભારે કોશીશ કરી પરંતુ નવાબ ઇબ્રાહીમખાને આ જવાબ આપ્યો કે "હું મારા માલેકની નીમકહરામી કરવા માટે જન્મ્યો નથી." પાણીપત પહોંચવા પહેલાં દીલ્લી ઉપર ગોળાબારી કરવાનો પણ એમને હુકમ મળેલો હોવાથી આપે નીમકહલાલી તથા બહાદુરીથી આ હુકમ ઉપર અમલ કર્યો. એ હુમલા વખતે લુટફાટમાં કેટલીક કીમતી વસ્તુઓની સાથે શાહી ખાનદાનની તસવીરો પણ એઓને મળી હતી જેમાંની કેટલીક હજુ સુધી એમના ખાનદાનમાં સંભાળ પુર્વક રાખેલી છે. દીલ્લીની લુટફાટ પછી નવાબ ઇબ્રાહીમ ખાન ગારદી પાણીપતની તરફ રવાના થયા અને તે વખતે તેઓ પોતાના દીકરા બહાદુર જંગ તથા ભત્રીજા નવાબ અલી મરદાનખાનને દીલ્લીમાં મુકી ગયા હતા. પાણીપતમાં હાર મળવા પછી અને નવાબ ઇબ્રાહીમખાનના કતલ થયા પછી આ બંને પાછા પુને આવ્યા. બાલાજી બાજીરાવે લડાઇમાં માર્યા ગએલાઓના વારસોને ઇનામ આપવાનું જે લીસ્ટ બનાવ્યું હતું તેમાં આ બંને જણના નામ સઉથી પહેલાં અને મથાળા ઉપર લખેલા હતા.

બહાદુર જંગને કાંઇ પુત્ર પ્રાપ્તી થઇ નહીં. નવાબ અલીમરદાનખાન અફરાસીયાબજંગ બહાદુર જેઓ નવાબ ઇબ્રાહીમખાનના ભત્રીજા હોવા ઉપરાંત જમાઇ પણ હતા તેમને કર્ણાટક જીલ્લામાં દસહજાર રૂપીઆની જાગીર આપવામાં આવી પરંતુ તેઓએ આ જાગીર લેવા ઇનકાર કર્યો. એટલે માધવરાવ પેશવાએ કોકણ જીલ્લામાં એક બીજી જાગીર આપવાનું કહ્યું તેથી નવાબ અલી મરદાનખાને માવલ તાલુકામાં આવેલું અહા ગામ તથા ખેડ તાલુકાનું કોલવે ગામ લેવાનું પસંદ કર્યું, તે બાદ તેમના

આનદાનના ફરઝુન શામાલે ને કાલવે ગામ પોતાના તરફથી ઇનામમાં આપી દીધું જે હજુ સુધી તેના વંશમાં ચાલ્યું આવે છે. એ ઉપરાંત અલી મરદાનખાનને એક સનદની સાથે શાકે ૧૬૯૮ ઇ. સ. ૧૭૭૬ ની સાલમાં થોડીક બગાયત જમીન પણ મળી હતી. વળી નવાબ અલી મરદાનખાનને નિઝામ સરકારની તરફથી અફરાસીયાબ જંગ બહાદુરનો ખેતાબ મળ્યો હતો અને પાંચ હજાર પાયદળ તથા દોઢ હજાર ઘોડેસ્વાર ની કમાન મળવા ઉપરાંત ડંકો નીશાન પણ મળ્યો હતો. જેની સનદ નિઝામના રાજ્યભિષેકના નવમા વરસમાં તા. ૧૭ મી રબીઉલ આખરના રોજ મળી હતી. નવાબ અલી મરદાનખાનને પેશવા સરકાર તરફથી જમીન ઉપર લેવાની જકાત માફ હતી. વળી કીલ્લેદારી અને તોપખાનાની અમલદારીના બદલામાં પેશવાના ખજાનામાંથી દર માસે રૂ. ૧૩૮૪૮ મળતા હતા જેની સાબેતી પેશવાની સનદોમાં મોજુદ છે. [સરકારી કેદી ચીમનાજી અપ્પા, અનંતરાવ બાજીરાવ તથા આનંદબાઇ જેઓ જુનેર, કોપરગાંવ અને આનંદ વાલીમાં નજર કેદ હતા તેમની ઉપર દેખરેખ અને સંભાળ રાખવાનું કામ વીસ વરસ સુધી નવાબ અલી મરદાખાનના હાથમાં હતું. એવામાં બાજીરાવ ગાદી ઉપર બેઠા. તેણે ગાદી ઉપર બેસતાં જ નવાબ અલી મરદાનખાનના હોદા વીગેરે જપ્ત કરી લીધા. તેઓએ લગભગ પાંચ લાખ રૂપીઆની તે રકમની પેશવાથી માંગણી કરી કે જે બાજીરાવ બીજાની પાસે લેહણી નીકળતી હતી પરંતુ બાજીરાવ બીજાએ ખુનસ રાખી સાફ જવાબ આપતાં કહયું કે " નવાબ સાહેબ હું તો આપના હાથમાં એક કેદી હું માટે મારાથી આપ એ રકમની શા માટે આશા રાખો છો " એક વખતે તેમના તાબામાં રહેલા બાજીરાવે આવો

જવાબ આપવાથી મજકુર રકમ પોતે પોતાની પાસેથી ભરી દીધી. ઇ. સ. ૧૮૦૪ ની સાલમાં નવાબ અલી મરદાનખાને અંતકાળ કર્યો. બાજીરાવના અમલ દરમ્યાન મજકુર ખાનદાનની ભારે બરબાદી થઇ.

નવાબ અલી મરદાન ખાનને નવાબ હુસેન અલીખાન નવાબ ગફુર અલીખાન અને નવાબ જાફર અલીખાન નામના ત્રણ દીકરા હતા. તેઓએ ચીમનાજી અપ્પા અને અંનત રાવની ચાકરી કરી લીધી થોડોક કાળ વીત્યા પછી શમશેર બહાદુરે એમના નામ ઉપર પાંચ હજારની નીમણુંક મુકરર કરી તે પછી તેઓ બુંદેલ ખંડમાં આવેલા બાંદા મુકામે ચાલ્યા ગયા પરંતુ બાજીરાવ બીજાના નાસી જવા પછી તથા દક્ષિણ દેશ અંગ્રેજ સરકારના હાથમાં આવ્યા બાદ પાછા પુને આવ્યા અને ગવર્નર એલફીસ્ટન સાહેબ તથા લશકરના કમાન્ડર ચેપલીન સાહેબથી મલ્યા. તેઓએ ગફુર અલી તથા જાફર અલીને ફરીથી નોકરીમાં રાખવા માટે નિઝામ સરકારને સમજાવવાનું વચન આપ્યું કારણ કે તેઓ વધારે વખત પુનામાં રહેવા માંગતા નથી માટે તેમને તેમના વડવાઓના હોદ્દા આપવામાં આવે. આ ઉપરથી નિઝામ સરકારે જાફર અલી ખાનને ત્રણ લાખ રૂપીઆનો જીલ્લો અને માસીક પાંચસો રૂપીઆનો હોદ્દો આપ્યો અને ગફુર અલી ખાનને તે વખતના દીવાન રાજા ચંદુલાલે વારસીક ત્રણ હજાર રૂપીઆના પગારે પોતાની પાસે રાખી લીધા.

નવાબ ગફુર અલીખાન ફારસી ભાષાના વિદવાન હતા તેઓએ કેટલાક પુસ્તકો પણ લખેલા છે. એમને કાંઇ સંતતી ન હોવાથી વારસ વગર ગુજરી ગયા.

નવાબ જાફર અલી ખાનને નવાબ ગુલામ અલી ખાન અને નવાબ શમશેર અલીખાન નામના બે દીકરા હતા. નવાબ ગુલામ અલીખાનને હમનાબાદના પહેલા વર્ગના તાલુકદારનો હોદો આપ્યો હતો. તેઓ વગર વારસે ગુજરી ગયા. નવાબ શમશેર અલીખાન પણ ઓનરેરી તાલુકદાર હતા અને લાંબા સમય સુધી એ હોદા ઉપર રહી સને ૧૮૮૨ ની સાલમાં ગુજરી ગયા. તેઓ પોતાની પાછળ હામીદ અલીખાન, વાજીદઅલી ખાન અને રેહમતઅલી ખાન નામના ત્રણ દીકરા મુકી ગયા જેઓ ત્રણે નિઝામ સરકારના રાજ્યમાં નોકર છે.

નવાબ હુસેન અલીખાન જેઓ પોતાના ભાઇઓને બાંદે લઇ ગયા હતા તેઓ પુનામાંજ રહ્યા. તેઓને માસીક પાંચસો રૂપીઆના પગારે લખનઉ દરબારમાં બ્રીટીશના નાયબ તરીકે રહેવાની માંગણી કરી પરંતુ તેઓએ મંજુર કરી નહીં. બાદમાં પુના અદાલતમાં મુફ્તીનો હોદો આપવાને કહેવામાં આવ્યું પરંતુ તેઓએ પ્રથમની પેઠે ના પાડી એટલે ફરી કમીશનર ચેપલેન સાહેબે ઇ. સ. ૧૮૨૦ ની સાલમાં પોલીટીકલ પેનશનરોના લીસ્ટમાં તા. ૧ લી જુન સને ૧૮૨૦ની સનદ પ્રમાણે એમનું નામ દાખલ કરી લીધું. તેઓએ પોતાની આખી જીંદગી ધાર્મીક બાબતમાં ગુજારી અને સને ૧૮૪૨ ની સાલમાં અંતકાળ કર્યો. એમને નવાબ અલીમરદાનખાન તથા નવાબ અબદુર રહેમાનખાન નામના બે દીકરા હતા. બાપના ગુજરવાથી પેનશન બંદ થઇ ગઇ હતી. પરંતુ નવાબ અબદુર રહેમાનખાનને સને ૧૮૫૧ ની સાલમાં એક માનવંતો હોદો આપ્યો અને પાછળથી તેઓ સતારામાં સબ રજીસ્ટરારના હોદા ઉપર હતા એમને બે દીકરા છે જેઓ બંને કેળવાયલા છે.

ઇંદોરના મહારાજા હોલકર સને ૧૮૭૩ ની સાલમાં પુના ખાતે પધાર્યા ત્યારે પુર્વજોની બહાદુરી, નીમકહલાલી વીગેરે નામનાના સબબે નવાબ અલી મરદાન ખાનના બંને દીકરાઓને પોતાના મુસાહીબ બનાવી લીધા.

નવાબ અલી મરદાન ખાન સાહેબને સને ૧૮૭૭ ના શાહી દરબારના સમયે નામદાર વોઇસરોયના તરફથી એક સરટીફીકેટ મળ્યું હતું વળી તેઓએ નામદાર સરકાર તથા પ્રજાની જે સેવાઓ બજાવી છે તેની ઓળખાણ તરીકે ઓનરેબલ મેસર્સ ગીબ્સ, રોજર્સ અને એશબરનીઅરની તરફથી સનંદો મેળવેલી છે. એ ઉપરાંત નવાબ સાહેબે અનેક માન મેળવેલા છે. જેમકે મહારાજા હોલકરે ખાસ દરબાર ભરી આપને " અફરાસીયાબ જંગ બહાદુર " નો ખેતાબ પોશાકની સાથે આપ્યો હતો. વળી નવાબ સાહેબ વંશ પરંપરાના સરદાર હતા એમને પોતાના ગામોની દીવાની તથા ફોજદારી હકુમત મળી હતી પરંતુ તેઓએ હકુમતનો ઉપયોગ કરવાને ઇનકાર કરી દીધો હતો.



મુંબાઇ ગવર્નમેન્ટ ગેઝેટના તા, ૧૨મી સપટેમ્બર ૧૮૮૭ના અંકમાંનો નવમા પ્રેરેગ્રાફનો ઉતારો.

નવાબ અલી મરદાનખાનને ફર્સ્ટ કલાસ સરદારની પદવીએ ચઢાવવાના પ્રસંગે સાધારણ ખીલઅત આપવાની તકનો લાભ લેવામાં આવશે.

અનડર સેક્રેટરી સરદારને પ્લેટ ફોર્મ સુધી લઇ જશે. જ્યાં આગળ સેક્રેટરી હીઝ એક્સેલન્સી ગવરનરને ખીલઅત આપશે અને પછી નવાબ અનડર સેક્રેટરીની પાસેથી માનનો ઝબ્બો મેળવશે અને નમન કરીને પોતાની બેઠકે પાછા જશે.



નંબર ૩૩૪૧.

પોલિટિકલ ડીપાર્ટમેન્ટ.

બોમ્બે કેસલ તા. ૬ ઠી મે ૧૯૦૧

ફ્રોમ

જે. એસ. જેનકીન્સ એસકવાયર એમ. એ. આઇ. સી. એસ.

એકટીંગ સેક્રેટરી ટુ ગવર્નમેન્ટ મુંબાઇ.

ટુ.

સરદાર મીર એહમદ અલી ખાન.

સેકન્ડ કલાસ સરદાર ઓફ ધી ડકન.

સાહેબ !

હું આપને માન પુર્વક જણાવું છું કે હીઝ એકસેલન્સી ગવરનર ઇન કાઉન્સીલ ખુશી સાથે લખી જણાવે છે કે તમારૂં નામ પદવી અને ઉતમ પણાંને માટે દખણના બીજા વર્ગના સરદારોની ટીપમાં દાખલ કરવામાં આવશે.

સરકારે જે માન બક્ષયું છે તેની તમને ખબર આપતાં મને ઘણી ખુશી ઉપજે છે.

હું છુ સાહેબ આપનો

આગ્નાંકીત સેવક

એકટીંગ સેક્રેટરી ટુ ગવર્નમેન્ટ.



**Pirzadah Syed Mustafa Hasan Saheb Kadri.**

Born in 1309 A. H.



પીરઝાદા સઇયદ મુસ્તુફા હસન સાહેબ કાદરી.

જન્મ સને ૧૩૦૯ હીજરી.



# પીરઝાદા સૈયદ મુસ્તફા હસન કાદરી સાહેબના ખાનદાનનું ટુંક વર્ણન.



# પીરઝાદા સઈયદ મુસ્તફા હસન કાદરી સાહેબના ખાનદાનનું ટુંક વર્ણન.



હમ વહાં હૈં જહાંસે હમકોભી
કુચ્છ હમારી ખબર નહીં આતી

સમયના ફેરફારના બળએ મહાન ઇસલામની સંપુર્ણતાએ પહોંચેલી મહત્વતા તથા મુસલમાનોની ગુઝસ્તા જાહોજલાલી ગુમનામીમાં પડેલી છે. પારકા તો શું

**તમહીદ**

પણ કેટલીક વખતે અમે પોતેજ ભુલી જઇએ છીએ કે અમારા શરીરમાં કેવા કેવા મહાન મહાત્માઓનું લોહી વહી રહ્યું છે અને અમે કેવા કેવા બરગુઝીદા તથા સર્વમાન્ય દીની બુઝુર્ગોના નામ લેનારા છીએ. જે માનવંતા ઇસલામી નામવરોએ પોતાના હેરત પમાડનારા કારનામાઓથી દુનિયાના ઇતિહાસના પાનાઓ હમેશા સુધી સુર્યની પેઠે પ્રકાશીત કર્યા છે અને જે ઇલાહી પ્રેમમાં મસ્ત રહેનારા પવિત્ર પુરૂષોએ કુફ્ર તથા બદકારીના અંધકારને દુર કરી તવહીદ અને રીસાલતના પ્રકાશનો પ્રસાર કર્યો છે તે પવિત્ર મહાત્માઓની વંશ અમારામાં બાકી છે. પરંતુ અફસોસ! સમયના ફેરફારે અમારી અસલીયત ઉપર પરદો નાંખી દીધો છે, અમોએ અમારી ગુઝસ્તા જાહોજલાલીને ભુલાવી દીધી છે અને અમારી કમનસીબી અમારી અસલીયતની શોધ તરફ ઢળવા દેતી નથી. જો અમે એવીજ રીતે આ બાબત તરફ નાંખતી કરીશું તો અમે

કોણ છીએ, કેવા છીએ, અમારા વડીલો કેવા હતા, તેઓએ શું કર્યું હતું તે બધું ગુમનમીના ખાડામાં સદાને માટે અલોપ થઇ જશે અને ફરી તેનું પરિણામ કેવું આવશે તે સ્હેજમાં સમજી શકાય છે. માટે અમારે આ વિષે પુરેપુરૂં ધ્યાન આપવું જોઇએ. અગર અમે પોતેજ અમારૂ માન જાળવવાની કોશીશ નહીં કરીએ તો બીજાઓના મનમાં અમારૂં માન પેદા થવું ઘણુંજ મુશકેલ છે. એટલા માટે આ વિષયને ઘણુંજ જરૂરી સમજીને આ સ્થળે અમે એક પુરાતન ખાનદાનની વાચકોથી મુલાકાત કરાવવા ચાહીએ છીએ જે ઇસ્લામીઓમાં એક અગ્રેસર કુટુંબ હોવાનું માન ધરાવે છે.

**અમદાવાદમાં કાદરીયા ખાનદાનની એક શાખા.**

હીંદુસ્તાનમાં વસ્તી ઇસ્લામી પ્રજામાંથી ઘણાંજ થોડા લોકોને ખબર હશે કે ગુજરાતના પુરાતન પાય તખ્ત અમદાવાદ કે જે એક સમયે ઇસ્લામી આગેવાનો અને નામદાર દીની બુઝુર્ગોનું મુખ્ય સ્થળ હતુ તેના રહેવાશીઓમાં તે મહાન બરગુઝીદા બુઝુર્ગ સરતાજે અવલીયાના ખાનદાનની એક મુસતનદ શાખા પણ વસે છે જે ઇસલામી દુનિયામાં એક મહાન રૂહાની પેશવા ગણાય છે અને જેમને હઝરત ગવસુસ સકલેન, કુતબુલ કોનેન, મેહબુબે સુબહાની સય્યદના મીરાં મહીયુદદીન અબદુલ કાદર જીલાની રદી૦ ના મુબારક નામથી દુનીયા જાણે છે અને કયામત સુધી જાણશે. એમના ખાનદાનમાંથી જે બુઝુર્ગ હીંદુસ્તાનમાં આવ્યા અને અમે જે ખાનદાનનું વર્ણન કરીએ છીએ તેના મુળ પુરૂષ

થયા તેમનું હીંદમાં આવવાનું કારણ જાણવા જોગ હોવાથી અમે આ સ્થળે લખીએ છીએ.

**સૈયદ શાહ તાજુદદીન** હઝરત ગવસુલઆઝમ રદી૦ની આઠમી પેઢીએ સઇયદ શાહ તાજુદદીન રહે૦ નામના એક બુલંદ પાયાના બુઝુર્ગ ગુજર્યા છે જેઓનું પેઢીનામું આવી રીતે છે.

| | | |
|---|---|---|
| હઝરત ગવસુલ | આઝમ રદી૦ | ના દીકરા |
| સઇયદ શાહ | અબદુલ રઝાક | ,, ,, |
| સઇયદ શાહ | અબુ સાલેહ | ,, ,, |
| સઇયદ શાહ | જમાલુલ્લાહ | ,, ,, |
| સઇયદ શાહ | દાઉદ | ,, ,, |
| સઇયદ શાહ | જલાલુદદીન | ,, ,, |
| સઇયદ શાહ | બહાઉદદીન | ,, ,, |
| સઇયદ શાહ | તાજુદદીન | ,, ,, |

ઉપર જણાવેલા હઝરત સઇયદ શાહ તાજુદદીન સાહેબ રહે૦ રમઝાન માસની સતાવીસમી તારીખે જુમાની રાતે પોતાના પવિત્ર દાદા હઝરત ગવસુલ આઝમ રદી૦ના મઝાર શરીફ ઉપર મુરાકેબામાં હતા કે આપના ઉપર નીંદ્રાનો ગલબો થયો જેથી આપ તેજ સ્થળે નીંદ્રાવશ થઇ ગયા. તે વખતે આપે સ્વપનામાં જોયું કે હઝરત ગવસુલ આઝમ રદી૦ આ પ્રમાણે ફરમાવી રહયા છે. " યા વલદી ! તમે બહુ જલદી

બંગાળાની તરફ વિદાય થાવ, ત્યાંનો બાદશાહ સય્યદ સુલતાન હુસેન મારો તાલીબ છે તેને ત્યાં પહોંચીને મુરીદ બનાવો " આ સાચા સ્વપ્ના માંથી બેદાર થતાંજ શાહ સાહેબે હીંદુસ્તાનની મુસાફરીની તઇયારી કરી અને બંગાળાની તરફ વિદાય થઈ ગયા. તે સમયે બંગાળાના રાજ્ય શજ્ય કર્તા શાહ સય્યદ સુલતાન હુસેનનું પાય તખ્ત ગોરખપુરમાં હતું અને તે ભારે દબ દબાથી રાજ્ય કારોબાર ચલાવી રહયો હતો.

જ્યારે સય્યદ શાહ તાજુદ્દીન સાહેબ ગોરખપુરની પાસે પહોંચ્યા ત્યારે આપના પધારવાની ખબર સુલતાનને થઈ તેથી તે પોતાની ખુશ નસીબીથી ખુશી થતાં અકીદાના જોશ સાથે શહેરની બહાર માન આપવાને હાજર થયો અને શાનો શવકતની સાથે આપનો આદર સત્કાર કરી માન તથા શાહી દબદબાની સાથે શહેરમાં લાવ્યો, તે બાદ આપનો મુરીદ થયો. શાહ સાહેબની વિદ્વતા, બુઝુર્ગી અને લાયકાત સાંભળીને સેંકડો આલેમો, ફાઝેલો, અમીર, ઉમરાવો આપના મુરીદ થયા અને સુલતાન હુસેન તો થોડાજ દીવસની સંગતથી આરિફે કામીલ બની ગયો.

હઝરત શાહસાહેબની અસંખ્ય મહેરબાનીઓ અને અગણિત નવાઝિશો જોઇ શાહ સુલતાને એક દીવસ પોતાની પુત્રીને હઝરત ની સેવામાં રજુ કરતાં અરજ કરી કે " આ મારી પુત્રીનો હાથ કબુલ ફરમાવી સેવકના માનમાં વધારો કરવાની મહેરબાની કરો. "

**લગ્નનો પયગામ.**

સુલતાનનો આ સંદેશો સાંભળી હઝરત શાહ સાહેબે જવાબ આપ્યો "હું આબલી બાનુનો હાથ સ્વીકારીને નિકાહ

**સય્યદશાહ અબ્દુલ હયાત.**

કરી શકતો નથી કેમકે તે મારા દીકરા અબ્દુલ હયાતના માટે નિર્માણ થઇ ચુકી છે, માટે તેને અત્રે બોલાવવા સારૂ કોઇ માણસને મોકલો તો હું કાગળ લખી આપું. એટલે તે મારો કાગળ જોતાં માણસની સાથે અત્રે આવે." આ હુકમ સાંભળતાં સુલતાને પોતાના કેટલાક અમીર ઉમરાવો તથા હઝરતના પુરાણા સેવક દરવેશો વિગેરેનો કાફલો તઇયાર કરી બગદાદ શરીફ રવાના કર્યો. કાફલો બગદાદ પહોંચ્યો અને લગભગ ચાર વરસની મુદતમાં આ લાંબી મુસાફરી પુરી કરી મોટા માન મરતબાની સાથે શાહઝાદા અબ્દુલ હયાત સાહેબને ગોરખપુર લઇને આવ્યો પવિત્ર પિતાએ પોતાના પુત્રની લાંબા સમયે મુલાકાત લીધી અને સુન્નત તરીકાથી નિકાહની ક્રિયા કરવામાં આવી. શાહ સુલતાન હુસેન પોતે પણ સૈયદ હતા અને હવે કાદરીયા ખાનદાનમાં પુત્રી આપવાનું માન પ્રાપ્ત થયું તેથી તેની ખુશીનો કાંઇ પાર રહ્યો નહીં.

**ગાદી નશીન.**

પોતાના પવિત્ર પિતાની સેવામાં થોડો કાળ ગાળવાથી શાહ અબ્દુલ હયાત સાહેબ બાતેની કમાલાતમાં પુરા પ્રવીણ થઇ ગયા જેથી શાહ તાજુદ્દીન સાહેબે પોતાની ગાદી તેમને સોંપી બગદાદ શરીફ પાછા ફરવાનો ઇરાદો કર્યો. પોતાના વ્હાલા પુત્રથી વિખુટા પડતી વખતે શાહ સાહેબે પોતાના પુત્રને સંબોધીને ફરમાવ્યું "બેટા ! હઝરત મેહબુબે સુબહાની

કુત્બે રબ્બાની મીરાં મહીયુદ્દીન શેખ અબ્દુલ કાદર જીલાની કદ્દસના હુકમ પ્રમાણે તમે હીંદ દેશમાં રહો જેમ બને તેમ ફકર ફાકાથી ગુજારો કરો અને પોતાની કશ્ફ કરામાતને જાહેર ન થવા દો બગદાદ પહોંચીને હું આ દુનિયાથી કુચ કરીશ. હવે હું તમારાથી વિખુટો પડું છું અને તમને ખુદાને સોપું છું " પવિત્ર પીતા આ અસર કારક વિવેચન કરી પવિત્ર દીકરાથી વિદાય થયા અને પોતાના પવિત્ર દાદાના સાયા તળે આ દુનિયાથી કુચ કરવા માટે મુસાફરી શરૂ કરી જેવી રીતે તેઓ બગદાદ શરીફથી પગ રસ્તે આવ્યા હતા તેવીજ રીતે તેજ રસ્તે બગદાદ શરીફ જવા માટે ચાલ્યા.

કરામત.

મુસાફરી દરમ્યાન હીંદના તે સમયે પ્રખ્યાત થએલા સાધુડા શહેરની પાસે કસબે બનોડમાં આપ પહોંચ્યા અને ત્યાંની જુમ્મા મસજીદમાં ઉતર્યા તથા પોતાનો ઘોડો મસજીદનાં ચોકમાં બાંધી દીધો. રાત્રે વરસાદ થવાથી આપે ઘોડો વરસાદથી બચવા માટે એટલા માટે ચોકમાંથી ખોલીને મસજીદની અંદર બાંધ્યો. સવાર થતાં લોકો નમાઝના માટે આવ્યા અને મસજીદની અંદર ઘોડાને બાંધેલો જોઈ ટીકા કરવા લાગ્યા જેથી આપે ટીકાનું કારણ પુછ્યું એટલે લોકોએ કહ્યું કે "ઘોડો મસજીદની અંદર પેશાબ અને લીદ કરશે" આપે જવાબમાં ફરમાવ્યું કે " તે લીદ તેમજ પેશાબ નહીં કરે " લોકોએ કહ્યું જો એમ હોયતો " કાંઇ હરકત નથી." ખુદાની કુદરતથી ચાલીસ દીવસ સુધી વરસાદની હેલી ચાલુ રહી પણ ઘોડાએ બરાબર ઘાસ દાણો ખાધા છતાં લીદ કે પેશાબ કરી નહીં. આપની આ જાહેર કરામતથી લોકોના ઉપર ભારે અસર થએ. જ્યાં સુધી આપ સાધુડામાં

રહ્યા ત્યાં સુધી બીજી અનેક કરામતો જાહેર થઇ હતી જેથી આસપાસનાં ગામડાઓમાં આપની પ્રખ્યાતી થવા પામી એટલે લોકોના ટોળે ટોળાં આપની સેવામાં મુરીદ થવાને માટે આવવા લાગ્યા પરંતુ આપે બધા લોકોને આ જવાબ આપ્યો કે " મારા દીકરા સઇયદ અબુલ હયાતનો દીકરો અને બંગાલાના સુલતાન હુસેન શાહનો નવાસો સુલતાનુલ અવલીયાં સઇયિદ શાહ કુમેસ અલ આઝમ કાદરી આ તરફ આવશે અને સરવરે કાયનાત મફખરે મોજુદાત અહેમદે મુજતુબા મોહમ્મદ મુસ્તફા સલ૰ ના હુકમ અનુસાર સાધુડા કસ્બામાં રહેઠાણ રાખશે માટે તે વખતે તમે બધા મારા તે પૌત્રના મુરીદ થજો " આ જવાબ સાંભળીને લોકો હઝરત કુમેસ સાહેબની પધરામણીની વાટ જોવા લાગ્યા અને આપ ત્યાંથી વિદાય થઇને બગદાદ શરીફની તરફ ગયા.

**સઇયદ અબુલ હયાતની ઓલાદ.**

સઇયદ અબુલ હયાત સાહેબને ત્રણ દીકરા થયા જેમાં પહેલાં સઇયદ શાહ મોહમ્મદ ઝાકિરી કાદરી બીજા સઇયદ શાહ કુમેસ અલ આઝમ કાદરી ત્રીજા સઇયદ શાહ અબદુલ અઝીઝ કાદરી નામના હતા.

**સઇયદ શાહ મોહમ્મદ ઝાકિરી.**

પુત્રના પગ પારણામાંથીજ પારખાય છે એ કહેવત અનુસાર સઇયદ શાહ મોહમ્મદ ઝાકીરી સાહેબની કરામતો નાનપણુમાંજ જાહેર થવા લાગી પરંતુ પરવર દિગારની કળાઓ કે જેની રીસસુરીની સમજણ ગમે તે માણસને આવી

શકતી નથી તે તદન જુદીજ હતી. આ વલી અલ્લાહની કરામતોનો પ્રસાર વધુ થવા પામે તે પહેલાં તેમને આ જહાનથી ઉઠાવી લેવામાં આવ્યા એટલે તેઓ ભર જુવાન વયે વફાત પામ્યા.

**સય્યદ શાહ અબદુલ અઝીઝ.**

સય્યદ શાહ અબદુલ અઝીઝ કાદરી પોતાના મામા સુલતાન સય્યદ નસીબ શાહ કે જેઓ સુલતાન સય્યદ હુસેન શાહના ગાદી વારસ અને દીકરા થતા હતા તેમની સાથે લશકર લઇને દુશમન ઉપર ચઢાઇ કરવા ગયા હતા જ્યાં મુકાબલાની વખતે શહાદતનો મહાન દરજ્જો મેળવ્યો.

**હઝરત શાહ કુમેસ.**

સય્યદ અબુલ હયાત સાહેબના ત્રીજા સાહેબ ઝાદા સય્યદ શાહ કુમેસ અલ આઝમ રહે૦ હમેશા ઇબાદત રીયાઝત અને મુજાહીદા તથા મુકાશેફામાં લીન રહેતા હતા. કાદરીયા ખાનદાનમાં આ બુઝુર્ગ પણ મોટા પાયાના ગુજર્યા છે. એમની પવિત્ર જાતથી કાદરી ફેઝનો હીંદમાં ઘણોજ પ્રસાર થએલો છે. એમનુ લગ્ન એમના મામાની દીકરી એટલે સય્યદ સુલતાન નસીબ શાહની દીકરી તથા સુલતાન હુસેન શાહની પૌત્રીથી થયું હતું પરંતુ પોતાની પત્નિની મગરૂરી, બદ મીઝાજી તથા અમીરી નખરાંથી હઝરત ભારે દીલગીર રહેતા હતા. જો કે ઘણી વખતે તેણીની મગરૂરી હદથી વધી જતી હતી છતાં આપ દરેક વખતે નાંખતી કરતા હતા અને ધીરજ ધરતા હતા. પરંતુ અલ્લાહ વાલાઓની સાથે સંબંધ ધરાવનારાઓની સલામતી એમાંજ છે કે તેઓ

પ્રથમ તેમના સ્વભાવથી જાણીતા થઇ જાય અને પછી તેમની સાથે સંબંધ રાખે. કેમકે જે પવિત્ર હસ્તી પોતાની હસ્તીને પાક પરવર દિગારની જાતમાં ફના કરી દે છે તે દર વખતે પોતાના અખતીયારમાં રહેતી નથી. ઘણી વખતે તેમના વચન ખુદાઇ વચન હોય છે તે વચનના ઉચ્ચાર માટે માત્ર તેઓ ગ્રામોફોનનું કામ આપે છે અને તેમની હીલચાલ તે મશીનની પેઠે હોય છે કે જે બીજાના હાથમાં હોય છે અને બીજાના ચલાવવાથી હીલ ચાલ કરે છે. ખાસ [કરીને ]જે વખતે આવા દરજ્જાના બુઝુર્ગો પોતાની હાલતમાં મસ્ત હોય તો તેમની સાથે છેડ છાડ કરવી કે તેમની મરજી વિરૂધ્ધ કોઇ કામ કરવું મોટા ભાગે નુકસાન કારક હોય છે, કેમકે તેઓ દુન્યાવી મામલામાં ગમે તેવા સંકટો અને લોકો તરફથી નાંખવામાં આવતી મુશ્કેલીઓને સહન કરી શકે છે પરંતુ રૂહાનીયત કે દીની બાબત માં તેઓ કોઇની પરવા કરતા નથી. દુનિયાની શાનો શવકત અને એશ આરામને જે રૂહાનીયત કે દીની બાબતના માટે તેઓ સદાના માટે તરછોડી બેઠા છે તેજ બાબતમાં જો તેમની મરજી વિરૂદ્ધ ખલલ પડે તો તેઓ તે કદી પણ સાંખી ન શકે એ વ્યાજબીજ છે. આવીજ બાબતમાં હઝરત શાહ કુમેસ સાહેબની પત્નિથી પણ એક ભુલ થઇ ગઇ જેનો બદલો ઘણોજ કરૂણા જનક મળ્યો.

**અફસોસનાક પરિણામ.**

એક દીવસે શાહ કુમેસ સાહેબ મુરાકેબામાં લીન હતા કે આપની પત્નિએ આપને પજવવા માંડયા તે વખતે આપે તેમને બહુ સમજાવ્યા અને ત્યાંથી ચાલ્યા જવા માટે ઘણુંએ કહયું પરંતુ તેઓ જવાને રાજી થયા નહીં, સ્ત્રી હઠ પ્રખ્યાત છે તેથી તે વખતે તેમના મગજમાં સ્ત્રી

હડનો પવન ભરાઈ ગયો હતો તેથી તેઓ ત્યાંથી ખસ્યા નહીં. જ્યારે શાહ સાહેબે સમજાવવામાં કાંઇ બાકી રાખ્યું નહીં ત્યારે ગુસ્સાના આવેશમાં અને જલાલમાં આવીને હઝરત પોકાર્યા. " જા, અબઘડી જમીનમાં સમાઇ જા " આ સાંભળતાંજ તેણીનો ચહેરો કાળો પડી ગયો અને ભોંયમાં તળીએ સમાઇ ગઇ અને તે જગ્યાએ અસલ જેવી જમીન થઇ ગઇ.

**શાહી ખાનદાન પર ઇતરાજી.**

આ ભયંકર બનાવની જ્યારે મેહેલમાં ખબર થઇ ત્યારે હા હાં કાર વર્તાઇ ગયો. બેગમો, દાસીઓ, અમીર ઉમરાવો અને બીજા લાગતા વળગતાઓના હોશ ઉડી ગયા. આખા શહેરમાં કોલાહલ મચી ગઇ. જ્યારે આ વાતની ખબર આપના સસરા સુલતાન નસીબને થઇ ત્યારે તે દરબારમાંથી ગભરાઇને ઉઠી ગયો અને પોતાના વઝીર નઇમુદદીનને બોલાવીને કહયું કે " શાહ કુમેસ સાહેબની સેવામાં હાજર થવાની મારી હીમત ચાલતી નથી માટે તું મારી સાથે ચાલ " આ સાંભળી વઝીર શાહની સાથે હઝરતની સેવામાં ગયો સુલતાન નસીએ શરમીંદગી જાહેર કરવા માટે પોતાના ગળામાં તોક નાંખ્યો અને હાથ પગમાં બેડીઓ પહેરી લીધી. જ્યારે તે હઝરત શાહ કુમેસની સેવામાં પહોંચ્યો ત્યારે તેણે આજીજી અને નમનતાઇથી પોતાની દીકરીથી થએલા કસુરોની માફી માંગી અને જણાવ્યું કે " મને મારી દીકરીના નાબુદ થવાની લગારે દીલગીરી થઇ નથી તેણે જેવું કર્યું તેવો તેનો ફેજ થયો. ખરેખર તેણી એવીજ હતી માટે હવે આપ મારા ઉપર દયા કરો

અને મારાથી કદાચ કોઇ કસુર થયો હોય તો તે માફ કરો. મારી બીજી દીકરી ઘણીજ નેક અને ભલી છે તેને પોતાના નિકાહમાં લાવો." શાહ કુમેસના ચહેરા ઉપરથી હજી સુધી જલાલ ઉતરેલો ન હતો અને તેઓ પ્રથમ જેવાજ ગુસ્સામાં હતા. શાહ નસીબની ભુલ થઇ કે તે તેજ વખતે મારીના માટે આવ્યો. અગર તે જલાલ ઉતર્યા બાદ આવ્યો હોત તો કાંઇએ ન થાત પણ તેના ભાગ્યમાંજ એવું લખેલું હોવાથી તેને કોણ મીથ્યા કરી શકે. હઝરત કુમેસે શાહ નસીબની વાતો સાંભળ્યા બાદ તેજ જલાલમાં ફરમાવ્યું " જા તારૂં રાજપાટ પણ ગયું."

**બધા સંબંધથી અલગ થવું.**

તેજ જલાલમાં શાહ કુમેસે તે વખતે પોતાની આસપાસના બધા માણસોને દુર કરી દીધા અને પોતે જે હુજરામાં હતા તેનું બારણું માટીથી ચણી લેવાનો હુકમ કર્યો તથા માત્ર વજુનું પાણી અંદર લેવા માટે એક બારીયું રાખવાનું ફરમાન કર્યું જે ઉપરથી લાચારીએ સુલતાને મજકુર હુકમનો અમલ કર્યો. હઝરત કુમેસ વરસો સુધી તેજ હુજરામાં બંદ રહયા. તે બાદ એક દીવસે તેઓએ હઝરત મોહમ્મદ સલ૦ અને હઝરત શેખ અબદુલ કાદર જીલાની રહી૦ ની જનાબમાં અરજ ગુજારી કે "હવે આ મીસ્કીન કયાં સુધી આવી કેદમાં રહે" તરતજ હુકમ મળ્યો કે "ફલાણા મહીનામાં ફલાણી તારીખે બિસ્મીલ્લાહ બોલીને બારીયામાંથી બહાર નીકળો અને સાધુડાની તરફ વિદાય થાવ કેમકે તમારી ત્યાં નીમણુંક કરવામાં આવી છે."

આ હુકમ પ્રમાણે ફરમાવેલા દીવસે આપ હુજરાની બહાર તશરીફ લાવ્યા અને વન વગડાની તરફ રવાના

**મુજાહીદા ઇબાદત અને રીયાઝત**

થઇ ગયા ત્યાં જઇને તેઓએ ભારે રીયાઝતો કરી. કેટલીક નદીઓ ઉપર પહોંચીને જુદા જુદા જમાલી તથા જલાલી વિર્દ વઝાયફ માં લીન રહયા. જે પાણીમાં ઉભા રહીને આપ મજકુર વિર્દ વઝાયફ ભણતા હતા તે પાણીથી એક એક ગાઉ સુધીનું નદીનું બધું પાણી હમામના ગરમ પાણી કરતાં પણ વધુ ગરમ થઇ જતું હતું. અગર કોઇ માણસ તે જગ્યાનું પાણી વાપરતો તો તે ઘણી વાર પછી ટાઢું થતું અને તે બાદ વઝુના કામમાં આવી શકતું. તે સમયમાં આપ ચામડાનો લીબાસ રાખતા હતા. આપની સાથે ત્રણ ચાર ખીદમત ગુઝાર રહેતા હતા તેમની જોડે આપ નમાઝ જમાઅતની સાથે અદા કરતા હતા તે પછી ચામડાના લીબાસને નદીના કીનારા ઉપર રાખી પાણીમાં ઉતરતાં અને માત્ર આંખો તથા નાક મોહડું બહાર રહે એટલા ઉંડા પાણીમાં એક પથર ઉપર ઉભા રહી આખી આખી રાત અને આખો દીવસ કાંઇ પણ ખોરાક તથા પાણી વિના વિર્દ વઝીફામાં મશગુલ રહેતા હતા. અગર કોઇ ખીદમત ગારને વધારે ભુખ લાગતી તો તરતજ તેને નદીની તરફ જવાને કહેતા એટલે તે ત્યાં જઇને જોતો કે નદીના પાણીમાંથી ગેબી હાથ ફળ ફળાદી સાથે બહાર આવ્યો છે એટલે તે નોકર મજકુર ફળ ફળાદી પેલા ગેબી હાથમાંથી લઇને બધા ખીદમત ગારોમાં વ્હેચી આપતો તેના ખાતાંજ એ લોકોનું પેટ ભરાઇ જતું તેમજ તે

ફળફળાદીમાં એટલી બધી લહેજત મળતી કે દુનિયાના કોઇપણ ફળફળાદીમા તેમને મળતી નહોતી. વળી તે ફળ ફળાદીના ખાવાથી ત્રણ દીવસ સુધી ભુખ લાગતી ન હોતી. આવી મહેનત ભરી ઇબાદત તથા રીયાઝતમાં લગભગ બાર વરસ પસાર કર્યા બાદ આપ મકકા મોઅઝઝમા ગયા અને ત્યાં સાત વરસ સુધી મુકામ કર્યો તે બાદ બગદાદ શરીફમાં હાજર થયા અને પોતાના પવિત્ર બુઝુર્ગોના રોઝાની ઝીયારત કરી થોડા દીવસ સુધી ત્યાં મુકામ રાખ્યો.

**હીંદમાં પધાર્યા**

છેવટે પોતાના પવિત્ર દાદા સાહેબની આજ્ઞા અનુસાર હીંદમાં પધાર્યા બગદાદ શરીફથી વિદાય થતી વખત આપને પાણીથી ભરેલો એક લોટો મળ્યો અને તે લોટાની સાથે હુકમ પણ મળ્યો કે તમને જ્યારે પણ જેટલા પાણીની જરૂરત પડે તેટલું પાણી આ લોટામાં-થી લેજો. લોટામાંનું પાણી આખી મુસાફરી દરમ્યાન ચાલશે અને જ્યારે લોટાનું પાણી પુરૂં થઇ જાય ત્યારે સમજવું કે મુસાફરી પુરી થઇ છે અને સાધુડા મુકામ આવી ગયો છે જે તમારા રહેઠાણની જગ્યા મુકરર કરવામાં આવી છે. આ પ્રમાણે આખી મુસાફરી દરમ્યાન આપે તેજ લોટામાંનું પાણી વાપર્યું અને દર વખતે તે લોટો પાણીથી ભરેલું રહેતું હતું. મુસાફરી દરમ્યાન અગર કોઇ જગ્યા આપને પસંદ પડતી તો ત્યાં મુકામ કરતા અને ત્યાના લોકોને ફેઝ પહોંચાડતા હતા. આવી રીતે આ લાંબી મુસાફરીમાં ઇબાદત રીયાઝત કરતાં તથા હઝારો લોકોને ફેઝ પહોંચાડતા આજ્ઞા અનુસાર પ્રથમ દીલ્લી અને ફરી સાધુડા પહોંચ્યા.

**સાધુડા**

જ્યારે આપ સાધુડા શહેરની પાસે પહોંચ્યા ત્યારે શહેરની બહારના એક સુખા ઝાડની નીચે બેસી ગયા અને ઝાડની તરફ જોઈ ફરમાવ્યું "એ ઝાડ! ફકીરના ઉપર છાંયડો નાંખ" તરતજ ઝાડ લીલું છમ થઇ ગયું અને તેની ઘટાઓ ચોમેર ફેલી ગઇ. થોડી વાર પછી આપે વઝુ કરવાનો ઇરાદો કર્યો પણ લોટામાં જોયું તો પાણી પુરૂં થઈ ગયું હતું તેથી આપ સમજી ગયા કે સાધુડા શહેર આટલામાંજ છે. તે વખતે હઝરતના ખીદમતગાર શેખ ઝમીરે લોટામાં પાણી ન હોવાથી અરજ કરી કે "સાધુડા અહીંજ છે પણ વસ્તી દુર છે તેથી હું વસ્તીમાં જઇને વઝુનું પાણી લાવું છું તો નમાઝનો વખત વીની જાય છે. પાસેજ એક કુવો છે પરંતુ તેમાં પાણી નથી" આ સાંભળી આપે ફરમાવ્યું "કુવાને જઇને કહો કે ફકીર વઝુના માટે પાણી માંગે છે" શેખ ઝમીર કુવા ઉપર જઇને એટલુંજ કહેવા પામ્યા હતા કે કુવામાં પાણી ભરાઇ આવ્યું અને તે એટલું બધું આવી ગયું કે કુવામાંથી બહાર નીકળી સાધુડા શહેરની તરફ વહેવા માંડયું એટલે હઝરતે ફરમાવ્યું "પાણી! તું પોતાની જગ્યા ઉપર રોકાઈ જા, મેં કાંઈ એટલું બધું માંગ્યું નહોતું" આ વાકય ઉપર પાણી તેજ જગ્યાએ થોભી ગયું એટલે આપ વઝુ કરીને ઇબાદતમાં મશગુલ થઇ ગયા.

**સાધુડા વાસીઓની માન્યતા**

આ બંને કરામતોની ખબર શહેરમાં ફેલાતાં ત્યાંના બધા સાદાતો, મશાયખીન, આલેમો, કાઝેઓ અને બધા આમ મુસલમાનો ભારે અકીદત મંદીની સાથે તેજ સ્થળે હાજર થઇને મુરીદ થવા લાગ્યા.

અને માત્ર થોડાજ દીવસમાં આસપાસના બધા સ્થળોએ આપની પ્રખ્યાતીનો પ્રસાર થઇ ગયો.

તે સમયે સાધુડા શહેરના કાઝીના હોદા ઉપર અબુલ મકારમ સાહેબ નામના એક બુઝુર્ગ હતા. જેઓ

**અબુલ મકારમ**

હઝરત ઇબ્રાહીમ અધમની અવલાદમાંથી હતા. જ્યારે તેઓએ હઝરતની ખુબીઓ સાંભળી ત્યારે સેવામાં હાજર થવાનો ઇરાદો કર્યો અને માત્ર હઝરતની કરામતની પરિક્ષા માટે દીલમાં વિચાર કર્યો કે હઝરતની સેવામાં હું પહોંચુ તે વખતે તેઓ જો મને કલમદાન આપશે તો હું તરતજ તેમનો સાચો મુરીદ બની જઇશ. આવો વિચાર કરી તેઓ હઝરતની સેવામાં હાજર થયા એટલે હઝરતે મળતાં વેતજ અબુલ મકારમને કલમ દાન આપ્યો. આ જોઇને અબુલ મકારમ સાહેબ સાચા અંતઃકરણ પુર્વક મુરીદ થઇ ગયા. અબુલ મકારમ સાહેબના મુરીદ થતાંજ તે ઇલાકાના હઝારો લોકો મુરીદ થયા કેમકે અબુલ મકારમ સાહેબ તે ઇલાકાના એક આગેવાન પ્રખ્યાત બુઝુર્ગ હતા.

કેટલાક કાળ સુધી હઝરતે તેજ કરામતી કુવાની પાસે અને ઝાડની નીચે મુકામ રાખ્યો હતો પરંતુ ફરી

**શહેરમાં મુકામ કર્યો**

શહેરના આગેવાનોની અરજ ઉપરથી આપે શહેરમાં પીરતુર નામની એક જગ્યામાં શહીદોની કબરો હતી તે સ્થળે મુકામ રાખ્યો.

**બીજું લગ્ન.**

એક દીવસે હઝરતે સાધુડાના રહેનારથી શેખ અબદુલ વાહેદને પુછ્યું કે "આ શહેરમાં સઇયદ નસરૂલ્લાહ નામના માણસ રહે છે કે જેઓ મીર અબુ ફતાહના દીકરા અને સહીઉન્નસબ સાદાત છે." અબદુલ વાહેદે અરજ કરી કે "જી હા" એટલે હઝરતે ફરમાવ્યું "મારો આ સંદેશો એમને પહોંચાડો કે આપના દીકરી બીબી આયશા લોહે મહફુઝમાં ફકીર કુમેસ અલ કાદરીના નામે લખાયલાં છે માટે તેમને મારા નિકાહમાં આપો" શેખ અબદુલ વાહેદે આ સંદેશો સઇયદ નસરૂલ્લાહની સેવામાં કહ્યો એટલે તેઓ એક લાંબા વિચારમાં પડી ચુપ થઇ ગયાં. તે બાદ બોલ્યા કે "કુટુંબની દીકરીઓ કુટુંબમાંજ અપાય છે અને કોણ જાણે આ બુઝુર્ગ કયા ખાનદાનના છે" સઇયદ નસરૂલ્લાહ આવાજ વિચારોમાં લીન રહ્યા એટલામાં શુકરવાર આવી અને રાતે તેઓએ સ્વપનામાં જોયું કે "હઝરત મોહમ્મદ સલ૦ તથા અસહાબે કિરામ અને હઝરત ગવસે પાક રદી૦ તેમના મકાન ઉપર પધાર્યા અને ફરમાવ્યું કે "ઓ સઇયદ નસરૂલ્લાહ ! આ મારો ફરઝન્દ સઇયદ શાહ કુમેસ સહી ઉનનસબ અને આલીખાનદાન છે. તેના નસબમાં કોઇપણ જાતનો શક નથી, તમારી દીકરી બીબી આયશા તેના ભાગ્યમાં લખેલી છે તેને મારા ફરઝન્દના નિકાહમાં આપો" આ સ્વપનામાંથી બેદાર થતાંજ સઇયદ નસરૂલ્લાહે પોતાના કુટુંબ કબીલા તથા સગા વહાલાને બોલાવ્યા જેમાં મવલાના અબુલ મકારિમ પણ હતા. તે બધાની સામે સ્વપનાની વાત કાઢી સલાહ પુછી એટલે બધાએ આ કામ કરવાની સલાહ આપી જેથી બીબી આયશાનો નિકાહ હઝરત કુમેસ સાહેબની

સાથે કરી આપ્યો. "સમરાતુલ કુદસ" નામના પુસ્તકમાં આ લગ્નની બધી હકીકત લખીછે અને તેમાં લગ્નની તારીખ તા. ૧૧ મી રજબ સને ૮૫૮ હિજરી લખી છે.

**જીંદગીમાં ફેરફાર.**

આ લગ્ન પછી હઝરતની જીંદગીમાં જાહેર ફેરફાર થયો. લગ્નના દીવસથીજ આપે આપના સાસરામાં મુકામ રાખ્યો હતો અને ચામડાનો લીબાસ પણ ઉતારી નાંખી સફેદ પહેરતા હતા. મુજાહીદાના સમયે ખાવાનું પણ ભુલી ગયા હતા કેમકે જે દીવસે સુલતાન નસીબ શાહની દીકરી ભોંયમાં સમાઇ ગઇ હતી અને પોતે હુજરામાં બંદ થઇ ગયા હતા તે દીવસથી ખાવાનું બીલકુલ મુકી દીધું હતું. તેથી જ્યારે બીબી આયશાની સાથે નિકાહ થવા બાદ આપની આગળ ખાવાનું આવ્યું ત્યારે આપે તેમાં પોતાના હાથ નાંખીને ખાણુંને મોંહડા ઉપર મસળી નાંખ્યું જેથી શરૂઆતમાં સાસરાના લોકો ભારે ચીંતામાં પડયાં પરંતુ ધીમેધીમે આપને ખાવાની રૂઢી આવી ગઇ. એક રીવાયતમાં છે કે લગ્નના ત્રીજે વરસે અને એક બીજી રીવાયતના આધારે લગ્નના સાત વરસ પછી આપ પ્રથમની પેઠે ખાવા પીવા લાગ્યા હતા.

**હુમાયુ અને અકબર.**

હીંદના મુગલ શહેનશાહ હુમાયુ અને અકબરના સમયે હઝરત કુમેસ સાહેબ મોજુદ હતા. આ બંને શહેનશાહો આપને ભારે માન અને અકીદતની નજરે જોતા હતા. હુમાયુ બાદશાહે સાધુડાનો કસ્બો આપને જાગીરમાં લખી આપવાની ઇચ્છા જાહેર કરી પણ આપે

તેને કબુલ ન કરતાં ફરમાવ્યું કે "તવક્કલની વિરૂધ્ધ છે" અકબર બાદશાહે પણ એક વખતે નજરાણું મોકલ્યું હતું જે આપે ન રાખતાં પાછું મોકલી દેવા ફરમાવી હતી.

**છેલ્લી મુસાફરી**

આપે વૃધ્ધ અવસ્થામાં એક છેલ્લી મુસાફરી કરી હતી આપ સાધુડાથી દીલ્લી સુધી ગયા, જ્યાં અકબરથી મુલાકાત થઇ હતી. આપની મુલાકાતથી અકબર ઉપર ભારે અસર થયો હતો. અકબર બાદશાહ પોતે જણાવે છે કે "જ્યારે હઝરત મારી સામે આવ્યા ત્યારે મેં મારી આંખોથી હઝરતની બંને બાંહયોમાં બે સીંહ જોયા જેથી મને ભારે બીક લાગી અને હું ઘણોજ થોડો વખત હઝરતની સેવામાં હાજર રહી શકયો" દીલ્લીમાં થોડોક કાળ ગાળ્યા બાદ આપ બંગાલાની તરફ વિદાય થયા. અને બિહારમાં કેટલોક સમય રહયા. આ મુસાફરી દરમ્યાન આપે આપના એક ખલીફાની રૂબરૂ રામપુર મુકામે પેશીનગોઈ કરી હતી કે આ મારી છેવટની મુસાફરી છે અને હવે મારી લાશ સાધુડે આવશે. ખરેખર આપના ફરમાન પ્રમાણેજ થયું.

**વફાત**

આપ બિહારમાં પહોંચ્યા તે બાદ ત્યાં આપની વફાત થઇ અને આપની પવિત્ર શબને સાધુડામાં લાવી. દફન કરી.

**અવલાદ**

આપને અવલાદમાં બે સાહેબઝાદા અને એક સાહેબ ઝાદી થયાં. સાહેબ ઝાદાનાં નામ સય્યદ શાહ મોહમદ સાહેબ અને સય્યદ શાહ અબ્દુલ મઆરિમ

સાહેબ હતાં જેઓ બન્ને ઉલ્લી મુસાફરી દરમ્યાન રામપુર સુધી સાથે હતા. રામપુર પહોંચીને આપે આપના મજકુર બન્ને સાહેબ ઝાદાને સજ્જાદાનશીન બનાવી ખિરકો ઇનાયત કર્યો હતો. વળી એક પેરણ અને પાઘડી પોતાની સાહેબ ઝાદીના માટે તેમના સાસરે કસ્બે સરસામાં બન્ને સાહેબ ઝાદાની સાથે મોકલી હતી.

**પાછળ રહેલી વંશ**

કાદરીયા ખાનદાનની હીંદની જે શાખાના વડા હઝરત કુમેસ અલ આઝમ રહે૦ છે તે શાખાના બુઝર્ગોએ હીંદમાં બારે ફેઝ પહોંચાડયો છે. ગુજરાતમાં મજકુર શાખાના જે બુઝુર્ગો થયા છે તેમનો શજરો નીચે પ્રમાણે છે અને જે હાલના પીરઝાદા સઇયદ મુસ્તફા હસન કાદરી સુધી પહોંચે છે.

હઝરત કુમેસ અલ આઝમ રહે૦ ના દીકરા

,, શાહ અબુલ મકારિમ ,,

,, શાહ અબદુલ કાદર ,,

,, સઇયદ અબુ સાલેહ કુતબુલ અકતાબ ,,

,, સઇયદ શાહ મોહમ્મદ કુમેસ ,,

,, સઇયદ શાહ અબદુલ્લાહ ,,

,, સઇયદ શાહ કરીમુલ્લાહ ,,

,, સઇયદ શાહ બુરહાનુદ્દીન ,,

,, સઇયદ શાહ મોહમ્મદ આરિફ ,,

,, શાહ કરીમુલ્લાહ ,,

,, સય્યદ મોહમ્મદ આરેફ ,,

,, સય્યદ શાહ કરીમુલ્લાહ ,,

" સય્યદ શાહ મોહમદ આરેફ ઉરફે બડા મીયાં સાહેબ ,,

,, સય્યદ શાહ ગુલામરસુલ ઉરફે બાવા મીયાં ,,

" સય્યદ હિસામુદદીન "

" સય્યદ શાહ કુમેલ ઉરફે પીરનીયાં સાહેબ "

" સય્યદ સિરાજુદદીન ઉરફે બાવા મીયાં સાહેબ "

,, સય્યદ મુસ્તફા હસન કાદરી

હઝરત સય્યદ શાહ મોહમદ આરેફ સાહેબ પોતાના વતનથી નીકળીને લોકોને ફેઝ પહોંચાડવા માટે ગુજરાત કાઠીયા

સય્યદ શાહ મોહમદ આરેફ

વાડમાં આવ્યા અને વીરમગામમાં પધારી ત્યાંજ મુકામ રાખ્યો. આપના જેવા એક બરગુઝીદા બુઝુર્ગને પોતાના ગામમાં પધારેલા જોઈ વીરમ ગામ વાશીઓએ આપનો ભારે આદર સત્કાર કર્યો અને આપની પરહેઝ ગારી, પારસાઇ, કશ્ફો કરામાતથી અંતઃકરણ પુર્વક આપના તાબેદાર બની ગયા અને પોતાનું તન મન તથા ધન આપની ઉપર કુરબાન કરવા લાગ્યા. આજ કાલ વીરમગામમાં મજકુર ખાનદાનના ઘરો અને મસજીદો મકબરાઓ વીગેરે જે જમીન ઉપર છે તે બધી જમીન તેજ અકીદતમંદ તાબેદારોએ હઝરતને નજરાણા તરીકે આપી હતી. આમણુ મામાં ...

બાદશાહે હઝરત શાહ સય્યદ મોહમ્મદ આરેફની અવલાદને એક ગામ જાગીરમાં આપ્યું હતું જે જનાબ સય્યદ સિરાજુદદીન ઉરફે બાવામીયાં સાહેબના કાકા સય્યદ બડામીયાં સાહેબ શહેર કાઝીના સમય સુધી એજ ખાનદાનમાં હતું પરંતુ તે પછી સય્યદ બડામીયાં સાહેબ અપુત્ર ગુજરવાથી તથા સય્યદ બાવા મીયાં સાહેબ બ્રીટીશ સરકારની નોકરીમાં રહેવાથી તે ગામની આવકના ઉપર આધાર ન રાખતા હોવાથી નામદાર સરકારે રાજ્યની મસલેહતના સબબે ગામને ખાલસા કરી લીધું અને સય્યદ બડામીયાં સાહેબની વિધવા તથા દીકરીને તેમની આખી જીંદગી સુધી પેનશન બાંધી આપ્યું.

**ફેયઝાન.**

વીરમગામના મજકુર કાદરીયા ખાનદાને ગુજરાત અને કાઠીયાવાડના હજારો માણસોને મુરીદ બનાવ્યા છે અને હજુ સુધી એ ખાનદાનના બુઝુર્ગો ખાસ માનની નજરે જોવામાં આવે છે. રાજ્યનો ફેરફાર થવાથી આ ખાનદાનની સ્થીતીમાં કાંઇ પણ ફેરફાર થયો નથી બલકે પ્રથમની પેઠે આ ખાનદાનનો માન મરતબો કાયમ રાખવામાં આવ્યો એ ખાસ બુઝુર્ગોની દોઆનો અસર છે. વળી વીરમગામના કાઝીનો હોદો પણ ખાસ કરી આ ખાનદાનમાંજ આપવામાં આવ્યો છે જે આજ કાલ સય્યદ મુસ્તફા હસન કાદરીની પાસે છે. ચાલુ સમયમાં મજકુર ખાનદાનના એક ચમકતા સીતારાએ ચમકીને ખુદાપરસ્તી, દયાનત દારી, હીમ્મત, જફાકશી, ઉદારતા, દુર અંદેશી, રાજ્યદ્વારી જ્ઞાન અને એવીજ રીતે બીજા અનેક ઉમદા ગુણોની જે સાબેતી આપી છે તે ખાસ કરી આજકાલના નવ જવાનોએ અનુકરણ કરવા જોગ છે.

**સય્યદ સિરાજુદ્દીન ઉર્ફે બાવામીયાં સાહેબ**

સય્યદ સિરાજુદ્દીન ઉર્ફે બાવામીયાં સાહેબ એક એવા બુઝુર્ગ હાલમાંજ ગુજર્યા છે કે જેઓએ પોતાના બુઝુર્ગોના માન મરતબા અને બુઝુર્ગીમાં જાણવા જોગ વધારો કર્યો છે. તેમની અમુલ્ય જીંદગી ખરેખર શીખામણનો ભંડાર છે અને તે ઉપરથી ચાલુ સમયના લોકોને ઘણું ખરૂં શીખવાનું મળી શકે છે. આપનો જન્મ તા. ૧૫ મી અકટોબર સને ૧૮૫૦ માં વીરમગામ મુકામે થયો હતો.

**શરૂઆતની કેળવણી**

ચાલુ સમયમાં શરૂઆતની કેળવણીના માટે જે જે વાતોની જરૂર હોય છે તે વાતોની સાથે આપની શરૂઆતની કેળવણીનો પ્રારંભ થયો. તેઓએ મકાન ઉપર ખાનગી રીતે દીની કેળવણીનું સંપુર્ણ જ્ઞાન મેળવ્યું, એ ઉપરાંત ફારસી અરબી ભાષાનું શિક્ષણ લીધા બાદ બાકાયદા અંગ્રેજી જ્ઞાન અંગ્રેજી સ્કુલમાં લીધું. આપની ઉન્નતીનો ભેદ આ વાતમાંજ સમાએલો છે કે આપે પૂર્વ તથા પાશ્ચિમાત્ય કેળવણીના ઉમદા ગુણોનો પોતામાં જમાવ કર્યો. ચાલુ સમયમાં પુર્વની કેળવણી વિના માણસ જાતીના આચાર વિચાર દુરૂસ્ત રહી શકતા નથી તેવીજ રીતે પાશ્ચિમાત્ય કેળવણી વીના માણસ આજ કાલમાં દુન્યાવી ચઢતીએ પહોંચી શકતો નથી. દરેક સમયમાં ચઢતી દશાએ પહોંચવા માટે સદા ચાર વિચારની ખાસ જરૂરત છે. પણ માત્ર સદાચાર વિચાર ચાલુ સમયની નવી ,કેળવણી વિના કાંઇ કામ આવતા નથી. આ કારણોના લીધે જનાબ સય્યદ સીરાજુદ્દીન સાહેબે દીની કેળવણીની સાથે દુન્યાવી કેળવણીનું પણ સંપુર્ણ જ્ઞાન લીધું હતું.

આપે કેળવણી સમાપ્ત કરી અને સમયને નિહાળી બ્રીટીશ સરકારની નોકરીમાં દાખલ થવાનો વિચાર કર્યો.

**નોકરી.**

તા. ૯ મી અકટોબર સને ૧૮૬૬ ની સાલમાં આપ સરકારી નોકરીમાં દાખલ થયા અને કાઠીઆવાડ એજન્સીમાં જુદી જુદી જગાએ રહ્યા. સીબંદી સુપ્રીનટેન્ડન્ટ ફીકરલ અને બાંટવાના સ્પેશીયલ ઍસીસ્ટન્ટ પોલીટીકલ એજન્ટના ભરૂસાદાર કારકુન સાબેત થયા. ઉપરાંત રેવન્યુ તથા જુડીશીયલ ખાતાના જોખમી હોદાઓ ઉપર રહી ઉપરી અમલદારોનો ખાસ ભરૂસો પ્રાપ્ત કર્યો. આ નોકરીમાં તેઓએ પોતાના ઉપરી અમલદારો તથા બીજા લોકોનો જે ચાહ મેળવ્યો છે તેની સાબેતી તેમને મળેલી અસંખ્ય સરટીફીકેટો જોતાં જણાઇ આવે છે. પોલીટીકલ એજન્ટથી લઇને તે નાના અમલદાર સરખી રીતે બાવા મીયાં સાહેબના કામથી સંતોષ પામતા હતા અને તેઓ બધા જણા બાવા મીયાં સાહેબને માનની નજરે જોઈ તેમના કામની કદર કરતા હતા

**રાધનપુર જવું.**

કાઠીઆવાડ એજન્સીમાં બાવા મીયાં સાહેબે જે નામના અને લોકપ્રિયતા મેળવી હતી તેના સમાચાર રાધનપુરના તે વખતના નવાબ બિસ્મીલ્લાહખાન સાહેબના જાણવામાં પણ આવ્યા જેથી તે નામદારે બાવામીયાં સાહેબને પોતાના રાજ્યમાં બોલાવવાની ઇચ્છા જાહેર કરી. જો કે કાઠીઆવાડ એજન્સીના અમલદારો આવા એક બાહોશ અને ભરૂસાદાર માણસને પોતાની પાસેથી જુદા કરવાને રાજી નહોતાં છતાં તેમની ઉન્નતીના રસ્તામાં ન આવતાં લાચારીએ રાધનપુર જવાની

રજા આપી જેથી આપ એક વરસની રજા લઇ રાધનપુર ગયા. જ્યાં પુરા અખત્યારની સાથે હુઝુર ક્રીમીનલ કોર્ટના વડા જડજની માનવંતી જગ્યા મળી. તે જગ્યા ઉપર નિમાવાને માત્ર થોડીજ મુદત થઇ હશે કે આપે આપની બાહોશી, કાબેલીયત, સચ્ચાઈ, વીવેક, નીતી વિગેરેથી નવાબ સાહેબ તથા રાજ્યના બીજા લાગતા વળગતાઓના મન હરી લીધાં અને સઉ કોઇ આપના વખાણ કરવા લાગ્યા.

**ગોંડલમાં નીમણુંક.**

રાધનપુરમાં થોડાજ દીવસ ગુજરવા પામ્યા કે એટલામાં બ્રીટીશ સરકારને ગોંડલમાં આપની જરૂરત પડી જેથી રાધનપુરથી આપને ગોંડલ જવું પડયું ગોંડલના મહારાજા સાહેબના મર્ણના સબબે ત્યાંનો રાજ્ય કારોબાર એડમીનીસ્ટ્રેટરના હાથમાં મુકવામાં આવ્યો હતો. ગોંડલના ઇતિહાસમાં તે સમય બહુજ નાજુક ગુજરવા પામ્યો છે. નાગર અને વાણીયા કોમના અંદર અંદરના મતભેદના સબબે મામલો ગંભીર થઇ પડયો હતો તેથી એક બાહોશ, અનુભવી અને ભરૂસાપાત્ર પર કોમના અમલદારની જરૂરત જણાઇ જેથી તે સમયના પોલીટીકલ એજંટ મેજર સ્કૉટની નજર આપની ઉપર પડી તેથી રાધનપુરના નવાબ સાહેબની પાસેથી આપને બોલાવ્યા. આવા એક બાહોશ અમલદારને પોતાના રાજ્યમાંથી જવા દેવાને નવાબ સાહેબ બીલકુલ રાજી નહોતા પરંતુ મેજર સ્કૉટની જરૂરી માંગણી અને બાવા મીયાં સાહેબની ઉન્નતીના

સબબે લાચારીથી નવાબ સાહેબે ગોંડલ જવા દીધા. ગોંડલ પહોંચીને તા. ૩૦ મી માર્ચ સને ૧૮૭૮ ના રોજ જોઇન્ટ એડમીનીસ્ટ્રેટરના સીરસ્તેદારની જગ્યાએ નીમણુંક થઇ. સીરસ્તેદારના હોદાનો ચાર્જ લેતાંજ બાવા મીયાં સાહેબને કુદરત તરફથી મળેલી અનુપમ બાહોશી બતાવવાનો સમય મળ્યો. સીરસ્તેદારનો હોદો કાંઇ ઓછો જોખમદાર હોદો નહોતો એડમીનીસ્ટ્રેશનની નામદારી અને ફતેહમંદીનો બધો આધાર સીરસ્તેદારના હાથમાં હોવાથી બાવા મીયાં સાહેબે પોતાની કાબેલીયતનો ઉમદા છાપ થોડાજ દીવસમાં ઉપરી અમલદારના મન ઉપર બેસાડી દીધી. કેટલાક ગુંચવણ ભરેલા મામલાઓમાં એવી સરસ રીતે કારરવાઇ કરી કે જેથી ઉપરી અમલદાર અને આમ લોકોમાં આપની બાહોશીની ધાક બેસી ગઇ. સીરસ્તેદારીના અમલ દરમીયાન તે લોકોએ એક હીચકારૂં પગલું ભરીને આપને હલકા પાડવાનો પ્રપંચ કર્યો હતો કે જેઓની અંધાધુંધી દુર કરવાને માટે આપની નીમણુંક કરવામાં આવી હતી પરંતુ આપની સત્યતાના સબબે તેઓની બાજી ઉંધી વળી ગઇ અને સરકારમાં આપની નેક નામીનો વધારો થયો.

**મોઢ સીંધવાણીનું બારવટું**

એડમીનીસ્ટ્રેશનના સમયમાં મોઢ સીંધવાણી નામના એક બારવટી-યાએ દેશમાં ત્રાસ મચાવી મુક્યો હતો તેના ત્રાસને દુર કરવા માટે ઘણાં ઇલાજો લેવામાં આવ્યા છેવટે બાવામીયાં

સાહેબથી એ કામમાં મદદ લેવામાં આવી અને તા. ૧૭ મી માર્ચ ૧૮૮૩ ની સાલમાં મીઆણા મેજીસ્ટ્રેટના હોદા ઉપર આપની નીમણુંક કરવામાં આવી. આ હોદો આપે જે દીલેરી, બહાદુરી અને બાહોશીની સાથે બજાવ્યો તે સદા યાદગાર રહી ગયો છે.

કાઠીયાવાડમાં આવેલા જેતપુર સ્ટેટના મોટા જાગીરદારના મરણુ ઉપર આપને વડીયા સ્ટેટના મેનેજર

**વડીયાની મેનેજરી**

તરીકે નીમવામાં આવ્યા. આપે મેનેજરના હોદા ઉપર આવ્યા બાદ જાગીરની સ્થીતીમાં, આવકમાં, શહેરની ઇમારતોમાં સ્ટેટના બંધારણમાં, રાજ્ય કારોબારમાં અનેક જાતના જાણવા જોગ સુધારા વધારા કર્યા જે આજ સુધી આપની યાદગાર તરીકે પ્રખ્યાત છે.

વડીઆની મેનેજરીનું કામ સંપુર્ણ કર્યા બાદ આપને રાધનપુરમાં બોલાવ્યા જ્યાં આપને દીવાનનું માનવંતુ પદ

**રાધનપુરમાં દીવાનગીરી**

આપવામાં આવ્યું આપ લગભગ પાંચ વરસ સુધી દીવાનના માનવંતા હોદા ઉપર રહી રાધનપુરના નામદાર નવાબ બિસ્મીલ્લાહ ખાન સાહેબની વફાતથી એક માસ પહેલાં રીટાયર થઇને અમદાવાદ આવ્યા.

દીવાનના માનવંતા હોદા ઉપર બાવામીયાં સાહેબની નીમણુંક થતાં રાધનપુર રાજ્યના ઇતિહાસનો એક નવો

**દીવાનગીરીના સમયે કરેલા કારનામાઓ.**

સફો ઉઘડયો. એમના દીવાન પદે આવ્યા પહેલાં રાધનપુર રાજ્યમાં શીખા શાહીની પેઠે જુની રૂઢીમાં જકડાયલા અને નવી રૂઢીથી અંજાણ હીંદુ દીવાનો થતા હતા. સંપુર્ણ કેળવણી પામેલા બાહોશ નરની નીમણુંકથી રાજ્યના કારોબારમાં પ્રશંસા પાત્ર ફેરફાર થયો, આપની વિદ્વતા અને અનુભવનો પુરેપુરો લાભ લેવામાં આવ્યો. સ્ટેટના બંધારણ અને બીજા ખાતાઓમાં સુધારા વધારા થયા. જેનું પરિણામ એ આવ્યું કે રાજ્યની વારસીક આવક ચાર સાડા ચાર લાખની હતી તે વધીને સાત લાખ રૂપીઆ સુધી પહોંચી ગઇ. પ્રજામાં આબાદીના ચિન્હ જણાયાં, શહેર અને રાજ્યના તાબાના ગામોમાં સુખ શાન્તીનો પ્રસાર થયો. પોલીટીકલ ઓફીસરોની નજરોમાં રાધનપુર રાજ્ય અને ત્યાંના નવાબ સાહેબના માટે ભારે માનની લાગણીમાં જાણવા જોગ વધારો થયો.

ટુંકમાં એટલુંજ કે પાંચ વરસ સુધી ભારે નેકનામીથી દીવાનગીરી કર્યા બાદ આપ અમદાવાદ પધાર્યા અને

**ગોશા નશીની**

જીંદગીના છેલ્લા દીવસો રિયાઝત, મુજાહીદાત અને ઇબાદતે ઇલાહીમાં ગુજારવા લાગ્યા. દુનિયાને લગતી દરેક બાબતોને દૂર કરી દીધી અને તે એટલે સુધી કે લોકો

થી મુલાકાત કરવાનું પણ બંદ કર્યું, આવી રીતે એકાંત જીંદગી ગુજારવાનું કામ ઘણુંજ મુશકેલ હતું પરંતુ આપે વડીલોના પગલે ચાલી ઘણીજ શાંત રીતે એ સમય પસાર કરી દીધો. વળી એ સમયમાં આપે કેટલાક વિદવતા ભર્યા દીની પુસ્તકો પણ રચ્યા છે જેનું ટુંક લીસ્ટ નીચે પ્રમાણે છે.

૧, મીલાદ નામા ૨, મદદે પયગમ્બરી ૩, પયગામે મેહજુરી, ૪, ફરોગે એઝદી (હી. ૧૩૧૮ ) ૫, ફરોગે દીલ (હી. ૧૩૨૦) ૬, અતાએ ખયરૂલ મુરસેલીન (હી. ૧૩૨૧ ) ૭, અલ-અર મુગાં ( હી. ૧૩૨૩ ) ૮, અલ-તમગા ( હી. ૧૩૨૬ ) વિગેરે વિગેરે.

**વફાત.**

અફસોસ! બાવા મીયાં સાહેબ તા. ૧૧ મી નવેમ્બર ૧૯૧૧ ના દીવસે રાતના અગ્યાર વાગે આ ફાની જહાનથી કુચ કરી આલમે જાવેદાની તરફ સીધાવ્યા.

**વફાતની તારીખ**

આપની વફાત ઉપર અમદાવાદ અને બહારના અગણિત શાયરોએ તારીખો લખી હતી પણ બધી તારીખો અત્રે લખવામાં આવે તો એક મોટું પુસ્તક થઇ જાય તેથી મજકુર તારીખોમાંથી જનાબ કુદસી અલકાબ મવલાના **હઝરત શમસુલ ઉલમા આકા મીરઝા મુસા કવસર શીરાઝી અલ મુસવી પ્રોફેસર અહમદાબાદની** લખેલી તારીખ અત્રે ઉતારી લેવામાં આવે છે.

અઝીઝો દારે દુનિયા મનઝીલે અનદોહો હસરત હે
નહીં દુઝદે અજલસે ઇસ સરામેં કિસ્કા દિલ ગમગીં
શિગુફતા ફલ હુવે માનિન્દે ગુલ મેહકાયે આજ ઇસમેં
ચમનસે ચુન ગયા ફિર આકે ફરદા મોતકા ગુલચીં
ચુંહીં બાબા મીયાં આએ, રહે રાહી હુવે આખિર
ફના અનજામ હે સબકા કોઇ મુનઇમ હો યા મિસ્કીં
તુમ આકર ફાતેહા પઢતે તો હો આજ ઇનકી તુરબત પર
મગર ગાફિલ કે તુમ બી હોગે ઝેરે ખાક ઇસી આઈ
જહાંસે કુચ કરકે કાદરીયોંકે સરો અફસર
હુવે મસનદ ગુઝીં ફિરદોસે આલામેં બસદ તમકીં
વો નઝમો નશ્ર મેં અફસહ થે ઓર અબલગ ઝમાનેસે
કિતાબેં ઉનકી શાહિદ હેં બ લફઝો માઅનીએ રંગી
વો હમ અસરોંમેં મુનઇમથે તો થે સાહબ સખાબી થે
સદા જલતે થે ઉનસે હાસેદાને મુમસિકો બેદીં
મગર દીવાને રાધનપુર કા નામો નિશાં બાકી
રહેગા સાલહા નેકી મેં બદ ગોયાંપે સદ નફરીં
વો અફઝલ સબરો થે અસલો નસબમેં બી મિલા શકકી
કે થે ખાસ ઉનકે દાદા કુદવએ જીલાં મહયુદદીં
ખુદા કે ફિઝલે રેહમતમે રહેં બાકી હે તો રેહમત
અદિબ મેરા દોઆ પર મોઅમેની સુન કર કહેં આમીં

લિખું સાલે વફાતે કાદરીએ જિન્દા દિલ **કવ્વસર**

**લખે કવ્વસર ગયે બાબા મીયાં સઇયદ સિરાજુદ્દીં**

---

## હીજરી ૧૩૨૯.

જીસે ઇલમો ખિરદ હે વો હમારી નઝમે સાદિક પર
કરેગા ઝોકે દિલસે આફ્રરીં ઓર શોકસે તેહસીં

મરહુમ બાવામીયાં સાહેબ પોતાની પાછળ ત્રણ દીકરીઓ અને એક દીકરો મુકી ગયા. આપના પુત્રનું નામ

**સઇયદ મુસ્તુફા હસન.**

સઇયદ કાઝી મુસ્તુફા હસન સાહેબ કાદરી છે. એમનો જન્મ તા. ૨૦ મી શવ્વાલ હી. ૧૩૦૯ મુતાબિક તા. ૧૮ મી મે સને ૧૮૯૨ ઇ. સ. ના રોજ અમદાવાદ મુકામે થયો છે. આપ ખાનગી રીતે પોતાના પિતાના પવિત્ર સાહયા તળે ગુજરાતી, ઉરદુ, ફારસી અને થોડીક અરબી તથા અંગ્રેજીનો અભ્યાસ કરવા પામ્યા હતા કે પીતાનો સાહયો ઉઠી ગયો તેથી ઘરબારનો બધો કારોબાર આપના માથે આવી પડવાથી પોતાનો અભ્યાસ આગળ વધારી શકયા નહીં છતાં પણ વાંચનનો શોખ હોવાથી તેઓ દરેક વિષયના પુસ્તકો વાંચી પોતાના જ્ઞાનમાં વધારો કરી રહયા છે અને દરેક કોમી કામમાં આગેવાન ભાગ લે છે. આપનું લગ્ન વડોદરાવાળા પ્રખ્યાત કોમી હમદર્દ જનાબ નવાબ મીર સદરૂદદીન હુસેનખાન સાહેબની પુત્રીથી તા. ૩-૧૨-૧૨ ના રોજ થયું છે. ખુદાવંદે કરીમના ફઝલો કરમથી ગઇ તા. ૧૪ મી અકટોમ્બર ૧૯૦૪ ના રોજ આપને ત્યાં બેટાનો જન્મ થયો છે.

મી. મુસ્તુફા હસન કાદરી ચાલુ સમયની કેળવણી પામેલા એક નવજવાન છે. મઝહબી પાબંદીમાં પોતાના વડીલોને પગલે ચાલી રહ્યા છે. આપની કોમી હમદર્દીના સબબે આપને અમદાવાદની અંજુમને ઇસલામના ઓનરેરી જોઇન્ટ સેક્રેટરીનો હોદ્દો આપવામાં આવ્યો છે જે આપ બાહોશીની સાથે બજાવી રહ્યા છે હાલમાં કોમી કામો પ્રત્યેની આપની દીલસોઝી જોતાં જણાય છે કે ભવિષ્યમાં આપના હાથે અનેક કોમી કામો થશે અને કોમને ઘણો લાભ પહોંચશે. ઉપરાંત આપની બાહોશી જોઇને વીરમગામના ઇસલામી શહેરીઓએ આપના વડીલોની કઝાત આપને આપી છે જેથી વીરમગામ શહેરના કાઝીનો હોદ્દો પણ આપ ધરાવે છે.



# શુદ્ધિ પત્રિકા.



| અશુદ્ધ. | શુદ્ધ. | પાનું. | લીટી. |
|---|---|---|---|
| નસીરૂદદન | નાસરૂદદીન | ૬ | ૧૩ |
| શાગીદ | શાગીર્દ | ૧૦ | ૧૦ |
| ફેરે | ફેરે | ૧૦ | ૨૩ |
| અમીરૂદદીન | અમીનુદદીન | ૧૧ | ૧૬ |
| સુલી | સુધી | ૧૧ | ૨૩ |
| ઢમડેરે | ઢમઢેરે | ૧૪ | ૫ |
| અંગ્રેજ | અંગ્રેજ | ૧૪ | ૨૧ |
| હુસનખાંન | હુસેનખાંન | ૨૬ | ૧૦ |
| માશરૂન ઇસ્લેહ | મશારૂન ઇસ્લેહ | ૩૨ | ૮ |
| જીલીબ | જીલેબ | ૩૨ | ૧૫ |
| વજુ | વેજુ | ૪૦ | ૧૨ |
| તજકુર | મજકુર | ૫૧ | ૧૯ |
| પ્રગરણે | પ્રગણે | ૫૩ | ૮ |
| નસીરૂદદીન | નુરૂદદીન | ૫૬ | ૧૭ |
| ઓળખણુ | ઓળખાણુ | ૯૨ | ૧ |
| બીજ | બીજી | ૯૨ | ૩ |
| ના મજુરી | ના મંજુરી | ૧૦૩ | ૧૪ |
| ધમ | ધર્મ | ૧૦૮ | ૧૧ |

| અશુદ્ધ. | શુદ્ધ. | પાનું. | લીટી. |
|---|---|---|---|
| અમાન | અમીન | ૧૨૪ | ૧૭ |
| છ | છ | ૧૨૭ | ૪ |
| સાહેબઝાદી બેગમ | નવાબઝાદી બેગમ | ૧૪૬ | ૪ |
| શોક | શોખ | ૧૪૯ | ૧૦ |
| શાળા | બાયબેરી | ૧૫૪ | ૧૭ |
| ગેહ | ગર | ૧૫૯ | ૫ |
| મુફલેસી | મુફલસ | ૧૬૨ | ૯ |
| કુર | કોર | ૧૬૪ | ૪ |
| હિનજાર | હનજાર | ૧૬૪ | ૪ |
| અમારા | મવલાના | ૧૭૬ | ૩ |
| બનાવનાર | બતાવનાર | ૧૮૨ | ૧૧ |
| આસુફ જાહ | આ ા નર જાહ | ૧૮૪ | ૧૬ |
| નરૂદ ન | નસીરૂદ્દીન | ૧૮૫ | ૬ |
| કર્યો. | ગુજાર્યો | ૨૩૦ | ૧૩ |
| સેંકડો | બહુજ | ૨૩૮ | ૩ |
| લગભગ એકસો | બીજાં કેટલાંક | ૨૩૮ | ૯ |
| ને હજારો | જવાની | ૨૩૮ | ૧૧ |
| મુબસ્સેરીન | કાબુબ | ૨૩૯ | ૧૮ |

